विविध ग्रन्थमाला

वर्ष १० मुं.

संवत १९७६


# टूंकी वार्ताओ

## भाग ६ ठो.


अनुवादक:-

नथुभाई पोपटभाई रावल



प्रकाशक:-सस्तुं साहित्य वर्धक कार्यालय.

मुंबई

अमदावाद.


२

विविध ग्रंथमाला: अंक ११८ थी १२०: वर्ष १० मुं: सं. १९७६.

# टुंकी वार्ताओ

## भाग ६ ठो.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
અનુવાદકઃ બચુભાઈ પોપટભાઈ રાવત, મુઃ ગોંડલ.
સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ–અખંડાનંદ,
કાલબાદેવી રોડ, મુંબાઈ.

પહેલી આવૃત્તિ પ્રત ૫૬૦૦. વિ. સં. ૧૯૭૭, ઇ. સ. ૧૯૨૧

મૂલ્ય { વાર્ષિક ફાળો ૦॥~ પાકું પૂઠું ૦॥। પોસ્ટેજ માફ.
છુટક લેનાર માટે ૦॥। પાકું પૂઠું ૧) પોસ્ટેજ જૂદું.

# દેશી ચ્હા.

તુલસી, ફલાર, બીલી, લજામણી, આંબો, આ પાંચે વસ્તુઓનાં પાન (એમાં આંબાનાં પાન કુમળાં લેવાં) લઇ તેને છાંયે સુકવી અધકચરાં કરી રાખવાં. ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્યદાયક અને વગર ખર્ચે તૈયાર થતા ધરાળુ વનસ્પતિઓના ભૂકાને થોડીવાર પાણીમાં ઉકાળી લેવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકંદરે વાયુ, પિત્ત, કફ એ ત્રણમાંથી કોઈ પણ પ્રકારની પ્રકૃતિવાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાની કુટેવ ન જ છોડી શકતા હોય તેમને માટે જ ઉપલી ધરાળુ ચ્હાની સૂચના છે. નહિ તો માણસને માટે એકલું પણ ગરમાગરમ પાણી પીવું એ આંતરડાંને શેકીને નિર્બળ બનાવનારૂં છે. પથારીમાંથી ઉઠ્યા પછી થોડા કોગળા કરીને લોટામાંનું રાતનું ભરી મૂકેલું અને તે નહિ તો છેવટ તાજું પાણી પણ એક પ્યાલો રોજ પીધા કરવાથી જે ઉત્તમ લાભ થાય છે તેનો ખ્યાલ તો અજમાયશ દાખલ પણ એક મહિનો ચ્હા યા બીજું ગરમાગરમ પીણું છોડીને કરી જોવા વગર આવે તેમ નથી.

# દેશી પેઈનકિલર.

લીંબુનો રસ શેર ૧, આદુનો રસ શેર ૦ાા, સિંધવ તોલો ૧, હીંગ તોલો ૦ા, સંચળ તોલો ૧, સાકર શેર ૧, એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતાં ૩ જોશ આપી, તેને ગાળી લઇ, સારા બુચની બાટલીમાં ભરી રાખવું. એ ભરેલો મસાલો ઠરી જાય એટલે યુક્તિથી ઉપરનું પાતળું પાણી નીતારી લઈ, બીજી મજબૂત બૂચવાળી બાટલીમાં ભરી લેવું. આ પ્રવાહી ઝાડા બંધ કરવા માટે વાપરવું હોય ત્યારે તેમાં થોડું કપુર મેળવી વાપરવું; અને માત્ર પેટમાંનો દુઃખાવોજ મટાડવા સારૂ વાપરવું હોય તો કપુર વિના પાવું. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાંતિ થાય છે અને ઝાડા બંધ થાય છે; ભૂખ લાગે છે અને રૂચિ ઉત્પન્ન થાય છે.

આ તેમજ આગલા પાનામાંની દેશી સ્હા, એ બંને પ્રયોગ સુરત–નાગર ફળીઆ–નિવાસી ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીના લખેલા હોઇ, સુરત નિવાસી વૈદ્યરાજ તિલકચંદ તારાચંદે છપાવી મફત વહેંચેલા પુસ્તક ઉપરથી લખી કહાડેલા છે.

મંત્રી, "સસ્તું સાહિત્ય."

# નિવેદન.

વિવિધ ગ્રંથમાળાના ૧૦ મા વર્ષનું (સં. ૧૯૭૬ નું) આ છેલ્લું પુસ્તક હોઇ, ધોરણ પ્રમાણે સં. ૧૯૭૭ ના લવાજમ બદલ તે વી. પી. થી સર્વ ગ્રાહકોને મળશે. જેમણે ગ્રાહક રહેવા ના લખી હશે તેમને તે સાદા બુકપોસ્ટથી મળશે.

સં. ૧૯૭૭ ના વર્ષને લગતાં નીચલાં બે પુસ્તકો પણ તૈયાર થઈ ચૂકેલાં હોવાથી આ પુસ્તકની સાથે એકજ પૅકેટમાં ગ્રાહકોને મળશે.

| પુસ્તકનો અંક | નામ. |
|---|---|
| ૧૨૧ થી ૧૨૩ | સંસારનાં સુખ. |
| ૧૨૪ થી ૧૨૭ | સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ તથા વિચારોના ચમત્કાર. |

આ પુસ્તકમાં અપાયેલી વાર્તાઓ જુદાં જુદાં હિંદી માસિકો તેમજ પુસ્તકોમાંથી બનતી કાળજીપૂર્વક ચૂંટી કહાડેલી છે. દરેક વાર્તાની સાથે તેના મૂળ લેખકનું તેમજ માસિક પત્ર વા પુસ્તકનું નામ આપેલું છે. અત્ર એ સર્વ લેખક મહાશયોનો તેમજ પ્રકાશક બંધુઓનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવામાં આવે છે.

બે ચાર સિવાયની તમામ વાર્તાઓ ભાઇ બચુભાઈ પોપટભાઈ રાવતના હાથથી અનુવાદિત થયેલી છે. આ દિશામાં તેમનો આ યત્ન પહેલીવારનો હોવાથી સંપાદકને તેમાં કંઇક વધુ ધ્યાન આપવું પડ્યું છે; પરંતુ દરેક સૂચના સમજી જઈ અમલમાં લાવવાની તેમની કાળજી અને ચપળતા તરફ જોતાં તેઓ એક સારા અનુવાદક નિવડવા આશા છે.

વાર્તાની છેવટમાં સાર યા બોધરૂપે અપાયેલી હકીકત, યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં ફેરફાર કરીને યા નવેસરથી લખવાની, તેમજ કોઇ કોઈ ઠેકાણે અંદરના ભાગોમાં પણ યથામતિ વધઘટ, ફેરફાર વગેરે કરવાની છૂટ સંપાદકે લીધી છે.

શુકલ એકાદશી, પોષ, ૧૯૭૭.
૨૦ મી જાન્યૂઆરી, ૧૯૨૧.

ભિક્ષુ—અખંડાનંદ.

# સંવત ૧૯૭૬ ના વર્ષનો પૃષ્ઠમેળ.



એમાં થોડાંક પેજની બહારની જાહેરખબરો હતી તેમજ સ્વામી વિવેકાનંદ વાળા પુસ્તકમાં એક ચિત્ર હતું.

# અનુક્રમણિકા.

# ટુંકી વાર્તાઓ.

## ભાગ ૬ ઠ્ઠો.




("સુમનસંગ્રહ" નામના હિંદી પુસ્તકમાંથી.)

(૧)

સ્ત્રી—જમાઈ ઘરમાં મળ્યા કર્યા વગર જ કેમ ચાલ્યા ગયા?

પુરુષ—તેનું નામ પણ મારા આગળ ન લે! અહંકારમાં એ છોકરો અદ્ધર ને અદ્ધર ચાલે છે! મેં તેને કહ્યું કે તમારી સ્થિતિ સારી નથી તો અહીં આવીને રહો. ત્યારે એ તો ઉલટો એમ કહેવા લાગ્યો કે એક માસ સુધીમાં નહિ મોકલો તો બીજું લગ્ન કરીશ! મેં પણ પછી તેને કહી દીધું છે કે જા, જેટલાં લગ્ન કરવાં હોય તેટલાં કરી નાખજે; મારા ઘરમાં બાજરી ખૂટી ગઈ નથી, હરામજાદા!

સ્ત્રી—સસરા જમાઈનો ઝઘડો અને બિચારી દીકરીના ભોગ!

પુરુષ—એમાં હું શું કરૂં? પાજીના ઘરમાં ખાવા અન્ન તો છે નહિ. પુત્રીને લઇ જઇને શું ખવડાવવાનો હતો?

સ્ત્રી—અવસ્થા ગરીબ તો છે જ, પણ અન્ન વસ્ત્રનો ટોટો પડે એવું તો તેને ત્યાં નથી જ. ઘરજમાઇ બનીને રહેવાની તેમની ઇચ્છા ન હોય તો પછી પુત્રીના નામપર દસ વીસ હજાર રૂપીઆ અને એકાદ સારૂં જેવું મકાન શામાટે નથી લખી આપતા? દુશ્મનનાં મ્હોં કાળાં કરવાની શક્તિ શું તમારામાં નથી? દીકરીને જન્મારા સુધી રોટલો ખવાડયો એમાં શું વળે? એના સુખ તરફ અને ધર્મ તરફ પણ જોવું જોઇએ કે નહિ? બિચારી ગરીબ ગાય જેવીનું મ્હોડું સદાય હસતું રહેતું તે હવે કેવું કરમાઇ ગયું છે! સ્વામીની સાથે ગૃહસ્થાશ્રમ તો એને માંડવો પડશે; એમાં તમારે શું?

પુરૂષ—હું બધુંયે સમજું છું; પણ ત્યારે શું એ પાજીનું જ કહેવું થાય? મારી આટલી ઉમ્મરમાં કોઇએ એક અક્ષર પણ ઉંચે સાદે મને કહ્યો નથી, તો એ કોણ કહેનાર? જરાક જેટલા છોકરાનું આવડું મોટું સાહસ? હું તો કદિ પણ પુત્રીને નહિ મોકલું. એને અહીં આવીને રહેવું હોય તો રહે. તમારી સ્ત્રી જાતિની તો બુદ્ધિ જ પાનીએ!

"હું તો કહી દઉં છું કે અંતે પસ્તાવું પડશે." આટલું કહીને સ્ત્રી દુઃખિત હૃદયે ચાલી ગઇ.

એ સમયે લગભગ દસ વાગ્યા હતા. વૃદ્ધ જમીનદાર ગોપાલરાય ઉપરની બેઠકમાં બેઠા બેઠા, સમાચારપત્રને અથથી ઇતિ સુધી પૂરૂં કરીને જમીનદારીના કાગળ-પત્ર જોવાના કામમાં પડ્યા હતા. આવે સમયે પહેલાં જમાઇએ અને પછી તેમની સ્ત્રીએ આ પ્રકારે તેમના મનને બગાડી દીધું. ગોપાલરાયે તમાકુ પીતાં પીતાં સમાચાર પત્ર ઉપાડીને નાક આગળ ધર્યું હતું ખરૂં, પણ એમના ચ્હેરા ઉપ-

રથી દેખાઇ આવતું હતું કે તેમની દૃષ્ટિ સમાચારપત્રની લીટીઓ પર હોવા છતાં પણ તેમનું મન બીજી બાજુએ હતું.

ગોપાલરાય ગામના આપખુદ અમલદાર હતા. જેવી વિશાળ તેમની જમીનદારી હતી તેજ પ્રમાણમાં તેમની ઉદારતાની પણ સીમા ન હતી. પ્રજાવૃન્દ અને ગામના બીજા બધા લોક તેમના તરફ ભય અને માન બંને ધરાવતા. તેનું કારણ એ હતું કે કામ-કાજમાં રાયસાહેબ જેટલા કઠોર હતા તેટલા જ લોકોની વિપદ–આપદ ના સમયમાં ખુલ્લે હાથે અને ખરા જીગરથી સહાય કરતા. રાય સાહેબમાં એક મુખ્ય દોષ એ હતો કે પોતાના મતની વિરૂદ્ધતા કોઇ પણ પ્રકારે સહન ન કરી શકતા. જો કોઈ વિરૂદ્ધમાં વાત કરતું તો તેનું જડ-મૂળ કાઢી નાખ્યા વિના ન છોડતા!

વૃદ્ધનું આવું સ્વેચ્છાચારી ગર્વિત મન આજ પહેલીજ વાર જમાઇનો વિરોધ જોવાથી ક્રોધથી ગર્જવા લાગ્યું. જ્યારે તેમણે ગરીબ સ્થિતિના ચન્દ્રભૂષણની સાથે પોતાની એકની એક લાકડી કન્યા રાધાનું લગ્ન કર્યું ત્યારે મનમાં વિચાર કરી રાખ્યો હતો કે લગ્ન પછી જમા-ઇને ઘરમાં લાવીને રાખીશું. તેમને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો કે એક ગરીબના છોકરામાં એટલું બધું પાણી હોય અને પોતાના સુખ સગવડ ભર્યા ઘરમાં આવી રહેવાની ના પાડે! આથી વિવાહ પહેલાં વૃદ્ધે આ બાબતની કોઇ પણ વાત ઉપાડવાનું આવશ્યક માન્યું ન હતું. હવે વૃદ્ધની ઉંઘ ઉડી. ઉદ્ધત જમાઇને શિક્ષા કરવા માટે તેમના શરીરનું બધું જ લોહી ઉકળી ગયું હતું; પરંતુ વળી પાછું પ્રાણથી પણ પ્રિય પુત્રી તરફ મન ખેંચાવા લાગ્યું. વૃદ્ધ પોતાની કન્યાને બહુ જ વહાલથી ચાહતા હતા. 'રાધા' એટલે એમને મન શી વસ્તુ હતી એ સમજાવવું કઠિન છે. તે ખાધે પીધે દુઃખી ન થાય એવા હેતુથી જ દરિદ્ર સ્વામીને ઘેર મોકલવાનું વૃદ્ધને ગમતું

ન હતું. જો કે સ્ત્રી સાથેની વાતચીત પછીથી મનમાં તો તેઓ સમજી જ ગયા હતા કે બાપને ત્યાં રહેવા કરતાં દરિદ્ર સ્વામીને ઘેર રહેવું એ જ તેમની કન્યાને માટે વધારે સારૂં હતું, છતાં પોતાના હંમેશના જીદ્દી સ્વભાવ આગળ તેઓ બધું જ ભૂલી ગયા.

( ૨ )

એક મહિના પછી એક દહાડો ત્રીજે પહોરે ચાકરડીએ બજારમાંથી આવીને રાધાના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. રાધાએ તરત જ ચિઠ્ઠી ઉઘાડીને વાંચી. તેમાં લખ્યું હતું કે,

રાધા ! જો તું મારી સ્ત્રી હોય તો આ ચિઠ્ઠી વાંચીને સીધી અહીં ચાલી આવજે. તારાં મકાન પછી ચાર પાંચ મકાન મૂકીને મારા મિત્ર નારાયણના ઘરમાં હું છું. ચાકરડીને કહીશ તો એ મકાન ઓળખાવશે. હું હવે સસરાને ઘેર આવી શકું તેમ નથી.

—ચન્દ્રભૂષણ.

રાધાએ તરત જ પોતાની માતાની પાસે જઇને ચિઠ્ઠીની વાત કહી. માતાએ સ્નેહથી રૂંધાયલા સ્વરે આંસુ ભરી આંખે કહ્યું:—"કહે, હું શું કરૂં ? બેટા, તારા પિતાની રજા વગર શું થાય ? તેમણે તો જીદ પકડી જ રાખી છે."

"ઠીક." આટલું કહીને રાધા તરત જ ઉપર ચાલી ગઇ. તેણે પોતાની ઓરડીમાં આવીને કબાટમાંથી ઘરેણાં કહાડીને એક પછી એક પહેરી લીધાં. વિવાહમાં સાસરેથી આવેલી ઢાકાની સાડી પણ પહેરી લીધી. બાકીનાં બધાં કપડાં લત્તાં સમેટી લઇને પેટીમાં ભરી દીધાં. બધું બરાબર કરીને કોઇને કંઇ પણ કહ્યા સિવાય બહાર પિતાની સામે જઇને પ્રણામ કર્યાં. વૃદ્ધ તે સમયે અફીણના નિશામાં ચકચૂર હતા. તેમણે ચોંકીને સુસજ્જિત વેશમાં આવેલી કન્યા સ્હામે જોઇને હતબુદ્ધિ થઇને કહ્યું:—

"એ ! આ શું ? ક્યાં જાય છે ?"

રાધાએ કહ્યું: "પિતાજી, હું સાસરે જાઉં છું !"

વૃદ્ધ—"સાસરે ! તું શું બોલે છે ?"

રાધાએ ધીરે રહીને કહ્યું:—"તે આપણા મકાન પાસે આવેલા નારાયણના મકાનમાં છે. મને બોલાવવાને ચિઠ્ઠી મોકલી છે. તમે મને મારે સાસરે પહોંચાડી દો."

વૃદ્ધે ઉંચે અવાજે કહ્યું: "દૂર થા—દૂર થા—મારી નજર આગળથી દૂર થા ! મારાં બધાં ઘરેણાં કાઢી નાખ, તારી ઇચ્છા હોય ત્યાં જા !" આટલું કહીને તેમણે મ્હોં ફેરવી નાંખ્યું.

રાધાએ આંસુભરી આંખ પિતાને પ્રણામ કરીને તેમના પગની ધૂળ માથે ચઢાવી. પછી તેણે ઘરમાં જઇને એક પછી એક બધાં જ ઘરેણાં ઉતારી કબાટમાં મૂકી દીધાં. હાથમાં ફક્ત એકએક કાચની બંગડી જ રહી. પેટી, કપડાં જે કંઇ લીધું હતું તે બધું પાછું મૂકી દીધું. આ પછી દીન અવસ્થાએ રોતાં રોતાં માતાને તેણે પ્રણામ કરીને કહ્યું: "મા, હવે હું જાઉં છું."

માએ કહ્યું:—"આ કેવા વેશે તું સાસરે જાય છે ? રાધા, ચાલ બેટા, તને ઘરેણાં—કપડાં પહેરાવી સજ કરૂં."

રાધાએ કહ્યું:—"ના. મા, તું નથી સમજતી, એ બધી મોટાઇની સજાવટ જોઇને તે કદાચ ચીડાઇ જશે. હું ગરીબ વેશમાં જ જઇશ." તેણે મૂળ વાત—બાપે ના પાડેલી તે—પોતાની માને ન કહી.

માતા તો એમ જ સમજતી હતી કે પુત્રીએ જેમ તેમ સમજાવીને પિતાની સંમતિ મેળવી હશે. આથી કરીને તેણે વિયોગના દુ:ખવચ્ચે પણ શાંતિનો કાંઇક અનુભવ કર્યો. છાતી ફાટી જવા છતાં પણ મન મારીને તેણે કન્યાને છાતી સરસી ચાંપી અને તેનું મુખ ચૂમીને આશીશ દીધી.

પ્રથમથી જ ચંદ્રભૂષણે વાહનનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તે રડતી રડતી વાહનમાં બેઠી અને દાસી વાહનની સાથે સાથે ચાલવા લાગી.

( ૩ )

ચંદ્રભૂષણ રાધાને લઇને પોતાને ગામ—જયનગર પહોંચ્યો. તેની માતા વહુને ઘરેણાં વગર આવેલી જોઇને મોટે અવાજે બોલી ઉઠી: "અરે રામ રે ! આ જમીનદારની પુત્રીનો મજુરણનો વેશ ! શું અમે ચોર છીએ કે, લુટારા કે તેના ઘરેણાં ઉતારી લેત ! અમને ગરીબ સમજીને આટલી બધી બેપરવાઇ ! હે રામ ! અમારે ત્યાં પણ એક વખત સઘળું હતું—કોઈ વાતની ઉણપ ન હતી."

ચંદ્રભૂષણે માતાને બોલતી બંધ કરી કહ્યું: "મા, શાંત થા ! તે પોતાની મરજીથી જ બધાં ઘરેણાં ઉતારીને આવી છે. હું ઘરેણાં ઘડાવવા શક્તિમાન થઇશ ત્યારે જ તે ઘરેણાં પહેરશે. હાલ તો કાંઇક ખાવાનું આપ. રસ્તામાં બહુ અગવડ પડી હતી."

"વહુ તો બાળક છે, પણ ડોશી ડોસાની અક્કલ પણ મારી ગઇ કે પુત્રીને નાગી સાસરે મોકલી ! હું તો શરમની મારી મરી જાઉં છું ! આજકાલના છોકરાઓ પણ અજબ !" આમ કહેતી કહેતી તે રસોડામાં ગઇ અને ભાણાં પીરસ્યાં.

ચંદ્રભૂષણના ઘરમાં તેની માતા અને એક નાના ભાઇ સિવાય અન્ય કોઇ ન હતું. ઘણા વખત પહેલાં ચંદ્રભૂષણનો પિતા સ્વર્ગવાસી થયો હતો. તેનો પિતા પુરોહિતપણું કરી પોતાનો ગૃહસંસાર ચલાવતો હતો. તે પોતાના મરણ વખતે થોડી ઘણી જમીન સિવાય અન્ય કાંઇ પાછળ મૂકી ગયો ન હતો. બેચાર ઘરનું યજમાનપણું હતું. પિતાના મૃત્યુ બાદ ચંદ્રભૂષણને યજમાન તરફથી માસિક ત્રીસ ચાલીસની આવક થતી હતી. આ ઉપરાંત ખેતરમાંથી શાક, ભાજી,

ધાન્ય વગેરે આવતું હતું; વળી ઘેર ચાર પાંચ ગાયો પણ હતી. આવી રીતે જેમ તેમ કરી તેનો સંસાર ચાલતો હતો.

રાધાએ સાસરે આવી ઘરનું સર્વ કામકાજ કરવા માંડયું. પ્રથમ તો તેને સાસુની લવરીથી ઘણું દુઃખ થવા લાગ્યું. ઘરકામ કરતી વખતે પણ તેની બીકથી તે ધ્રૂજતી હતી. એક તો તેને કામ કરવાની ટેવ ન હતી, તે ઉપરાંત તેને ડગલે ને પગલે મ્હેણાં સાંભળવાં પડતાં હતાં, તેથી તે જરા જરામાં રડી દેતી હતી; પરંતુ ધીમે ધીમે તેના પતિની સમજાવટ અને દિલાસાને લીધે એ સઘળું તેને સહેવાઇ ગયું ને સાસુની વાત મનમાં જ લાવતી નહિ. લાડકોડમાં ઉછરેલી ચૌદ વર્ષની રાધાએ થોડા જ દિવસમાં ઘરનું સઘળું કામકાજ શીખી લીધું. તેણે સ્નેહ, સેવા અને યત્નથી સર્વને વશ કરી લીધાં; તે એટલે સુધી કે એક દિવસે તેની સાસુ કહેવા લાગી કે "ચંદ્રભૂષણ વહુ તો સારી લાવ્યો છે; મોટાં ઘરમાં આવી સુલક્ષણી પુત્રીઓ ક્યાંય માલુમ પડતી નથી."

રાધા પોતાના નવા સંસારમાં ભળી ગઇ; પરંતુ જે ઘેર તેનો જન્મ થયો હતો ત્યાંથી તે જે દશામાં વિદાય થઇને આવી હતી એ તેના મનમાં હરહંમેશ સાલતું હતું. પિતા પ્રત્યે તેને ગુસ્સો ન હતો; ના છુટકે તેને પિતાના દુઃખનું કારણ બનવું પડયું. તે તેના હૃદયમાં તીરની અણીની માફક ખુંચ્યા કરતું હતું. તેણે પોતાના પિતાને એક પત્ર લખ્યો:-

પરમપૂજ્ય પિતાજી!

મેં તમારો અપરાધ કર્યો છે તેને માટે મને ક્ષમા આપો. તમે તમારી રાજીખુશીથી મારા હાથમાં જે ભાર સોંપ્યો હતો તે ભારને ઉપાડવાથી તમને દુઃખ થયું છે તેથી હું ઘણી જ દુઃખી છું. હું તમારા પગ પકડી માફી માગું છું. જો તમે મને માફ નહિ

કરો તો મારો જીવ શાંત પડશે નહિ. પત્રનો ઉત્તર શીઘ્ર આપશો. માતાને મારા પ્રણામ કહેશો અને તમે પણ મારા પ્રણામ સ્વીકારશો. હું તમારી કુશળતાના સમાચાર જાણવા ઉત્સુક છું.

**લી. તમારી વહાલી રાધા.**

પુત્રીનો નિર્દયપણે તિરસ્કાર કર્યા બાદ ગોપાલરાય બહુ દુઃખી અને અધમૂઓ થઇ પડયો હતો. રોગી માણસ માથાની તીવ્ર વેદનાથી થોડા સમયને માટે ખરાબ રીતે હાથપગ પછાડી છેવટે બેવડો દુઃખી થઇ પડે છે તેવી જ અવસ્થા તેની થઇ હતી. પુત્રીના ગયા પછીથી તેને ભોજન પર રુચિ રહી ન હતી. કોઇ પણ કામમાં મન ચોંટતું ન હતું. કોણ જાણે કયા વિચારમાં તે પડી રહેતો હતો. ત્યારબાદ જ્યારે તેની સ્ત્રીને કેવી રીતે કન્યા વિદાય થઇ છે તે માલુમ પડયું ત્યારે તો વૃદ્ધના ઉપર તેની ગર્જનાની હદ જ રહી નહિ. આવી સ્થિતિમાં રાધાનો પત્ર મળવાથી શોકને લીધે એક વખત તો તે સ્તંભિત થઈ ગયો. જેવી રીતે એક ગાંડો માણસ પોતાની ઇચ્છાને કાબૂમાં રાખી શકતો નથી તેવી રીતે વૃદ્ધે પણ અશ્રુ વહેવરાવી વહેવરાવીને વારંવાર કાગળ વાંચ્યો. પત્રનો ઉત્તર આપવાની ઇચ્છા થઈ, પણ તે ઉત્તર આપી શકયો નહિ.

આવી રીતે બીજા સાત આઠ માસ વીતી ગયા. રાધા ગર્ભિણી હતી. તે કવખતે એક પુત્ર સંતાન પ્રસવ કરીને ઘણી જ બીમાર થઇ. તેની સ્થિતિ ખરાબ થતી ચાલી. રાધા પોતાની સ્થિતિ કળી ગઇ અને પિતા માતાનો મેળાપ નહિ જ થાય એવા વિચારથી તે વધારે દુઃખી થઈ. ખાટલાપરથી જ તેણે તેના પિતાને એક પત્ર લખ્યો:

**પરમપૂજ્ય પિતાજી,**

મને એક પુત્ર થયો છે, તેણે તો તમારો કોઇ અપરાધ કર્યો નથી ને? તેને જોવાને તો એક વખત આવો! હું ઘણી જ માંદી

છું. કદાચ આ માંદગીમાંથી બચું પણ નહિ. વધારે લખવાની શક્તિ નથી. **લી. એક વખતની લાડકી રાધા.**

પત્ર મળતાં જ વૃદ્ધે ગાંડાની પેઠે ઘરમાં જઇ સ્ત્રીને કહ્યું: "આજે જ હું તો જમાઇને ઘેર જઇશ. લે, આ કાગળ તો જો ! હવે કદાચ રાધાનો તો મેળાપ પણ નહિ થાય." સ્ત્રી પછાટ ખાઇને જમીન પર પડી અને ઉચ્ચ સ્વરે રડવા લાગી. નોકરોને આજ્ઞા થતાં જ તેઓ સરસામાન ગોઠવવા લાગ્યા. મોટી મોટી બે પેટીઓમાં ઘરેણાં અને કપડાં ભરી લઈ ગોપાલરાય પોતાની સ્ત્રીને લઈ નીકળ્યા.

સાયંકાળ પછી સર્વ જયનગરમાં પહોંચ્યાં. ચંદ્રભૂષણનું મકાન સ્ટેશનની પાસે જ હતું. ઘેર પહોંચતાં જ સસરો જમાઈ ભેટી પડ્યા ! તેને આલિંગન દઈ વૃદ્ધે ગદ્દગદ સ્વરે કહ્યું: "બેટા, મનમાં કાંઈ રાખશો નહિ. કંઈ હમેશાં અમારૂં વૃદ્ધ મનુષ્યોનું મગજ ઠેકાણે હોતું નથી. રાધા ક્યાં છે ? તે ક્યાં છે ? સારી તો છે ને ?" જમાઈ સાસુ સસરાને લઇને રાધાના ઓરડામાં ગયો. વૃદ્ધે બારણામાંથી જ જોયું કે દુર્બળ રાધા સંતાનને સોડમાં લઈ સુતી છે. વૃદ્ધની બન્ને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. તેણે દોડીને પોતાની પુત્રીને છાતીએ લગાડી અને ગદ્દગદ સ્વરે કહ્યું: "દીકરી ! આંખો ઉઘાડી જો; હું પાપી છું ! બેટા ! હું આવ્યો છું." પુત્રીએ મહામહેનતે ઉઠી પિતા માતાની ચરણરજ માથે ચડાવી. ત્યારબાદ તેણે જોરથી પિતાના પગ પકડી કહ્યું: "પિતાજી ! કહો કે તમે મને માફી બક્ષી છે." વૃદ્ધે ધીમે ધીમે પગ છોડાવી કન્યાને માથે હાથ મુકી કહ્યું: "દીકરી ! મારા મનમાં કાંઇ નથી; હું સઘળું ભૂલી ગયો છું. સાજી થઇશ તો જ હું બચીશ." ત્યાર બાદ તેણે ઘરેણાંની બન્ને પેટીઓ કન્યાની સામે મૂકાવી કહ્યું: "દીકરી ! તેં ગુસ્સે થઈ બધું ફેંકી દીધું હતું; હવે આ લે, તારી પાસે જ રહેશે. હવે જ્યારે તું આ સઘળું પહેરશે ત્યારે જ

મારૂં દુઃખ દૂર થશે." પેટીમાંથી એક નાનો હાર કાઢી વૃદ્ધે નવ-કુમારના ગળે પહેરાવી તેને ચુંબન કર્યું. બાળક આંખો બંધ કરી કાંઇક હસ્યો. જાણે કે તે હસીને એમ ન કહેતો હોય કે "કેમ બાપાજી ! હવે જક્ક ક્યાં ગઈ ?" ત્યારબાદ વૃદ્ધે જમાઇને બહાર બોલાવીને કહ્યું: "તમારા અહીં આવ્યા બાદ મેં મારો માલ, મકાન, અને જમીનદારીનો અર્ધો ભાગ ધર્માદા કહાડી બાકીનો અર્ધો ભાગ તમારા બન્નેના નામે વસીયતનામું કરી ચડાવી દીધો છે." આટલું કહીને તેણે વસીયતનામું ચંદ્રભૂષણને બતાવ્યું અને કહ્યું: "હવે બધું તમારૂં જ થયું છે તો તમારા પોતાના ઘરમાં રહેવામાં શરમ નહિ લાગે. રાધાની તબિયત સુધર્યે તમે બધાં ત્યાં આવીને રહો એ જ મારી અંતિમ ઇચ્છા છે." ચંદ્રભૂષણ પણ પોતાની ઉદ્ધતાઇભરેલી વર્તણુક યાદ લાવીને ઘણો જ લજ્જિત અને ઝંખવાણો થયો. તેણે કાંઇ પણ બોલ્યા સિવાય વૃદ્ધની ચરણરજ માથે ચડાવી પોતાની સંમતિ પ્રગટ કરી.

પિતા માતાને જોવાથી અને તેમના સદ્‌ભાવ તથા સેવાથી રાધાની તબિયત જલદી સુધરી ગઈ. જ્યારે વૃદ્ધ સર્વને લઇને ઘેર આવ્યો ત્યારે તે શૂન્ય ઘર ફરીથી આનંદપૂર્ણ થઇ ગયું અને વૃદ્ધના સુખની સીમા રહી નહિ !

ધન્ય છે રાધા જેવી આર્યબાળાઓને કે જેઓ અણીને વખતે ઉંડી બુદ્ધિ દાખવી શકે છે અને પોતાની જાતપર અપમાન અને દુઃખ વેઠીને પણ છેવટે બં ે પક્ષને સુખી કરી શકે છે !

---



# શાંતિ.

( " સરસ્વતી " નામના હિંદી માસિકમાંથી--મૂળ લેખક )

**વિશ્વંભરનાથ શર્મા કૌશિક.**

( ૧ )

વૃદ્ધાવસ્થાને લીધે રાયબહાદુર રામચંદ્ર દત્તનો સ્વભાવ જરા ચીઢીઓ થઈ ગયો હતો; અને તેથી સંસારનાં બધાં સુખ હોવા છતાં પણ એમના હૃદયમાં શાંતિ ન હતી. મનુષ્યના હૃદયને શાંતિ ઘણી પ્રિય હોય છે અને તે સદા શાંતિની તૃષ્ણાથી વ્યાકુળ રહે છે. રાયસાહેબને ત્યાં કોઇ પ્રકારની ખોટ ન હતી; ધન પણ કમી ન હતું; પરિવાર પણ ભરપૂર હતો; પુત્ર, પુત્રીઓ, અને પૌત્ર ઇત્યાદિ બધાં હતાં--માત્ર ન હતી હૃદયમાં શાંતિ !

રાયસાહેબ એક દિવસ વિચાર કરતા બેઠા હતા કે કયા પ્રકારથી હૃદયને શાંતિ મળે ? તેઓ પોતાના પાછલા જીવન ઉપર વિચાર કરી રહ્યા હતા. તેઓ ચિંતન કરતા હતા કે હું એક દિવસ કહેતો હતો કે જો હું લક્ષાધિપતિ બની જાઉં તો મારો વખત બહુ જ શાંતિમાં વીતશે અને મારે કોઈ પ્રકારની ન્યૂનતા નહિ રહે. કોઇ પ્રકારની સામગ્રીની ખોટ ન હોય એ જ સુખશાંતિ, એમ હું એ સમયે સમજતો હતો. ઇશ્વરે જ્યારે ધન આપ્યું અને લક્ષાધિપતિ બનવાની મારી અભિલાષા પૂર્ણ થઇ ત્યારે વળી એવી ઇચ્છા થઇ આવી કે

કોઈ ઇલ્કાબ મળે તોપછી મારે બીજું કાંઇ ન જોઇએ અને પછી મારૂં બાકીનું જીવન શાંતિથી પૂરૂં કરી શકીશ. ઇશ્વરે મારી આ અભિલાષા પણ પૂરી કરી દીધી. મને રાયસાહેબનો ઇલ્કાબ મળ્યો. પરંતુ તે પછી પણ મેં મારૂં હૃદય તપાસ્યું તો તેમાં શાંતિ આવેલી જણાઇ નહિ; એક વાસના પૂરી થાય તે પહેલાં જ બીજીનો જન્મ થતો. પુત્રની અભિલાષા પૂર્ણ થતાં પૌત્રની થઇ. તે પૂરી થતાં કોઇનું લગ્ન કરવાની તો કોઇની સગાઇ કરવાની બાબતો નિકળ્યા જ કરતી. બસ બધું મિથ્યા જ છે. લોકો કહે છે કે સાંસારિક સુખોમાં શાંતિ છે—વાસનાઓ પૂર્ણ થવામાં શાંતિ છે; પરંતુ સત્ય તો એ જ છે કે શાંતિ કશામાંજ નથી. જો શાંતિ હોય તો સંસારને ત્યજવામાં અને સંન્યાસી બની જવામાં જ છે. જો એમ ન હોય તો મોટા મોટા યોગીઓ અને જ્ઞાનીઓ સંસાર છોડીને સંન્યાસ કેમ લે છે ? ઠીક છે; આ સંસારને છોડી દેવાથી મારા મનને વિશ્રામ મળે છે.

રાયસાહેબ આ વિચારોમાં હતા એટલામાં પાછળનો દરવાજો ઉઘડયો અને તેમનો સૌથી મોટો દિકરો અંદર આવ્યો. રાયસાહેબે ચમકીને તેને પૂછ્યું: "કૃષ્ણ, શું છે ?"

કૃષ્ણદત્ત ક્રોધે ભરાયેલો હતો; બાપે એટલું પૂછતામાં તો તે કઠણ શબ્દોથી બોલ્યો: શું હોય ? વિષ્ણુદત્તે (કૃષ્ણદત્તના નાના ભાઇએ) તો બસ મારા નાકમાં જ દમ લાવી દીધો છે! એનો જ હુકમ ચાલે એમ એ ઇચ્છે છે. આજ મારે એક જરૂરના કામે જવું હતું. મેં કહાવ્યું હતું કે આજ મોટર બીજે ન જાય; પરંતુ કોઇનું કામ થાય વા બગડે તેની એને શી પરવા ?

રાયસાહેબ—તો આખરે એણે કહ્યું શું ?

કૃષ્ણ—કહ્યું શું ? મોટર લઇને કંઇક ચાલ્યો ગયો. અનવરખાં શૉફરે કહ્યું કે મોટા બાબુએ પોતાના કામ માટે મોટર રોકેલી છે,

પણ તે એણે ન માન્યું અને ઉલટી તેને બે ચાર ખરી ખોટી સંભળાવી દીધી. આખરે નોકરનું શું ચાલે? તેને તો મોટર લઇજ જવી પડી.

રાયસાહેબ નમ્રતાપૂર્વક બોલ્યાઃ ખેર, હવે તો લઇ ગયો. તું ગાડી જોડાવ અથવા ઘોડા ઉપર જા.

કૃષ્ણ—તમે પણ કહી દીધું કે ગાડી જોડાવ, ઘોડા ઉપર જા! આમ જ તેનું સાહસ વધતું જાય છે. તે સમજે છે કે બાપુજી તો કંઇ બોલવાના જ નથી, એટલે ચાહે તેમ કરે છે.

રાયસાહેબ—તો આખરે તું ચાહે છે શું?

કૃષ્ણ—ચાહું છું એ કે મારે માટે એક બીજી મોટર મંગાવો. ગાડી કે ઘોડાપર જવા આવવાનું મને ફાવતું નથી ને મોટર ઉપર નાના બાબુનો અધિકાર. હું બહુ જ ગમ ખાઇને રહ્યો છું નહિં તો રોજ ઝઘડો થયા કરે.

રાયસાહેબ—સારૂં, હું તેને સમજાવી દઇશ અને નહિં માને તો તને બીજી મોટર મંગાવી આપીશ.

કૃષ્ણદત્ત જતો હતો ત્યારે રાયસાહેબે ઠંડો શ્વાસ લઇ કહ્યું: મને એટલી પણ સ્વતંત્રતા નહિં કે ક્ષણભર એકાંતમાં શાંતિપૂર્વક બેસી શકું! ઉફ! હું તો આ જંજાળથી થાકી ગયો.

એક તરફથી કૃષ્ણદત્ત ગયો કે બીજી તરફથી તરત જ પાછળનું બીજું બારણું ઉઘડ્યું, અને પૂર્ણ ઉમ્મરની બે છોકરીઓ છમ છમ કરતી અંદર આવી. તેઓ પરસ્પરમાં વાત કરતી આવતી હતી. એક કહેતી હતી કે "ગમે તેમ થાય તોપણ હું તો બાપાજીને કહીને આજે જ બનાવરાવીશ."

બીજી બોલી—તું બનાવરાવીશ તો શું હું નહિ બનાવરાવું? રાયસાહેબે પાછા વળીને જોયું. એટલી વારમાં તો બન્નેય તેમની

પાસે આવી પહોંચી. રાયસાહેબ પોતાના મોંપર કિંચિત્ હાસ્ય લાવીને બોલ્યા: "શું છે કૃષ્ણા? શું બનાવવાની વાતચીત છે?"

કૃષ્ણા—બાપુજી, આજ હું રાય શ્યામાચરણને ઘેર ગઇ હતી. ત્યાં (રાય શ્યામાચરણની પુત્રી) સુભદ્રાને માટે આજ હીરાજડિત કંકણ બનીને આવ્યાં છે. બાપુજી શું કહું! એવાં કંકણ તો મેં કદિ જોયાં નથી. બાપુજી મારે માટે પણ એવી એક જોડી બનાવરાવો.

બીજી છોકરી—અને મારે માટે પણ.

રાયસાહેબ—તમારી પાસે તો બે ત્રણ કંકણ છે. એજ પહેરવાની વારી નથી આવતી તો બીજાં બનાવીને શું કરશો?

કૃષ્ણા—બાપુજી, તે એવાં નથી. બાપુજી! મને એવાં બનાવી આપો.

રાયસાહેબ—સારૂં, પણ પહેલાં એને જોઉં તો ખરો! નમુનો મળશે ત્યારે તેવાં બનશે.

કૃષ્ણા—નમુનો મેળવવો એમાં તે શી મોટી વાત! એમને ત્યાં માણસ મોકલોને!

રાયસાહેબ—સારૂં; જોઇ લેવાશે.

કૃષ્ણા:—નહિ. હમણાં જ મંગાવો; ફરી પાછા તમે ભૂલી જાઓ.

રાયસાહેબની ઇચ્છા આ સમયે જરા એકાંતમાં રહેવાની હતી; પરંતુ છોકરીઓ એવી મંડી કે એમને ઉઠવું જ પડ્યું અને કંકણ મંગાવવાની તજવીજ કરી જ પડી!

( ૨ )

રાય રામચંદ્રદત્તે પોતાના મિત્ર રાય શ્યામાચરણને કહ્યું: "તમારૂં આ કહેવું તો ઠીક છે કે ગૃહસ્થાઇથી વધીને-ખાસ કરીને એવી ગૃહસ્થાઈ કે જેમાં કોઇ પ્રકારની ખામી ન હોય-કોઇ વસ્તુ વધારે સુખ-

દાયક નથી; પરંતુ મને તો સુખની અપેક્ષાએ દુઃખજ અધિક અનુભવાઇ રહ્યું છે. આજ આ ઝગડો ઉઠીને ખડો થાય છે તો કાલે બીજો! બસ કાંઇને કાંઇ લપ રોજનું રોજ હોય જ! ભૂત મુવું કે પ્રેત જાગ્યું જ હોય! રોજની માગણીઓનો માર્યો હું તો કંટાળી જ ગયો છું. જમીનદારીનો પ્રબંધ તો વળી જૂદો હોઇને તેણે પણ નાકમાં દમ લાવી નાખ્યો! શું શું કરૂં ને શું શું જોઉં! ઘરના હાલ પણ એવા કે બસ કોઇ કોઇથી ઉતરે તેમ નથી! એકનું કહ્યું કર્યું, એટલે બીજાનું મોઢું ચઢ્યું જ હોય! બિમારીએ પણ બસ જાણે ઘરમાં અડ્ડો જ જમાવ્યો છે; આજ એકને તાવ, બીજાને સળેખમ! એક હજી સાજું ન થયું હોય ત્યાં બીજું પડ્યું જ હોય! કોઇ ઘડી એવી નથી જતી કે જેમાં ચિંતાથી બચ્યું. દિવસમાં એક કે અર્ધો કલાક પણ હું શાંતિમાં ગાળી શકતો નથી. બતાવો, શું કરૂં?"

રાય શ્યામાચરણ મંદ હાસ્ય કરતા બોલ્યા: "ગૃહસ્થાઇનું સુખ તો એજ છે; એને દુઃખ સમજવું એ જ મારી સમજ પ્રમાણે મોટી ભૂલ છે."

રાય રામચંદ્ર—સંભવ છે કે કોઇ લોકોને એમાંથી સુખ પણ મળતું હોય, પરંતુ ભાઇ! મને તો એ ઘોર દુઃખ જ જણાય છે.

રાય શ્યામા—તો તમે શું ચાહો છો?

રાય રામચંદ્ર—હું તો હવે એ ચિંતાઓમાંથી છૂટકારો માગું છું, અને ચાહું છું કે મારા બાકીના દિવસ શાંતિપૂર્વક ઇશ્વરભજનમાં ગાળી શકું.

રાય શ્યામાચરણ આ વાત ઉપર ખૂબ હસ્યા અને બોલ્યા: "તો એમ જ કહોને કે મોક્ષની તૈયારી કરવા ચાહો છો!"

રાય રાયચંદ્ર ગંભીરતાથી બોલ્યા: "આ હસવાની વાત નથી. મોક્ષને માટે તૈયારી કરવી એતો બહુ કઠિન વાત છે. હું તો કેવળ એટલું જ ચાહું છું કે મારા હૃદયમાં શાંતિ રહે."

રાય શ્યામા—હૃદયને શાંત રાખવું એતો મનુષ્યની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. ઘણા મનુષ્યો એવા હોય છે કે જેઓ જંજાળમાં ફસાઇ રહ્યા છતાં કદિ અશાંતિની ફરીયાદ નથી કરતા; અને તમારા જેવા પણ ઘણાક છે કે જેમને કદિ કોઇ પણ અવસ્થામાં શાંતિ નથી.

રાય રામચંદ્રને રાય શ્યામાચરણની વાત જરા પણ રૂચી નહિ. તે બોલ્યા: "સંભવ છે કે એવા લોક પણ હોય કે જેમને અશાંતિની ફરીયાદ નહિ હોય; પરંતુ મને તો આજ સુધી એવો કોઇ નથી મળ્યો."

રાય શ્યામાચરણ બોલ્યા: "એમાંનો એક તો હું જ તમારી સામે મોજૂદ છું."

રાય રામચંદ્ર મૃદુ હાસ્ય કરીને બોલ્યા:-હજી તમારી અવસ્થા પણ કેટલી છે! તમારે તો હજી સંસારનાં બહુ સુખ લુંટવાં છે. તમારા હૃદયમાં અભિલાષાઓ છે; ઉમંગ છે. તેથી તમને કશા ઉપર અણગમો નથી. જ્યારે મારી ઉંમરે પહોંચો અને શાંતિની ફરીયાદ ન કરો ત્યારે જ હું સમજીશ કે તમે એવી પ્રકૃતિના છો.

રાય શ્યામા૦—ઠીક, ત્યારે બતાવો કે કોઇ ઉપાય તમને જડયો?

રાય રામચંદ્ર—મને તો એ સૂઝયું છે કે સંન્યાસ લઇ લઉં.

રાય શ્યામાચરણ આંખ ફાડીને બોલ્યા:—સંન્યાસ! આપ શું કહો છો?

રાય રામચંદ્ર—એ જ મારા હૃદયની સાચી આકાંક્ષા છે.

રાય શ્યામા૦—નહિ, નહિ, એ તે કાંઇ વાત છે! તમારે સંન્યાસ લેવાની જરૂર જ શી છે?

રાય રામચંદ્ર—તો પછી શું કરૂં?

રાય શ્યામાચરણ કેટલીક પળ વિચાર કરીને બોલ્યા:—મારી

સમજ પ્રમાણે તો એ ઠીક લાગે છે કે તમે થોડા દિવસ માટે—એટલે બે ચાર મહિના માટે તમારી જાગીરના કોઇ એક નાના ગામડામાં ચાલ્યા જાઓ. ત્યાં રહેવાથી તમારી બધી અશાંતિ દૂર થશે.

રાય રામચંદ્ર—પણ ત્યાં ચાલ્યો જાઉં તો અહીંનો કારભાર કોણ કરે ?

રાય શ્યામા૦—જ્યારે તમે સંન્યાસ લઈ લેશો ત્યારે કોણ કરશે ?

રાય રામચંદ્ર—ત્યારે તો કોઇ કરો વા ન કરો તેનું મારે શું? સંસાર સાથે નાતો છોડી દીધા પછી મારે એની શી ચિંતા ?

રાય શ્યામા૦—પરંતુ બે ચાર માસ તો તમારા બાહોશ મુનીમ પણ કામ ચલાવી શકે. તમે કમમાં કમ એટલું તો કરી જ જુઓ. એમાં સફળતા ન મળે તો પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો. તમે જશો તો હું પણ ત્યાં આવીશ અને તમે રહેશો ત્યાં સુધી તમારી સાથે રહીશ.

રાય રામચંદ્ર—વારુ, એ પણ ઠીક છે. એમ કરી જોઈએ.

(૩)

સાંજના પાંચ વાગી ચુક્યા છે. લક્ષ્મણપુરનો ખેડુત આખો દિવસ ખેતરમાં કામ કરીને ઘેર આવી થાક્યો પાક્યો ખાટલામાં આળોટી રહ્યો છે. રાય રામચંદ્ર દત્ત અને રાય શ્યામાચરણ એ સમયે ફરવા નીકળ્યા છે અને એક બીજા સાથે વાતચીત કરતા કરતા ધીમી ગતિથી જાય છે.

રાય રામચંદ્ર દત્ત બોલ્યા: "ભાઇ, આટલી વાતમાં તો જરા પણ સંદેહ નથી કે જે આનંદ ગામડામાં મળે છે તેનો સોમો ભાગ પણ શહેરમાં નથી. જુઓ કેવો સુંદર દેખાવ છે ! ઘાસ કેવું લીલું લીલું છે ? આથમતા સૂર્યનાં કિરણો લીલા ઘાસ ઉપર કેવી શોભા આપી રહ્યાં છે ! હવા પણ કેટલી મંદ અને શીતળ છે !"

રાય શ્યામા૦—ભલા, એવો આનંદ શહેરમાં તે ક્યાંથી? ત્યાંના બાગ બગીચા અને બધું જ કૃત્રિમ હોય છે. અહિંયાં તો બનાવટનું નામ જ નહિ; જે છે તે કુદરતી છે. જુઓ સામે સુકું ઝાડ ઉભું છે. એના ઉપર એક પણ પાંદડું નથી; તોયે આટલાં લીલાં ઝાડ વચ્ચે તે કેવું સારૂં દેખાય છે! તે પોતાની જૂદી જ સુંદરતા ધરાવે છે. અહીંનું સુકું ઘાસ અને ઝાડી પણ પોતાની અલગ જ સુંદરતા ધરાવે છે.

રાય રામચંદ્ર—બેશક; ખેડુતો પણ જુઓ કેટલા પ્રસન્ન છે? આખો દિવસ કામ કરીને આ થાકયો હાર્યો બળદ જોડી ઘેર જાય છે, તે છતાં પણ ચાલતો ચાલતો આનંદથી કેવું ગાઈ રહ્યો છે! પરંતુ ભાઈ, આ લોકોમાં દરિદ્રતા બહુ છે.

રાય શ્યામા૦—દરિદ્રતા ન હોય તો શું હોય? મોસમમાં તે બિચારા જેટલું પેદા કરે છે, તેમાંથી કેટલુંક તો સરકાર ધારો ભરવામાં ચાલ્યું જાય; કેટલુંક કરજમાં અને વ્યાજમાં જતું રહે; કેટલુંક બાવા, બ્રાહ્મણ, હવાલદાર, ચોરો, મંદિર, વસવાયાં વગેરેના લાગામાં તણાઇ જાય; અને થોડું ઘણું જે બચવા પામે તે પેટ ભરવા માટે પણ મુશ્કેલીથી પૂરતું થાય; એટલે પછી તેઓ દરિદ્ર ન હોય તો બીજું શું? આવી દશામાં એમની પાસે એટલાં સાધન પણ ક્યાંથી હોય કે જેથી તેઓ પોતાની જમીનમાં વધારે પાક ઉપજાવી શકે. વળી પોતાની ખેતીને સુધારવાથી પણ શો લાભ? ખેડુત બદલાવાનો ભય તો સદા ઝઝુમ્યાજ કરતો હોય એટલે મહા મહેનતે કાંઈક કરે તો પણ ખેડુત બદલાયો એટલે વૃથા જાય!

રાય રામચંદ્ર—ખરી વાત છે. વારૂ, ચાલો આવો; પેલા ઝાડની ઘટામાં બેસીએ.

બન્ને જણ ત્યાં જઇ એક પત્થર ઉપર બેઠા. ત્યાં ચોતરફ વૃક્ષોની ઘન ઘટા તથા ઝાડી આવી રહી હતી.

રાય શ્યામા૦—આપણને અહીં આવ્યે પંદર વીસ દિવસ થઇ ગયા; એટલા દિવસમાં તમને કંઇ શાંતિ મળી?

રાય રામચંદ્ર કંઇક દિલગીરીથી મૌન રહ્યા પછી બોલ્યાઃ "સુખ તો અવશ્ય મળ્યું; પરંતુ એ કંઇ વાસ્તવિક શાંતિ નથી. મનમાં કંઇક ઉદ્વેગ રહ્યા જ કરે છે."

રાય શ્યામા૦—ખેર, હજી તો દિવસ પણ કેટલા થયા છે! ધીમે ધીમે તમને શાંતિ મળશે.

રાય રામચંદ્ર—મળે તો ના નહિ, પણ મને તો આશા નથી. મારૂં હૃદય તો કહે છે કે આ પ્રકારથી શાંતિ નહિ મળે.

રાય શ્યામા૦—હું ધારૂં છું કે તમે કંઇક નિરાશાવાદી છો.

રાય રામચંદ્ર—મારા જેવી દશા જો તમારી થાય તો તમે પણ નિરાશાવાદી જ થાઓ.

રાય શ્યામા૦—ત્યારે શું તમે એમજ ધારો છો કે તમને આ પ્રકારથી શાંતિ નહિ મળે?

રાય રામચંદ્ર—મારૂં તો એમજ માનવું છે.

રાય શ્યામા૦—જો આ પ્રકારે નહિ તો પછી કેવા પ્રકારે શાંતિ મળી શકે?

રાય રામચંદ્ર—હું કહેતો આવ્યો છું તેમ સંસારત્યાગ કરીને સંન્યાસ લેવાથી.

રાય રામચંદ્રના મોઢામાંથી આ વાકય નીકળ્યું એટલામાં તો એક બાજુથી ઉંચે સ્વરે હસવાનો અવાજ સંભળાયો. બન્ને મિત્રો ચમકીને એક બીજાના સામું જોવા લાગ્યા.

રાય રામચંદ્રે કહ્યુંઃ "આ હસવાનો અવાજ કયાંથી આવ્યો?"

રાય શ્યામા૦—કંઇક આટલામાંથીજ આવ્યો.

રાય રામચંદ્ર—હસનારનો અવાજ પણ ઘણો ગંભીર માલૂમ પડે છે.

રાય શ્યામા૦—આ તરફ તો છે પણ જંગલ જેવું. માણસ છેક પાસે હોય તો પણ દેખાય નહિ.

રાય રામચંદ્ર—હસનારના શબ્દપરથી એમ નથી લાગતું કે તે કોઈ ગામડિયો—

એટલામાંજ સામે થોડેક દૂર એક વૃદ્ધ આવતો જણાયો. એના વેશપરથી જણાયું કે તે કોઇ ભિક્ષુ હતો.

રાય શ્યામાચરણ ધીમા સ્વરથી બોલ્યા: "અહો! ઠીક છે. ૭ સાત દિનપર બેએક ગોવાળીઆ કહેતા હતા કે આ જંગલમાં એક ઘરડો બાવો થોડાક દિવસથી આવીને રહ્યો છે. કેવળ દિવસે એકવાર વસ્તીમાં-" રાય શ્યામાચરણ ચુપ થયા, કેમકે એટલી વારમાં તો વૃદ્ધ તેમની પાસે આવ્યો. બન્ને જણ ડોસાના મોઢા સામે કેટલીક વાર સુધી જોઇ રહ્યા. ડોસાનો પહેરવેશ વિચિત્ર અને મેલો હતો. ચહેરા ઉપર લાંબી શ્વેત દાઢી હતી; તેની મોટી ભવ્ય આંખોમાં એક વિચિત્ર પ્રકારની ચમક હતી; શરીરનો વર્ણ શ્યામ હતો; તો પણ મુખ ઉપર એવું તેજ હતું કે જેથી બન્ને જણ મૌન રહી તેના તરફ જોઈજ રહ્યા.

ડોસો સામે આવીને ઉભો અને મશ્કરી કરીને બોલ્યો: "કોણ સંસારને બુરો કહે છે? કોનો જીવ સંસારમાંથી ઉઠી ગયો છે? કોણ સંસાર છોડીને સંન્યાસી બનવા ચાહે છે?"

ડોસાએ આ શબ્દો ઘણી નિર્ભયતાથી અને એવી રીતે ઉચ્ચાર્યા કે જાણે કોઇ મહાન વૃદ્ધ રાજા કોઇ નાના બચ્ચાને પૂછતો હોય! રાય રામચંદ્રને આ ડોસાની ધૃષ્ટતા બુરી લાગી, પરંતુ

મોઢેથી કંઈ પણ બોલવાનું સાહસ તે ન કરી શક્યા. શ્યામાચરણ પણ ચુપકીથી બેસી રહ્યા.

ડોસો ફરીથી બોલ્યો: "મેં હમણાંજ સાંભળ્યું હતું કે કોઇ સંસાર છોડીને સંન્યાસી બનવાનું કહેતું હતું."

આ વખતે શ્યામાચરણ સાહસ કરીને બોલ્યા: "મારા આ મિત્ર ગૃહસ્થાશ્રમની અશાંતિથી કંટાળ્યા છે; એને લીધે કહેતા હતા કે મારે સંન્યાસી બનવું છે. એ કહેતા હતા કે હૃદયમાં શાંતિ નથી."

ડોસો કેટલીક ઘડી રાય રામચંદ્ર તરફ જોઈ રહ્યા પછી ફરીથી હસીને બોલ્યો: "શાંતિ ચાહો છો? સંસાર છોડી જંગલમાં રહીને અથવા કોઇ ઝુંપડી કે પર્વતની બોમાં શાંતિ શોધવા ચાહો છો? તમારો આત્મા ભૂલાયો છે અને હૃદય ભ્રમમાં પડ્યું છે. સંસારથી કશું જ બહાર નથી. જંગલ પણ સંસારમાં છે; પહાડ પણ સંસારમાં છે; તમે પણ સંસારમાં છો; ત્યાગીઓ અને તવંગર લોકો પણ સંસારમાં છે; જ્ઞાન ને અજ્ઞાન, અશાંતિ ને શાંતિ બધું સંસારમાં જ છે. પહાડમાં સંસાર છે, જંગલમાં સંસાર છે, ગૃહસ્થાશ્રમમાં સંસાર છે, ત્યાગમાં સંસાર છે, તમારામાં સંસાર છે, મારામાં સંસાર છે; શરીર અને મન પોતેજ સંસાર છે. જ્યાં સુધી એ બે વસ્તુઓ છે ત્યાં સુધી કદિ તે છૂટી શકતો નથી. તે તમારા શરીરમાં છે, મનમાં છે—તમારા રોમેરોમમાં છે. ગૃહસ્થાઈ કે વસ્તીથી અલગ રહીને તમે શાંતિ મેળવવા ચાહો છો? તે ભૂલ છે. એ પ્રકારથી શાંતિ મળે છે ખરી, પરંતુ એ પ્રકાર હજી તમારે માટે દૂર છે અને વસમો છે. તમારા જેવા લોક કે જેમના આયુષ્યનો મોટો ભાગ વિષયવાસનાઓ પાછળ ગયો છે તેઓ સંન્યાસી બનીને કદિ પણ શાંતિ નહિ મેળવી શકે. કોઇપણ અસાધારણ બાબત જુવાનીમાંજ સારી રીતે બની શકે છે; પણ એ અવસ્થામાં સંન્યાસનો

વિચાર કોઈ પૂર્વના યોગભ્રષ્ટનેજ આવી શકે છે. અને તે સાંસારિક એકાંતની શાંતિને ખાતર-લૌકિક શાંતિને ખાતર નહિ પણ અમાપ અદ્ભુત આનંદમયી સદાની શાંતિ અર્થે જ-હોય છે; અને તેને માટેની અસામાન્ય સાધના પણ બલિષ્ટ યુવાવસ્થામાંજ બની શકે છે. તમારે માટે માર્ગ છે તે નજીકને પગથિયે જ પગ મૂકવાનો છે; અને તે પગથિયું તે નિષ્કામ લોકસેવાનું છે. જે શાંતિને તમે ઇચ્છો છો તે તમને એજ ડગલામાં મળી શકે તેમ છે. તમે ચાહો ત્યારે તે મેળવી શકો. તેને માટે સૌથી ટુંકો માર્ગ નક્કી કરવાની આવશ્યકતા છે. તમારા નાનકડા ઘર-કુટુંબને બદલે તમારા ગામ કે દેશને ઘર સમજી તેના રહેવાસીઓને કુટુંબ માનો. જો તમારી પાસે ધન હોય તો પૂર્ણ વિચાર અને કાળજી રાખી તેમના ભલા પાછળ તે ખરચીને તમે ઇચ્છો છો તેથી પણ વધુ શાંતિ મેળવી શકશો. હજારો લોક અજ્ઞાન ને નિર્ધન છે. તેમને ધનવાન અને જ્ઞાનવાન બનાવવાની કોશિશ કરો; એમને ઉદ્યોગ-ધંધા શીખવો; વિદ્યાલય-પાઠશાળા ખોલો; અનાથો માટે આશ્રમો સ્થાપી તેમને ધંધાનું અને ધર્મનીતિનું જ્ઞાન આપો; ગરીબ ખેડુતોની આપત્તિઓ અને હરકતો જાણીને તેના ઉપાય કરો, તેમને તેમના ધંધામાં વધુ કુશળતા અને પેદાશ મળે તેવું શિક્ષણ અપાવો; તમારાથી સહેલાઇથી બની શકે એવાં—તમારા અધિકારને ખાસ બંધબેસતાં થઇ પડે એવાં—આવાં કામો કરવાં એજ હવે તમારો સ્વધર્મ છે; એ ધર્મ બજાવશો ત્યારે જ શાંતિ મળશે.

જો તમારી પાસે ધન ન હોય ને વિદ્યા હોય તો તમારા સહસ્રો મૂર્ખ ભાઇઓને વિદ્વાન બનાવો એટલે તમને સાચી શાંતિ મળશે. જો તમારામાં બળ હોય તો તમારા અસંખ્ય બળહીન ભાઇઓને બળવાન બનવાનો માર્ગ બતાવો એટલે તમને શાંતિ મળશે. કેવો

સીધો માર્ગ ! કેટલો સ્હેલો ઉપાય ! ભૂલ છે, ભૂલ છે; તમારે સંસારથી અલગ થઇને શાંતિ શોધવી એ ભૂલ જ છે. પોતાની શકિત અને સાધનનો વિચાર ન કરતાં દૂરદૂરના વિચાર કરવા એનું નામ જ ભ્રમણા છે. પરમાર્થ કરો, પરોપકાર કરો; એમાંજ તમને શાંતિ મળશે અને એ શાંતિ તમને પરમ શાંતિરૂપ મોક્ષના અધિકારી પણ બનાવશે."

આટલું કહીને વૃદ્ધ ફરીથી જોરથી હસ્યો અને " ભૂલ છે, ભૂલ છે. " એમ બબડતો બબડતો ચાલ્યો ગયો. બન્ને મિત્રોએ એક બીજાની સામે જોયું. રાય રામચંદ્રે એક લાંબો શ્વાસ :લઇને કહ્યું: " બેશક હું ભૂલ્યો હતો—હું ભ્રમમાંજ પડયો હતો ! "

( ૪ )

ઉપલા બનાવને બે વર્ષ વીતી ગયા પછી બંને મિત્રોની જોડી આજે એક જગ્યાએ વાત કરતી બેઠી છે. રાય સ્યામાચરણે હસીને રાય રામચંદ્રને પૂછ્યું: "કહો જોઇએ, હવે તમને શાંતિની ફરિયાદ રહી છે ?"

રાય રામચંદ્ર પ્રસન્ન મુખથી બોલ્યા: " જરા પણ નહિ. આ બે વર્ષમાં તો મેં ગામડાંઓમાં દસ પંદર પાઠશાળાઓ ખોલાવી છે; છ સાત અનાથાશ્રમો ખોલાવ્યા છે; અત્યંત ગરીબ બાળકોને મદદ આપીને આગળ ભણવાની સુગમતા કરી આપી છે; મારી જમીનદારીમાંથી ખેડુત બદલવાનો રિવાજ એકદમ દૂર કરી નાખ્યો છે; અને ખેડુતોને નાણાંની તેમજ ખેતીવાડી ખીલવવાના જ્ઞાનની મદદ આપીને તેમની ખેતીની ઉન્નતિ કરી રહ્યો છું. જ્યારે જ્યારે એ અનાથાશ્રમમાં અનાથ બાળકોને હસતાં રમતાં જોઉં છું; ગામડાંમાં શિક્ષણની અને ખેડુતોની થવા માંડેલી ઉન્નતિ ઉપર દૃષ્ટિ નાખું છું; અને જેઓને વિદ્યાપ્રાપ્તિ માટે કોઇ પ્રકારની મદદ ન હતી તેઓને વિદ્યાનો લાભ લેતા જોઉં છું તે તે સમયે મને જે આનંદ થાય છે અને જેટલી શાંતિ મળે છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. "



# પ્રાયશ્ચિત.

(‘સંસાર’ નામક હિન્દી માસિકમાંથી. )

**મૂળ લેખક : વિશ્વંભરનાથ શર્મા કૌશિક.**

## ( ૧ )

વ્રજબાબુની એવી અભિલાષા હતી કે પોતાના એકના એક પુત્ર નરેન્દ્રને કોઇ સરકારી હોદ્દો અપાવવો. તેમને કલેકટર તથા બીજા સરકારી અમલદારો સાથે સારૂં ઓળખાણ હતું. મૅજિસ્ટ્રેટ સાહેબને મળીને પાછા વળતી વખત હમેશાં મૅજિસ્ટ્રેટ સાહેબ તેમને મંદ મંદ હસતા નમ્રતાપૂર્વક કહેતા કે “ વેલ વ્રજબાબુ, મારે લાયક કાંઈ કામ સેવા ? ” આ સમયે વ્રજેન્દ્ર બાબુના અંતઃકરણમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળતો અને મનમાં એમ થઇ આવતું કે જો આજ નરેન્દ્ર ભણીગણીને તૈયાર થયો હોત તો કેવી સારી તક હતી !

આ પ્રકારે અનેક વર્ષ વીત્યા પછી વ્રજબાબુની આશા ફળવાનો સમય આવી પહોંચ્યો. નરેન્દ્ર બી. એ. ની પરીક્ષામાં પાસ થયો. આજે વ્રજબાબુના આનન્દની સીમા નથી. આજ તે પોતાને અત્યન્ત ભાગ્યવાન અને સુખી સમજવા લાગ્યા. નરેન્દ્રના પાસ થવાના સમાચાર સાંભળતાંજ તેઓ સાહેબને મળ્યા અને

નરેન્દ્રની નિમણુક ડેપ્યુટી તરીકે કરવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી. કલેક્ટરે તે પ્રમાણે કરવાનું વચન આપ્યું.

અહીં નરેન્દ્ર તો બીજીજ ધૂનમાં હતો. તેની ઇચ્છા એ હતી કે વિદેશ જઇને શિલ્પકળાની ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરવી અને ત્યાંથી પાછા આવીને માતૃભૂમિની શિલ્પકળાની ઉન્નતિ કરવી. તે પોતાનો આ વિચાર પિતા સન્મુખ પ્રકટ કરવાનો અવસર શોધી રહ્યો હતો, એટલામાં તેમણેજ એને એકાન્તમાં બોલાવીને કહ્યું: "હવે તારો અભ્યાસ પૂરો થયો. તારે હવે કંઇક ધંધો કરવો જોઇએ."

નરેન્દ્રે સંકોચાઇને જવાબ આપ્યો: "અભ્યાસ તો હજુ પૂરો નથી થયો. મનુષ્ય આખી જીન્દગી સુધી ભણ્યા કરે પણ શિક્ષા પૂરી થતી નથી."

વ્રજબાબુ—એ બીજી વાત છે. મારી કહેવાની મતલબ તો એ છે કે હવે તારી મરજી પડે તે લાઇનમાં કામ કરવાને યોગ્ય તું થઇ ગયો છે.

આટલું કહીને વ્રજબાબુ કેટલીક ક્ષણ ચૂપ રહ્યા અને પછી પ્રસન્ન મુખે બોલ્યા: "તું જાણીને રાજી થઇશ કે મેં તારે માટે એક એવી લાઇન શોધી કાઢી છે કે જે મેળવવાને માટે મોટા મોટા માણસો પણ લાલચ કરી રહ્યા છે."

નરેન્દ્ર એકદમ ચોંકી ઉઠયો. તેણે ગભરાઇને પૂછ્યું: "કઇ લાઇન?"
વ્રજબાબુએ મંદ મંદ હસતાં ઉત્તર આપ્યો: "ડેપ્યુટી કલેક્ટરી!"

પિતા તો એમજ સમજતા હતા કે નરેન્દ્ર આવા ઉચ્ચ પદની વાત સાંભળીને અત્યન્ત ખૂશ થઇ જશે. પરન્તુ જ્યારે તેમણે જોયું કે 'ડેપ્યુટી કલેક્ટરી' નું નામ સાંભળતાંજ નરેન્દ્રના ચહેરાનો રંગ ઉડી ગયો, ત્યારે તેમને ઘણું આશ્ચર્ય થયું અને તેમણે કંઇક ગભરાઇને નરેન્દ્રને પૂછ્યું: "કેમ, એ હોદ્દો તને ગમતો નથી?"

નરેન્દ્રે દૃઢતાપૂર્વક ઉત્તર આપ્યો: "જરા પણ નહિ. હું તો ઉલટો તેનો તિરસ્કાર કરૂં છું."

"તિરસ્કાર!" આટલું કહીને વ્રજભાણુ ઉભા થઈ ગયા અને પુત્રની પાસે આવીને બોલ્યા: "નરેન્દ્ર! મને તારી આવી ગેરસમજને લીધે આશ્ચર્ય થાય છે. જે પદ મેળવવાને માટે લોકો તલસે છે; જેની પ્રાપ્તિને માટે લોકો લોહીનું પાણી કરી નાખે છે તેનો તું તિરસ્કાર કરે છે! જો કોઇ બીજો માણસ આમ બોલ્યો હોત તો હું એમજ માનત કે તેનું ભેજું ચસકી ગયું છે."

નરેન્દ્ર—તે ગમે તેમ હોય, પરન્તુ હું તો આપને ચોકખું કહી દઉં છું કે હું તે પદને સર્વથા તિરસ્કારૂં છું.

વ્રજભાણુની આશાલતાપર જાણે કુહાડાનો ઘા થયો! તેમના હવાઇ કિલ્લાઓ ડગમગવા લાગ્યા. તેમણે ગુસ્સે થઇને પૂછ્યું: "તિરસ્કારનું કાંઇ કારણ?"

નરેન્દ્ર—પ્રથમ તો એ કે મારી મરજી નોકરી જ કરવાની નથી; પછી ભલે તે ગમે તેવી મોટી હોય! હું સ્વતન્ત્ર જ રહેવા ઇચ્છું છું. બીજું એ કે હજી અભ્યાસ બંધ કરવાની મારી ઇચ્છા નથી.

વ્રજભાણુ—મને એવી આશા ન હતી કે આટલી ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરવા છતાં તારા વિચાર આવા ઢંગધડા વિનાનાજ રહેશે. હું એમ માનું છું કે 'ડેપ્યુટી કલેક્ટરી' એ નોકરી છે ખરી, પણ તે એવા પ્રકારની નોકરી છે કે જેને લીધે લોકોને ગર્વ થાય.

નરેન્દ્ર—નિસ્સન્દેહ, લોકોને ગર્વ થાય પણ મને ગર્વ નથી થતો; અને આ બધા ઉપરાંત પ્રથમ વાત તો એજ છે કે હું મારો અભ્યાસ બંધ કરવા નથી ઇચ્છતો.

વ્રજભાણુ—હવે ક્યાં સુધી ભણીશ? મને તો નથી લાગતું કે હવે તારે ભણવાની આવશ્યક્તા હોય. બેટા નરેન્દ્ર, મેં તને એ

વાસ્તે નથી ભણાવ્યો કે તું ક્યાંક નોકરી કરીને ચાર પૈસા કમાઇ લાવે; કારણકે ઇશ્વરની કૃપાથી ચાર માણસનું પોષણ થયા કરે એટલું ધન આપણી પાસે છે. મેં તો તને 'વિદ્યા' મેળવવાને ખાતર જ ભણાવ્યો છે, પરંતુ સાથે સાથે એ ધારણા પણ ખરી કે તને એવું કોઇ ઉચ્ચ પદ પણ મળે કે જેને લીધે આપણા વંશનું નામ માન આબરૂ સાથે અમર થઇ જાય.

નરેન્દ્ર—જો આપે મને 'વિદ્યા' ની ખાતર જ અભ્યાસ કરાવ્યો હોય તો હજી પણ કૃપા કરીને મારો અભ્યાસ આગળ વધારવા દો; અને વંશનું નામ રાખવાની જે બાબત આપે કહી તે સંબંધે તો હું આપને ખાત્રીપૂર્વક કહું છું કે હું આપના વંશનું નામ અમર કરવાને શક્તિમાન થઇશ એવો મને અડગ વિશ્વાસ છે.

વ્રજબાબુના મુખપર અપ્રસન્નતા અને દુઃખના ભાવ જણાવા લાગ્યા. તેમને લાગ્યું કે નરેન્દ્રદ્વારા પોતાની ઉચ્ચાભિલાષા પૂરી થવી કઠણ છે; પરંતુ તેઓ એકદમ નિરાશ થઇ જાય એવા ન હતા. તેમણે નરેન્દ્રને કહ્યું: "તું ખૂબ વિચાર કરી જો; એકદમ અમુક નિશ્ચય બાંધી લેવો એ સારૂં નહિ. હું તને બે દિવસની મુદત આપું છું.'"

નરેન્દ્ર—બેઅદબી માફ કરજો; પણ હું યે આપને કહી દઉં છું કે આપ પણ જરા મારી વાતપર ઉંડો વિચાર કરી જોજો.

( ૨ )

બે દિવસમાં નરેન્દ્રે પોતાના વિચાર બદલવાનો બહુયે પ્રયત્ન કર્યો, પરન્તુ તેના અંતરાત્મામાંથી એવોજ અવાજ ગર્જી ઉઠતો કે "ડેપ્યુટી કલેકટરીથી તને કેવળ અસંતોષ નહિ પણ સાથે દુઃખ પણ થશે." અહીં વ્રજબાબુનો વિચાર એ હતો કે જ્યારે તે નરેન્દ્રને ડેપ્યુટી કલેકટરની ખુરશીપર બેઠેલો જોશે ત્યારેજ તેમને સંતોષ થશે. નરેન્દ્રના

હૃદયમાં ઉચ્ચ શિક્ષાની તીવ્ર આકાંક્ષા હતી અને વ્રજબાબુ તેને તદ્દન નિરર્થક સમજતા હતા.

બે દિવસ વીતી ગયા પછી નરેન્દ્રે ચોકખે ચોકખું કહી દીધું કે "હું કદિ પણ 'ડેપ્યુટી કલેક્ટરી' નહિ કરૂં. મારી ઇચ્છા વિદેશ જઇને આગળ અભ્યાસ કરવાની છે અને એ ઇચ્છા હું અવશ્ય પૂરી કરીશ."

પુત્રનાં આ દૃઢ વાક્યો સાંભળીને વ્રજબાબુ તો સ્તબ્ધજ થઇ ગયા અને દબાયેલા સ્વરે ફક્ત એટલુંજ કહ્યું: "વારૂ, જેવી તારી ઇચ્છા."

× × × × ×

નરેન્દ્રની માતા પતિને ઉદાસ જોઇને બોલી: "આજ તમે બહુ ઉદાસ છો ખરૂં? નરેન્દ્રે શું ઉત્તર આપ્યો?"

વ્રજબાબુ—જે ઉત્તરની આશા મેં તેના તરફથી કદિ રાખી ન હતી એવો ઉત્તર તેણે મને આપ્યો. મારી બધી આશાઓ ધૂળમાં મળી ગઇ. અત્યાર સુધી હું મારી જાતને બહુ ભાગ્યવાન અને સુખી સમજતો હતો, પરન્તુ આજેજ મને ખબર પડી કે મારા જેવો અભાગી અને દુઃખી બીજો કોઇ નથી. હા! અફસોસ! જે નરેન્દ્રપર મેં મોટી મોટી આશાઓ બાંધી હતી તે નરેન્દ્રે આજે આ ઉત્તર આપ્યો? આવા પુત્ર કરતાં તો હું..............

નરેન્દ્રની માતા પતિને અટકાવીને બોલી: "આવું તે શું બોલો છો? જો તેનું મન ન હોય તો તેને ભણવા જવા દો. આપણે નોકરી નથી કરાવવી; આપણે કઇ વાતની ખોટ છે?"

વ્રજબાબુ—ખોટની તો વાત જ ક્યાં છે? વાત તો સારા હોદ્દાની છે. આવી નોકરી તે ભલા ક્યાં રસ્તામાં પડી 'તી? આ તો મારી આટલી વગ છે તો કંઈ પણ મહેનત વિના આટલી ઉંચી

પદવી મળે છે. એમ તો ઘણાયે રખડે છે, એનો કોઇ ભાવ પૂછતું નથી. ખેર, ( એક ઠંડો નિશ્વાસ નાખીને ) જો કોઇ બીજો પુત્ર હોત તો હું મારી ઇચ્છા તેનાદ્વારા પણ પૂરી કરત અને નરેન્દ્રને તેની મરજી પ્રમાણે કરવા દેત. વળી મોટી મુશ્કેલીની વાત તો એ છે કે હું પોતે કલેકટર સાહેબની પાસે દોડી ગયો અને જેમ તેમ સમજાવીને હા પડાવી; અને હવે હું જઇને એમ કહું કે એ વાત જવા દો, તો તેઓ મારે માટે શું ધારશે ?

નરેન્દ્રની માતા એક લાંબો નિશ્વાસ નાખીને બોલી: " તો હવે શું કરશો ? એ તે કાંઇ નાનું બાળક છે ? સારૂં ખોટું બધુંયે એ સમજે છે. આપણે તો મ્હોડેથી વાત કરી જોઇએ; બીજો આપણો ઇલાજ ? "

વ્રજબાબુ—આ છોકરાએ મારૂં ઘડપણ બગાડયું. મને તો આશા હતી કે છોકરો સારી પેઠે ભણ્યો ગણ્યો; હવે વૃદ્ધાવસ્થામાં નિરાંતે સુખનું મ્હોં જોઇશું, પણ આ તો ઉલટા દુઃખમાં ફસ્યા ! ( નિશ્વાસ નાખીને ) ખેર, હરિ ઇચ્છા ! આપણે તો હવે એનાથી ધરાઇ રહ્યા છીએ; એની મરજી પડે તેમ કરે.

આ ઘટના પછી વ્રજબાબુ અત્યન્ત ઉદાસ અને દુઃખી રહેવા લાગ્યા. નરેન્દ્રની માતા હજુસુધી પુત્રના પક્ષમાં હતી; પણ પતિને દુઃખી થતા જોઇને તેને પણ હવે નરેન્દ્રના આ કાર્યથી દુઃખ થવા લાગ્યું. તેણે એક દહાડો નરેન્દ્રને કહ્યું: " બેટા, તારા પિતા તારી આ એક હઠને લીધે કેટલા દુઃખી થાય છે ? એમને આટલી અવસ્થાએ દુઃખી શા માટે કરે છે ? તેમની ઇચ્છા મુજબ કરવામાં તને શું હરકત છે ? "

નરેન્દ્ર બોલ્યો: " મા, તારૂં કહેવું વાસ્તવિક છે; પણ હું

કરૂં ? મારો અંતરાત્મા એ વાતનો સ્વીકાર નથી કરતો. મારી ઇચ્છા તો એજ છે કે વિદેશ જઇને વધારે અભ્યાસ કરૂં."

ઘરમાં આજે પહેલીજ વખત નરેન્દ્રે પરદેશ જવાનો પોતાનો વિચાર પ્રકટ કર્યો. આશ્ચર્ય અને ભયથી તેની માતા આંખો ફાડી બોલી: "શું કહ્યું ? પરદેશ ? અરે ભગવાન ! તો શું તું અમને આ વૃદ્ધાવસ્થામાં આમ એકલાં છોડીને પરદેશ જઇશ ? બેટા નરેન્દ્ર ! તારું હૃદય આટલું કઠોર કેમ થઇ ગયું ? તને શું અમારે માટે પણ કંઇ લાગણી નથી ?"

નરેન્દ્ર આ વાત સાંભળીને મનમાં ને મનમાં હસ્યો, પણ પછી તેને વિચાર આવ્યો કે એક અજ્ઞાન ભારતીય સ્ત્રીના આવા વિચાર હોવા સ્વાભાવિક જ છે. તે બોલ્યો: "મા, પરદેશ જવામાં ખોટું શું છે ? સેંકડો લોકો જાય છે. ત્યાં ફક્ત ત્રણ ચાર વર્ષ રહેવું પડશે પછી તો હું અહીં જ પાછો આવવાનો ને ? મારા અભ્યાસને ખાતર ત્રણ ચાર વર્ષ સહન નહિ કરી લો ? એમાં તે શું મોટી વાત છે ? ઘણાયે લોકો વર્ષોનાં વર્ષો સુધી પરદેશમાં રહે છે."

નરેન્દ્રની માતા આંખોમાં આંસુ લાવીને બોલી: "ના બેટા મારાથી તો એ સહન નહિજ થાય. વળી તારા પિતા આ વાતમાં રાજી હોત તો હું છાતી કઠણ કરીને પણ આ વાત સહન કરત. પણ હવે મારાથી તેમનું યે દુઃખ નથી જોવાતું. અમને બન્નેને આમ કચવાવીને પરદેશ જતાં તારો જીવ ચાલશે ? બેટા, અમને દુઃખી કરીને જઇશ ?"

આ વચને નરેન્દ્રના હૃદયપર આઘાત કર્યો. તે દુઃખી થઇ બોલ્યો: "મારો જીવ...તો...આ...વાત......પણ એમાં તમને નુકશાન શું છે ?"

માતા—બેટા, હમણાં તું અમારા હૃદયનું દુઃખ નહિ સમજ

શકે. જ્યારે તને પણ બાળબચ્ચાં થશે ત્યારેજ તને ખબર પડશે કે એકના એક પુત્રથી છુટા પડતાં–દૂર થતાં માબાપને કેટલું દુઃખ થાય છે. જો તો ખરો ! એમનું શરીર આ સાત આઠ દહાડામાં તો અર્ધું થઇ ગયું. જો આ જ દશા રહેશે તો એ કેટલા દિવસ જીવશે ? શું તારે લીધે મારે ઘડપણમાં એ દિવસો....માતા આગળ ન બોલી શકી; તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

નરેન્દ્ર સમજી ગયો કે માતાની કહેવાની મતલબ એ હતી કે જો પિતાની સ્થિતિ આવી ને આવી રહેશે તો તેમનું જીવન ઝાઝા દિવસ ટકશે નહિ અને પરિણામે માતાને વૈધવ્યદુઃખ ભોગવવું પડશે. આ કલ્પનાએ નરેન્દ્રને વિકળ બનાવી મૂક્યો. તેણે એક પલવારમાં નિશ્ચય કરી દીધો. પછી એક ધીમો ઠંડો નિશ્વાસ નાખી તે બોલ્યો: “ મા, તમારી આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરૂં; પિતાજી જેમ કહેશે તેમ કરીશ. ”

## ( ૩ )

નરેન્દ્રને ડેપ્યુટી કલેકટર બન્યાને આજ એક વર્ષ વીતી ગયું છે. વ્રજબાળુ હવે અત્યન્ત સુખી છે, પરન્તુ નરેન્દ્રને આ સંસારમાં કયાંય પણ સુખ લાગતું નથી. જે કાર્ય કરવાને માટે તેના હૃદયમાં ઉત્સાહ હતો અને જે ઉદ્દેશને માટે તે પોતાનું જીવન આવશ્યક સમજતો હતો તેનો આમ સહસા જબરદસ્તીથી ભોગ અપાયેલો જોઇ તેના હૃદયને સખત આઘાત થયો હતો.

નરેન્દ્રની તબિયત દિન પ્રતિદિન બગડતી ચાલી. પોતાનું આરોગ્ય ક્ષીણ થતું જાય છે એ વાત તે પોતાના મનમાં સારી રીતે સમજતો હતો, પરન્તુ હવે તેને જીંદગીનો મોહ રહ્યો ન હતો; અને તેથી તેણે એ બાબત બહુ દરકાર ન કરી. પરિણામે તાવ લાગુ પડવા છતાં પણ તેણે બે માસ પર્યંત નોકરીનો કઠિન પરિશ્રમ કર્યા

કર્યો. અંતે તદ્દન અશક્ત થઈ જવાથી તેને રજા લઈ ઘેર આવવું પડ્યું. ઘેર અનેક ઉપાયો લેવામાં આવ્યા પણ કંઈ જ વળ્યું નહિ. બીજે મહિને નરેન્દ્રે આ સંસારનો ત્યાગ કર્યો!

તેના મૃત્યુથી તેનાં માતા પિતાને જે દુઃખ થયું તે અકથનીય છે. વ્રજબાળુ પુત્રના શોકમાં ગાંડા જેવા બની ગયા. તેના મનમાં મોટો પશ્ચાતાપ તો એ જ થયા કરતો હતો કે પોતે પુત્રની ઇચ્છા પૂર્ણ ન કરતાં પોતાનું જ ધાર્યું કર્યું અને આખરે આ પરિણામ આવ્યું ! જો તેમણે તેની ઇચ્છા પ્રમાણે થવા દીધું હોત અને પછી કદાચિત તેનું મૃત્યુ થયું હોત તો તેમને આટલો શોક ન થાત. આ ઘોર દુઃખથી તેમનાં તન અને મન બળીને ભસ્મ થઈ જવા લાગ્યાં. તે પોતાને જ નરેન્દ્રના મૃત્યુનું કારણ સમજતા હતા અને વિચાર કર્યા કરતા કે હૃદયની આ જ્વાલાને કયે પ્રકારે શાન્ત કરૂં? આખરે પોતાના હૃદયને શાંતિ આપવાને માટે તેમણે મુસાફરી—યાત્રા કરવાનો ઠરાવ કર્યો.

યાત્રા મનુષ્યના હૃદયપર અજબ અસર કરે છે. સંસારદુઃખથી હતાશ થયેલાં હૃદયોની અને દુનિયાની આધિવ્યાધિથી તપ્ત થયેલાં મનની શાંતિ અર્થે યાત્રા એ અદ્‌ભુત ઉપાય છે. અનેકવિધ મહાપુરૂષો અને વિદ્વાનો; કુદરતી અને મનુષ્યકૃત અસામાન્ય દેખાવો; આલ્હાદજનક નદી, નાળાં અને જંગલો; રમણીય પર્વતપ્રદેશ; ખુલ્લાં ઉપવન; અનેક પ્રકારનાં પ્રાણીઓ; ચિત્રવિચિત્ર મનુષ્યો અને તેમના રીતરિવાજો; અને નૈસર્ગિક રમ્ય સ્થળોની મનુષ્યના હૃદયપર સચોટ અને શાન્તિદાયક અસર થાય છે. વર્ષો થયાં જડ ઘાલી બેઠેલા કેટલાક શારીરિક અને માનસિક રોગ આ પ્રયોગદ્વારા સહેજે દૂર થાય છે. આપણાં યાત્રાનાં સ્થળો, જે જગ્યાએ કુદરત પોતાના સંપૂર્ણ સૌન્દર્યની બહારમાં વિહાર કરતી હોય છે તે સ્થળે રાખવાનો મુખ્ય ઉદ્દેશ આ જ હોય છે.

ફરતાં ફરતાં વ્રજબાબુ પ્રયાગ પહોંચ્યા. ત્યાં એક દહાડો એ પોતાના એક જૂના સ્નેહી બાબુ અમરનાથને મળવા ગયા.

તેમની સાથે વાતચીત કર્યા પછી અને પોતાના દુઃખનું કથાનક થઈ રહ્યા પછી વ્રજબાબુ ઉઠવાની તૈયારી કરતા હતા એટલામાં અમરનાથનો પુત્ર શ્યામનાથ ત્યાં આવ્યો. શ્યામનાથનું વય લગભગ ૨૫ વર્ષનું હતું. તેને જોતાં જ વ્રજબાબુને પોતાનો પુત્ર યાદ આવ્યો. તેના અંતરમાંથી એક હૃદયભેદક નિશ્વાસ નીકળ્યો. શ્યામનાથ વ્રજબાબુની પાસે વિનયપૂર્વક બેઠો. વ્રજબાબુએ તેના અભ્યાસ ઇત્યાદિ બાબતમાં વાતચીત કરવા માંડી. તેમને માલૂમ પડયું કે શ્યામનાથે હજુ આ વર્ષે જ બી. એ. ની પરીક્ષા પસાર કરી છે.

"હવે આગળ શું કરવાનો વિચાર રાખ્યો છે?" તેમણે પૂછ્યું.

શ્યામનાથ ઉત્તર આપે તે પહેલાં જ અમરનાથ બોલી ઉઠયાઃ "એનો વિચાર તો હજુ અભ્યાસ કરવાનો છે; પણ હું ધારૂં છું કે હવે આટલેથી જ અટકાય તો સારૂં."

વ્રજબાબુને પોતાના ઉપર વીતેલી આગલી ઘટનાઓ યાદ આવી. તે એક ઠંડો નિશ્વાસ નાખી બોલ્યાઃ "આપનો વિચાર એવો કેમ થયો?"

અમરનાથ—ફક્ત એટલાજ માટે કે તેને આગળ અભ્યાસ કરાવી શકું એવી મારી સ્થિતિ નથી. મેં તેને જે અત્યાર સુધી ભણાવ્યો છે તે પણ મારી શક્તિ બહારનું કાર્ય મેં કર્યું છે. હવે તો ક્યાંક નોકરી કરે તો ઠીક, કે જેથી ચાર પૈસા પેદા થાય અને મને આ અવસ્થાએ કાંઇક મદદ મળે.

વ્રજબાબુએ શ્યામનાથને પૂછ્યુંઃ "કેમ ભાઇ, તારી શું ઇચ્છા છે?"

શ્યામનાથ—મારી તો એવી ઇચ્છા હતી કે હજુ વધારે અભ્યાસ કરૂં, પણ પિતાજીની આ સ્થિતિ હોવાને લીધે લાચાર છું.

શ્યામનાથના આ છેલ્લા શબ્દોમાં દિલગીરીનો સ્પષ્ટ રણકાર હતો. તેના બોલવાપરથી ચોકખું જણાઇ આવતું હતું કે તેને અભ્યાસ છોડતાં ઘણું દુઃખ થાય છે.

શ્યામનાથ ઉઠીને ચાલ્યો ગયો. વ્રજબાબુ પણ અહીંતહીંની થોડી વાતો કરી પોતાને ઉતારે આવ્યા.

રાત્રે વ્રજબાબુના હૃદયમાં છુપાયેલું આગલું દુઃખ ફરીથી ઉછળી આવ્યું. હમેશની માફક તે નરેન્દ્રના સ્મરણથી તરફડિયાં મારવા લાગ્યા.

સ્હવાર પડતાં જ તેમણે અમરનાથને પત્ર લખ્યો:—

'મને જાણીને અત્યંત દુઃખ થાય છે કે કેવળ ધનના અભાવે જ આપ શ્યામનાથને આગળ અભ્યાસ નથી કરાવી શકતા. શ્યામનાથ જેવો તમારો પુત્ર છે તેવોજ મારો છે. હું તેના અભ્યાસનો સઘળો ભાર આજથી મારા શિરપર લઉં છું. આશા છે કે આ માગણીનો તમે સ્વીકાર કરશો. આ બાબતનો તમારે અવશ્ય સ્વીકાર કરવો જ પડશે, કારણકે તેમ કરવાથી તમે પુત્રના શોકમાં ગરક થયેલા એક પિતાના હૃદયની જ્વાલાને શાંત કરવામાં સહાયરૂપ થઇ પડશો.

તમારો ભાઇ—વ્રજેન્દ્ર'

આના ઉત્તરમાં અમરનાથે લખ્યું: 'ભાઇ, આ સહાયને માટે હું તમારો કયા શબ્દોમાં આભાર માનું? પ્રભુ તમને સંપૂર્ણ શાન્તિ અર્પે એજ પ્રાર્થના.'

અમરનાથનો આ પત્ર લઇને વ્રજબાબુ એક ટેબલ આગળ ગયા. તેનાપર નરેન્દ્રનો ફોટોગ્રાફ રાખવામાં આવેલો હતો. પત્રને ફોટોની સામે રાખીને ગદ્દગદ કંઠે તે બોલ્યા: "બેટા નરેન્દ્ર! તારા આત્માને શાંતિ પહોંચાડવાને માટે આથી અધિક તારો દુઃખી પિતા બીજું કાંઇ નથી કરી શકતો."

વ્રજબાળુની આંખોમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં; પરંતુ આ અશ્રુધારામાં જ્વાલા શાંત કરવાની શક્તિ હતી.

“ હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે !
ઓહો ! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે !
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે ! ”

**કલાપી.**





# માની શીખામણ.

( 'ગલ્પમંદિર' નામના હિન્દી પુસ્તકમાંથી. )

**મૂળ લેખક: વિશ્વંભરનાથ શર્મા કૌશિક.**

( ૧ )

**મદનલાલ** એક અંગ્રેજી ફર્મમાં હેડક્લાર્ક હોઈ તેને માસિક દોઢસો રૂપિયા પગાર મળે છે. ઘરમાં ફક્ત બે જણા જ છે—પતિ અને પત્ની. પરન્તુ આમ છતાં પણ **મદનલાલ**નો હાથ બહુ ભીડમાં રહે છે, કારણકે તેની પત્ની બહુ ખર્ચાળ છે. તેના ખર્ચની કોઈ સીમા જ નથી. **મદનલાલ**નો પગાર હજાર રૂપિયાનો હોત તોપણ તે સ્ત્રીના ખર્ચને પહોંચી વળવા માટે તો ઓછો જ કહેવાત. જ્યારે જુઓ ત્યારે બારણે કાપડવાળો ઉભો જ હોય અને તે હજુ ઘર બહાર ન નીકળ્યો હોય ત્યાં બંગડિઓવાળો હાજર જ હોય ! બંગડિઓવાળો જ્યાં જવાની તૈયારી કરતો હોય ત્યાં ફીત–લેસ ( સાડીની કોર ) વાળો ફેરીઓ આવીને બેઠો જ હોય ! આ બધાનાં બીલ ચુકવતાં ચુકવતાં બિચારા **મદનલાલ**નો નાકે દમ આવતો. મહિનાની આખર આવે ત્યાં તો તેને બીજાના રૂપિયા ઉછીના લેવાનો વખત આવ્યો જ હોય ! પરન્તુ આટલું આટલું થવા છતાં પણ **મદનલાલ** પોતાની સ્ત્રીનો આ સ્વભાવ ફેરવી શક્યો

પ્રાણથી પણ અધિક ચાહતો અને જીવ જાય તો પણ પ્રિયતમાનું હૃદય ન દુઃખાય એ એનો સિદ્ધાન્ત હતો. આ સિવાય બીજી એક વાત એમ પણ હતી કે તેની સ્ત્રી–મોહિની–નું પિયર આ જ ગામમાં હતું; તેથી જો મદનલાલ તેને કંઇક કહેતો તો તરત જ તે પિયરમાં જઇને બેસતી અને મદનલાલ પોતાને સાસરે ત્રણચાર ધક્કા ન ખાય ત્યાં સુધી તે મનાઇને પાછી આવતી નહિ. મદનલાલ પોતાના હૃદયને બે ચાર દહાડા તો સમજાવી પટાવીને શાંત રાખી શકતો; પણ જ્યાં ચારેક દહાડા વીત્યા એટલે હૃદયેશ્વરીનાં દર્શન વિના આકુળવ્યાકુળ થઇ જતો અને આખરે બિચારો વિવશ થઇને સાસરે જઇને ગમે તેમ મનાવી–સમજાવી–મોહિનીને ઘેર લઇ આવતો. તેની આ નિર્બળતાને લીધે મોહિનીના સાહસને વધુ ને વધુ ટેકો મળતો જતો હતો.

એક દિવસ મદનલાલ જમીને પોતાના ઓરડામાં બેઠો બેઠો ઑફિસે જવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં નોકરે આવીને કહ્યું: " સાહેબ, કપડાંવાળો આવ્યો છે. "

મદનલાલનું હૃદય ધડકવા લાગ્યું. ખુદા ખેર કરે ! કોણ જાણે કેટલા રૂપિયાનો ચાંલ્લો ચોંટશે ! તેણે ધીમેથી કહ્યું: "વારૂ, આવવા દે."

કપડાંવાળો હાજર થયો. મદનલાલે પૂછ્યું: "કહો, કેમ આવ્યા ?"

કપડાંવાળો માથું ખજવાળીને બોલ્યો: "હું–હું–કંઇ નહિ–સાહેબ; એ તો જરા–મેં કું કે–સાહેબને જરા–સલામ કરતો આવું. "

આ 'સાહેબની સલામ'માં છુપાયેલું રહસ્ય મદનલાલ સારી પેઠે સમજતો હતો તેથી તેણે પૂછ્યું: " વારૂ, આખરે વાત શું છે તે કહોને ? કંઇ રૂપિયા બાકી છે ? "

કપડાંવાળો—હા, પણ એની કંઇ ઉતાવળ જેવું નથી. સાહેબ, આપના રૂપિયા ક્યાં જવાના છે ? આપ તો હવે ઑફિસે પધારતા હશો.

**મદન**—હા, પણ જોઉં તો ખરો; આંકડો લાવ્યા છો ?

કપડાંવાળાએ તરત જ આંકડો કાઢીને સાહેબના હાથમાં આપ્યો.

આંકડો જોતાં જ **મદનલાલનું** મ્હોં ફાટી ગયું ! તે ગભરાઇને બોલ્યો: " હેં, પચાસ રૂપિયા સાડા છ આના ! આ મહિને તો બહુ કાપડ આવ્યું લાગે છે ? "

કપડાંવાળો હસીને બોલ્યો: "કેટલુંક આવી ગયું, સરકાર ! આ મહિને તો આપે કંઈ ખરીદ્યું જ નથી. હમણાં કંઈ અમારાપર ખફા નજર તો નથી ને ? ગયે મહિને તો સો રૂપિયાનું કાપડ ખરીદ્યું હતું."

**મદનલાલ** મનમાં ને મનમાં બળીને ખાખ થઈ ગયો ! પચાસ રૂપિયાપર પાણી ફરી વળ્યું ને હજુ આ બદમાસ તો કહે છે કે કંઇ બરાબર ખરીદી જ નથી કરી ! આ બદમાસોએ જ **મોહિનીને** નવી નવી ચીજો બતાવીને બગાડી દીધી છે. હરામજાદા કોણ જાણે કયે ખૂણેથી શોધી શોધીને લઈ આવે છે.

" વારૂ, આવતે રવિવારે લઈ જજે. " આટલું કહીને **મદનલાલે** તેને રજા આપી. પરંતુ કપડાં પહેરીને હજુ બહાર નીકળે છે તેટલામાં જ એક આદમીએ ખૂબ ઝુકીને સલામ કરી.

**મદનલાલ**—આ શું ?

પેલો માણસ બોલ્યો: " રામપ્રસાદ રામચરણની દુકાનનું બીલ !"

**મદન**—રામપ્રસાદ કોણ ?

માણસ—જી, જેને ત્યાં ગોટાકિનારી મળે છે તે. ( હસીને ) હજુર તો ભૂલી જ જતા લાગે છે !

**મદનલાલનો** કંઠ સૂકાઈ ગયો ! મ્હોંપર જરા ગંભીર ભાવ રાખીને તે બોલ્યા: " હાં ઠીક; વારૂ, જોઉં જોઇએ કેટલા છે ? "

આંકડો જોયો તો પચીસ રૂપિયા નવ આના નીકળ્યા ! આ મહિનાનો અરધો પગાર તો ઠેકાણે થઈ ગયો અને પગાર મળવાને

તો હજી દસ દિવસ બાકી છે! મદનલાલને ગળે શોષ પડયો; ગભરાયેલે અવાજે તે બોલ્યો: "વારૂ, બીજી તારીખે લઈ જજે."

મદનલાલને ઑફિસમાં ગયાને બે કલાક વીતી ગયા છે. મોહિની પલંગપર પડીપડી એક વાર્તાનું પુસ્તક વાંચી રહી છે. એટલામાં ચાકરડી દોડતી દોડતી આવી ને બોલી: "બાઈ સાહેબ, કાપડવાળો આવ્યો છે; બહુ જ સરસ રેશમી સાડીઓ લાવ્યો છે."

મોહિની ઉછળીને પલંગપર બેઠી થઇ ગઈ! "હે, શું કહ્યું? રેશમી સાડીઓ?"

ચાકરડી—હા, રેશમી; ઘણીજ સરસ છે.

મોહિની—(કંઇક વિચાર કરીને) રેશમી સાડીઓ તો છ સાત પડી છે; હવે બીજી લઇને શું કરીશું? કહી દે કે નથી લેવી.

ચાકરડી ચાલી ગઇ. વળી થોડીવાર રહીને પાછી આવીને કહેવા લાગી: "કાપડવાળો કહે છે કે લેવા કરવાની કંઇ વાત નથી. ન લેવી હોય તો કંઈ નહિ. બાઇ સાહેબ એકવાર જોઇ લે એટલે બસ!"

મોહિની—હા, જોવામાં તો શું જાય છે?

મોહિની મદનલાલની બેઠકમાં ગઇ. કાપડવાળો બારણાપર બેઠો હતો. આડો ચક નાખીને મોહિની બેઠી અને ચાકરડીને કહ્યું: "લાવ જોઉં?"

કાપડવાળાએ એક કપડામાં વીંટેલી ચાર પાંચ રેશમી સાડીઓ આપીને કહ્યું: "બાઇ સાહેબ, આજ તો એવી ચીજ લાવ્યો છું કે હજારો વેપારીઓને ત્યાં તપાસ કરો તો યે ન મળે! આખા શહેરમાંથી જો આ ચીજ નીકળે તો વાત કરવી છોડી દઉં!"

બાઇ સાહેબે સાડીઓ જોઇ. વાહ કેવું સરસ કપડું છે! રંગ પણ કેટલો મનપસન્દ છે!

બાઇ સાહેબે પ્રસન્ન થઇને ચમ્પા (ચાકરડી)ને કહ્યું: "કેમ ચમ્પા, સાડી તો સરસ છે નહિ?"

કપડાંવાળાએ આ સાંભળ્યું; તે પણ આ સાંભળીને બોલ્યોઃ "અરે, બાઇસાહેબ! આ ચીજ તો આજ મોટા મોટા લખપતિઓને ત્યાં નથી મળતી લખપતિઓને ત્યાં! મારૂં ગરીબનું માનો તો એક લઇ લો; જે જોશે તે કહેશે કે ના, આ પણ કોઇ કપડું છે ખરૂં!"

મોહિનીએ પૂછાવ્યું: "આ ગુલાબી સાડીની શી કિંમત થતી હશે?"

કપડાંવાળો—અરે લઇ લો ને! આપની સાથે કંઈ ભાવતાલની વાત છે! આપને તે કંઈ વધારે કહીશું? બાઇ સાહેબ, જાણે વાત એમ છે કે આજકાલ આ સાળી લડાઇને લીધે કપડાંમાં તો જાણે લાલબાઇ મૂકાઇ ગઇ છે! અને તેમાં યે આ માલ તો આજ ચારગણો ભાવ આપતાંયે મળતો નથી! બાઈ સાહેબ પાસેથી ફક્ત ચાલીસ રૂપિયા લઇશું! શું કહીએ? આડત્રીશ રૂપિયાની તો અમારી ખરીદ છે; ફક્ત બે રૂપિયા નફો રહે છે!

મોહિનીએ સાડી રાખી લીધી અને કહેવડાવી દીધું: "પૈસા સાહેબ પાસેથી લઇ જજો."

કપડાંવાળો—અરે, પૈસાની શી ચિંતા છે? આવતા રવિવારે હિસાબ ચુકતે કરવાનું સાહેબે કહ્યું છે; આ પૈસા એમાં જોડી દઇશું.

( ૨ )

સાંજે મદનલાલ ઑફિસમાંથી ઘેર આવ્યો ત્યારે મોહિનીએ હસીને કહ્યું: "આજ તો તમને એક એવી ચીજ બતાવું કે તમે પણ કહો કે ના, ચીજ છે ખરી!"

આખા દિવસના પરિશ્રમથી કરમાઇ ગયેલું મદનલાલનું મુખ મોહિનીના એક હાસ્ય માત્રથી ખીલી ઉઠયું. તેનો સઘળો થાક એ હાસ્ય જોઇને ઉતરી ગયો. તે હસીને બોલ્યો: "મારૂં મન તો જેટલું તારૂં મુખ જોઇને પ્રસન્ન થાય છે એટલું બાજી કોઈ પણ ચીજથી થતું નથી."

મોહિની લાડમાં છણકો કરીને બોલી: " જાઓ જાઓ, તમને તો બસ એવી ' પ્રેમ 'નીજ વાતો આવડે છે !"

મદનલાલ મોહિનીના ચ્હેરાપર આવી રહેલી વાળની લટ પ્રેમપૂર્વક ધીમેથી દૂર ખસેડતાં બોલ્યો: " તને તો બધામાં 'પ્રેમ' જ દેખાય છે. "

મોહિની—ના ના, ખરૂં કહું છું; આજ મેં એક વણી જ સરસ ચીજ ખરીદી છે.

મદનલાલનું હર્ષથી ખીલી રહેલું મુખ આ વાત સાંભળી એકદમ નિસ્તેજ થઇ ગયું; તેના મ્હોંપર જાણે હવાઇઓ ઉડવા લાગી; તેની રસિકતા બધી પાતાળમાં પેસી ગઇ. એકાએક ગભરાઇને તે બોલી ઉઠ્યો: "શું ખરીદ્યું છે, જોઉં !"

મોહિની હોંશમાં ને હોંશમાં પતિના મુખપરના ભાવ જોઇ ન શકી. પ્રસન્નતાપૂર્વક સાડી લઇ આવીને પતિના હાથમાં આપતાં તે બોલી: " જુઓ, કેવી સરસ સાડી છે ! "

મદનલાલ સાડીને આમતેમ ફેરવીને ગળામાં ભરાયેલી ખખારી દૂર કરીને ધીમેથી બોલ્યો: "આ વળી ક્યારે લીધી ? શું કિંમત પડી ?"

મોહિની—તમે જ કહોને ? કેટલીક કિંમત હશે ?

મદન—બહુ બહુ તો ત્રીસ પાંત્રીસની હશે.

મોહિની—(મ્હોં મચકોડીને) વાહ, ત્રીસ પાંત્રીસમાં આવી સાડી જરા બજારમાં જઇને લઇ આવો તો ખરા !

મદન—તો કેટલાની છે ?

મોહિની—તમે લેવા ગયા હોત તો પચાસથી ઓછે આપત, પણ મેં ચાલીસ રૂપિયામાં લીધી; સારી છે ને ?

મદન—પૈસા આપી દીધા ?

મોહની—મારી પાસે કયાં પૈસા હતા ? હવે તમે આપી દેજો.

મદનલાલ બહુજ ખિન્ન થયો. મનમાં ને મનમાં તે ગુસ્સે થઈને વિચાર કરવા લાગ્યો કે આનો શો ઉપાય કરવો ? મોહિનીની આ ખરાબ ટેવ કેમ છૂટે ? પહેલાં તો તેને વિચાર થયો કે ચાલો જવા દો: વળી કયાંકથી ઉછીના લાવીને ભરી દઈશું. પણ વળી પાછો વિચાર આવ્યો કે એક દહાડાની વાત હોય તો એમ પણ કરીને ચલાવી શકાય, પરંતુ આ તો રોજનું લાગ્યું ! રાતદિન લોહીનું પાણી કરીને આટલું કમાઉં છું ત્યાં આ એક ક્ષણમાંજ તેનો ધુમાડો કરી નાખે છે ! તેને બહુ ક્રોધ ચઢયો અને કંઈક કહેવા જતો હતો પણ મોહિનીના મનમોહક મુખપર દૃષ્ટિ પડતાંજ તેનો ક્રોધ પીગળી ગયો. તેણે મન વાળ્યું કે લીધું તે કંઈ ન લીધું થવાનું છે ? આમ વિચાર કરીને તે પ્રસન્નતાનો ભાવ લાવવા જતો હતો ત્યાં તેનું અંતઃકરણ અંદરથી પોકારી ઉઠયું: " તારી આ દુર્બળતાને લીધેજ મોહિની દિન પ્રતિદિન બગડતી જાય છે. જો આનો તુરતમાંજ ઉપાય લેવામાં નહિ આવે તો પરિણામ બહુજ બુરૂં આવશે. " આ આંતરનાદ સાંભળતાંજ મદનલાલને સત્ય સૂઝી આવ્યું અને તેનો ક્રોધ પાછો ભભૂકી ઉઠયો.

તેને આમ નીચે મુખે વિચાર કરતો જોઈને મોહિની ઉદાસ થઈને બોલી: " કેમ, શો વિચાર કરો છો ?"

મદનલાલ કર્કશ સ્વરથી બોલ્યો: "શું વિચાર કરૂં ? તું તો બસ સમજ્યા કર્યા વિના જેમ મરજીમાં આવે એમ ખર્ચ કર્યે જ જાય છે. પોણોસો રૂપિયાનું તો કાપડિયાનું દેવું ઉભું છે અને બીજા ચાલીસ આ થયા. હવે આ મહિનાના પગારમાંથી બાકી ૩૫ રૂપિયા રહ્યા; એમાંથી આખા માસનું ખાધાખર્ચ, નોકરોના પગાર અને ઘરનું બીજું પરચુરણ ખર્ચ કેમ નીકળશે ? હું દહાડે દહાડે કરજમાં

કૂઅતોજ જાઉં છું. લોકો કહે છે કે મદનલાલ દોઢસો રૂપિયાનો પગાર ખાય છે અને ઘરમાં ફક્ત બે જણ ખાનારાં છે; એટલામાંયે પૂરૂં નથી થતું ને કરજે લેવા પડે છે? એ તે શું રૂપિયા ગળી જતો હશે! તેમને મારા ચારિત્ર્યપર શક આવે છે; હું દુર્વ્યસની કે પાપાચારી હોઈશ અને બધા પૈસા ઉડાવી દેતો હોઈશ એમ તેઓ કલ્પના કરે છે; અને તને તો તારા શણગાર–પોશાક સિવાય બીજું કંઇ સૂઝતુંજ નથી; બીજા જીવે કે જહાન્નમમાં જાય. હવે હું આ રૂપિયા ક્યાંથી લાવું? તુંજ બોલને? તારી એવી મરજી છે કે હું ચોરી કરીને લઈ આવું અને તને શણગાર્યા કરૂં? કોણ જાણે ઘરમાં કેટલીયે સાડીઓ પડી છે, તોયે તારૂં પેટ ન ભરાયું? આ ખરીદવાની કંઈજ જરૂર નથી. હમણાંજ હું એ પાછી મોકલી દઉં છું. આ તે કંઈ મશ્કરી માંડી છે કે શું! હું બોલતો નથી તેમ તેમ તો તું દિનપર દિન બગડતીજ ચાલે છે!”

આટલો ધડાકો કરીને મદનલાલ સાડી લઈને બહાર ચાલ્યા ગયા. મોહિની આવા સદ્‌વ્યવહાર (!) માટે તૈયાર ન હતી તેથી તે તો ક્રોધ, અપમાન અને લજ્જાથી સ્તબ્ધજ થઇ ગઈ. તેણે વિચાર કર્યો કે બસ આજ ને આજજ પિયર જતી રહું અને આ વખતે તો ફેરા ખાઈખાઇને પગ ઘસાઇ જાય ત્યારેજ પાછી આવું.

( ૩ )

મોહિનીના પિયરમાં તેની મા અને મામા સિવાય કોઇ ન હતું. શહેર બહાર તેની માની માલિકીની કંઈક જાગીર હતી અને તેને લીધે તેમનું ગુજરાન ચાલ્યા કરતું. મદનલાલની સાસુ બહુ સમજદાર અને ઠરેલ સ્ત્રી હતી. તેને મદનલાલની આ દુર્બળતા જોઇને ઘણી વખત ખેદ થતો. જ્યારે જ્યારે મોહિની પતિની સાથે ગુસ્સે થઇને પોતાને ત્યાં આવતી ત્યારે દરેક વખત તે મદનલાલને કહેતી

કે "હવે જ્યાં સુધી મોહિની એની મેળે તમારે ત્યાં આવવાની ઈચ્છા ન કરે ત્યાં લગી તેડવાજ ન આવતા." પણ મદનલાલને ચેન કેમ પડે! સાસુની વાતને કંઈપણ ન ગણકારતાં તે કોઈ ને કોઈ પ્રકારે મોહિનીને સમજાવીને પાછી તેડી જતો.

મોહિની માની પાસે જઈને ખૂબ રોઈ. માતાએ પુત્રીને મુખેથી સઘળી હકીકત ઠંડે પેટે સાંભળી અને પછી મદનલાલની વર્તણુક માટે ઉપર ઉપરથી ખૂબ અપ્રસન્નતા બતાવી તથા મોહિનીને સમજાવી–પટાવીને શાન્ત કરી.

બીજે દહાડે મદનલાલ બગલમાં સાડી ઘાલીને સાસરે આવ્યા. સાસુએ તેમને જોતાંજ ધધડાવ્યા: "કુચા જેવી સાડી માટે મારી હીરા જેવી છોડીને રોવડાવીને કંઈ કંઈ વાતો કહી નાખી! એક સાડીના પૈસા આપતાં આટલો જીવ માથે આવતો'તો તો મને કહેવડાવ્યું હોત તો હું પૈસા મોકલાવત."

મદનલાલ ઝંખવાણો પડીને ધીમેથી બોલ્યો: "મેં કંઈ એને વિશેષ કહ્યું નથી. મેં તો એટલુંજ કહ્યું કે ઘરમાં એકને બદલે છ છ સાડીઓ તો છે, તો પછી આ નવી ખરીદવાની શી જરૂર હતી? બસ આટલું કહેતાંમાં તો તેનું નાક ચડી ગયું. વારૂ, જે થયું તે થયું; લો આ સાડી."

સાસુએ કડકીને કહ્યું: "નદીમાં નાખો તમારી સાડીને! મારી છોડી એવી સાડીઓ પહેર્યા વિના ઉઘાડી નથી ફરતી! હમણાં ચાહું તો દસ સાડીઓ મંગાવું! જાઓ, મારે ઘેર હવે ફરીથી પગ ન દેતા. આ સીધો રસ્તો રહ્યો. મારે ઘેર કંઈ ખાવા પીવાની ખોટ નથી. મારી છોડીને જન્મારા સુધી પણ પાળવાની મારામાં તાકાત છે."

મદનલાલ કંઈ પણ કહી ન શકયો. સાસુજી પૂઠ ફેરવીને ચાલ્યાં ગયાં અને મદનલાલ બિચારો હવા ફાકતો પાછો ગયો.

પાસેનાજ ઓરડામાં બેઠી બેઠી મોહિની આ સઘળી વાતો સાંભળતી હતી. માતાને પોતાનો પક્ષ લેતી સાંભળીને તેના મનમાં બહુજ આનન્દ થયો.

બીજે દહાડે ઘરની રસોઈયણ અને ચાકરડી બન્ને જણી મોહિનીની મા પાસે આવીને કહેવા લાગીઃ " માજી, અમારે બન્નેને દસ દસ દિવસની રજા જોઇએ છીએ. "

માતા આશ્ચર્યથી બોલી ઉઠીઃ " હેં; બન્ને જણીઓ સાથે જ રજા માગો છો ? છે શું ?"

રસોઇયણ—મારી વહુને પુત્રનો પ્રસવ થયો છે તેનું સૂતક છે. હું સુતકી સ્ત્રી તમારૂં ખાવા પીવાનું કેમ બનાવી શકીશ ?

મોહિનીની મા—વારૂ, એ વાત તો સાચી; તું જા. ( ચાકરડીને ) તારે શું કામ છે ?

ચાકરડી—માજી, મારા ભત્રીજાનું લગ્ન છે.

મા—અહીં કામ કોણ કરશે ?

ચાકરડી—હું શું કહું, માજી ?

મા—નહિ; તને રજા નહિ મળે.

ચાકરડી—ના માજી, આટલી મહેરબાની કરો. ફક્ત દસ દિવસ ચલાવી લો. કોઈ બીજી શોધી લેજો.

મા—હું તે વળી ક્યાં શોધવા જાઉં ? તારા ધ્યાનમાં કોઇ હોય તો બતાવતી જા.

ચાકરડી—( કંઇક વિચાર કરીને ) વારૂ આજ તો નહિ, કાલે કોઇને મોકલી દઇશ.

મા—વારૂ જા. ચાકરડી પણ ચાલી ગઇ.

તે દિવસે સઘળું કામ મોહિનીની માતાએ કરી નાખ્યું. ઘરમાંથી કચરોપૂંજો કહાડયો, રસોઇ કરી, વાસણ માંજ્યાં તથા

બીજું પણ સઘળું કામ કરી નાખ્યું. મોહિનીએ એક બેવાર માતાને મદદ કરવાની ઇચ્છા દર્શાવી પણ માતાએ કહ્યું: " ના, હું સઘળુંયે કરી નાખીશ. શરદીના દિવસ છે; કદાચ તારો જીવ બગડી આવશે."

બીજે દિવસે સ્હવારે મોહિનીની માતા પથારીમાં પડી પડી દુઃખથી બૂમો પાડતી બોલી: "આજ મારા ઘુંટણમાં બહુ દર્દ થાય છે. બેટા મોહિની, મારાથી આજ ઉઠી પણ શકાય એમ નથી. કચરોપૂંજો કોણ કહાડશે ? આહ! હરામજાદી ચાકરડી ને રસોઇયણ બન્નેને એક સાથેજ ચૂંક આવી ! હવે ઘરનું કામ કોણ કરશે ? મારી મોહિની તે બિચારી એકલી શું શું કરશે ? વ્રજલાલ (મોહિનીના મામા) ને કહીશ કે દશ બાર દિવસ માટે કોઈ ચાકરડી શોધી લાવ. આજ તે બીજી મોકલવાનું કહી ગઇ છે; તે મોકલે તો ઠીક, નહિ તો કાલે બીજી રાખી લઇશું. મારી દીકરી કંઇ વાસણ તે થોડાંજ માંજવાની છે ? પણ રાંધવાનું શું ?

મોહિનીએ કહ્યું: "મા, ચાકરડી તો રાખવીજ પડશે. મારાથી વાસણ નહિ મંજાય. (જરા દબાયેલે સ્વરે) અને કોઇ રસોઇયણ પણ મળી જાય તો સારૂં!"

માતા—ત્યારે બીજું શું દીકરી ? ચાકરડી તો રાખવીજ પડશેને ? અરે વ્રજલાલ ! જોને ભાઇ, કોઇ ચાકરડી હોય તો તપાસ કરને ! કોઇ રસોઇયણ પણ સાથે સાથે મળી જાય તો જોજે.

વ્રજલાલે કહ્યું: "ચાકરડી તો આજકાલ મળવી બહુ મુશ્કેલ છે; હમણાં તપાસ કરૂં છું."

અહીં મોહિનીએ આખા ઘરમાંથી વાસીદું વાળ્યું; પોતાને માટે તથા માતાને માટે પાણી ગરમ કર્યું. માતાએ તો દરદને લીધે સ્નાન પણ ન કર્યું. પછી રાંધવાનું આવ્યું. માએ કહ્યું: " બેટા, હું તો ન્હાઇ પણ નથી; ન્હાયા વિના કેમ રંધાશે ? અને હું ન્હાયા

વિના કાચી રસોઇ નહિ જમું, શાસ્ત્રમાં મના છે. મારે માટે તો જરા ચાર પૂરીજ બનાવી દેજે; શાક પણ જૂદુંજ કરજે; અને જો બેટા, બહુ ખટપટ કરવાની જરૂર નથી. ફક્ત દાળ ભાત રાંધી નાખજે. બહુ મહેનત કરવાથી તારો જીવ બગડી આવશે."

મોહિનીને તો રાંધવાની ટેવ પણ ન હતી. તેણે પતિને ઘેર હાથેથી પાણીનું પ્યાલું સરખુંયે ભરીને પીધું ન હતું. રાતનું વાળુ પણ કેટલીકવાર પલંગપરજ કરતી. તેથી આજ રાંધવાનું આવવાથી તેને તો નવ નેજા થયા. ધુમાડાને લીધે આંખો લાલચોળ થઇ ગઈ; નાકમાંથી પાણી વહેવાં લાગ્યાં; માથું ફરવા લાગ્યું; ચૂલો ફુંકતાં ફુંકતાં ગળું સુકાઇ ગયું; લાકડાંઓએ પણ કોણ જાણે આજ રસોઇયણ અને ચાકરડીની માફક મોહિનીને કનેડવા માટે સંપ કર્યો હોય તેમ સળગતાં જ ન હતાં! ખેર; જેમ તેમ કરીને રાંધ્યું તો ખરૂં અને ખાઇ પણ લીધું. હવે વાસણ માંજવાની વાત આવી! પહેલાં તો મોહિનીએ આમતેમ ઘૂમીને પોતાને માથે આવેલું એ સંકટ ટાળવાના ચાળા કર્યા. એક બે વખત માતાને પણ કહ્યું: "મા, ચાકરડી હજુ નથી આવી; વાસણ એઠાં પડયાં છે તેનું શું?"

માએ ઉત્તર આપ્યો: "બેટા, આજ ને આજ તે કંઇ ચાકરડી થોડીજ મળવાની છે? વ્રજલાલને કહ્યું તો છે. તે એક બે દહાડામાં શોધી લાવશે."

આખરે નિરાશ થઇને મોહિનીનેજ વાસણ માંજવાં પડયાં. શિયાળાના દિવસ ને પાણી ઠંડુ બરફ જેવું! એટલું સારૂં હતું કે નળ ઘરમાંજ હતો. મોહિની વાસણ માંજીને ઉઠી ત્યારે તેને ભાન પણ ન રહ્યું કે તે પૃથ્વીપર છે કે આકાશમાં! ઠંડીથી તેનું આખું શરીર કંપતું હતું અને એક કલાક સુધી ઉભે પગે બેસવું પડયાથી શરીર અકડી ગયું હતું. સ્હાંજે પણ એજ મુસીબત ભોગવવી પડી. હવે

મોહિનીને યાદ આવ્યું કે જો પતિને ત્યાંથી રીસાઈને અહીં ન આવી હોત તો આ દુ:ખ ભોગવવું ન પડત.

બીજે દિવસે મોહિનીએ માતાને કહ્યું: "મા, ચાકરડી તો ન આવી. ન હોય તો ત્યાંથી (પોતાને સાસરેથી) ચમ્પાને બોલાવી લો. જ્યાં સુધી આપણી ચાકરડી ન આવે ત્યાં સુધી એ કામ કરશે."

માતા આંખો લાલ કરીને બોલી: "હું તો એને ત્યાંથી કદિ પણ ચમ્પાને બોલાવવાની નથી! મારી બોલાવે છે જૂતી! મને એવી શી ગરજ છે? મારે તો મદનની એક રજ સરખીયે ન ખપે. એવા માણસોને ત્યાં માગવા પણ કોણ જાય; અને તે મોકલવાની ના પાડે તો શું વજન રહે?"

આ રીતે ત્રણ દિવસ વીતી ગયા. મોહિનીનો તો નાકે દમ આવ્યો. સાસરામાં તો તે દિવસની ચાર ચાર સાડીઓ બદલતી ને અહીં તો એક જ મેલી સાડી પહેરીને આખા દિવસ કામ કરવું પડતું! કામમાંથી નવરી થાય ત્યારે બદલેને? બસ, આખો દિવસ કામ, કામ ને કામ જ પહોંચ્યા કરતું.

ત્રીજે દિવસે મોહિનીથી ન રહેવાયું. તેણે માતાને ચોકખે ચોકખું કહી દીધું કે "હવે તો મારાથી કામ નહિ થાય. ગમેતેમ કરીને ચાકરડીનો બંદોબસ્ત કરો."

માતા બોલી: "તારાથી નાહ થાય તો પછી કોણ કરશે? તું જાણે કે હું તને રોટલા ટીપીને ખવડાવું, વાસણ માંજું, વાસીદું વાળું ને તું મોટી નવાબજાદી થઈને પલંગપર બેઠી બેઠી પાન ચાવ્યા કરે, કેમ? તારાથી ન થાય તો જા તારે ઘેર! હું મારે ગમે તેમ નિભાવી લઈશ. મારે શું? હું તો દૂધ પીને પણ છ સાત દહાડા કહાડી નાખીશ ને વ્રજલાલ વીશીમાં જમી આવશે."

માની વાત સાંભળીને મોહિની એવી ફિક્કી પડી ગઈ કે જાણે

તો લોહી પણ ન નીકળે! આંસુભરી આંખે તે ચૂપચાપ પોતાના ઓરડામાં જઈ પલંગપર પડી પડી રોવા લાગી. હવે તેને પોતાનાં કૃત્ય માટે પશ્ચાતાપ થયો; પણ હવે શું થાય ?

તે વિચારવા લાગી કે "હું અહીં નાહક આવી; આવું જાણતી હોત તો ન આવત. એકવાર એમ મન થયું કે પતિને ચિઠ્ઠી લખીને ક્ષમા માગું અને કહું કે ચંપાને મોકલી દો." પછી વળી વિચાર થયો કે "તેમને પૂછયા કર્યા વિના ચાલી આવી ને હવે શું મ્હોં લઇને લખું ? જો હવે એ કંઇક પણ કહેણ મોકલે કે ચિઠ્ઠી સરખીયે મોકલે તો તરત જ ચાલી જાઉં."

( ૪ )

બીજે દિવસે સ્હાંજે એક વિકટ બનાવ બન્યો. મોહિનીનો મામો વ્રજલાલ એકદમ ગભરાતો ગભરાતો આવીને બોલ્યો: "મા, મા, ગજબ થયો ! સત્યાનાશ વળી ગયું ! હવે હું શું કરૂં ? કયાં જાઉં ?"

મોહિનીની માતા અધીરી થઇને બોલી: "પણ છે શું ? તે તો કહે ! જલ્દી કહે, મારો જીવ હાથમાં નથી રહેતો ! કહે જોઉં, શું છે ભાઇ ! બોલ તો ખરો !"

વ્રજલાલ—દુકાનની ત્રીજોરીની ચાવી મારી પાસે હતી. હમણાં દુકાન બંધ કરતી વખત રોકડ ગણી તો પાંચસો રૂપિયાની નોટો ગેબ ! બપોરે હું એક વાર કંઈ કામને માટે બીજી દુકાનપર ગયો હતો. મને ધ્યાન છે કે ચાવી હું ગાદીપર ભૂલી ગયો હતો. બસ, એજ સમયે કોઇએ હાથ મારી લીધો ! હાય ! હવે હું શું કરૂં ? શેઠ મને કેદમાં ના ખશે ! જો કયાંયથી પાંચસો રૂપિયાની જોગવાઇ થઈ જાય તો ઠીક, નહિતર મારી આબરૂ નહિ રહે ! અને આબરૂ વિનાનું આ જીવતર શા કામનું ? આટલું કહીને તે માથે હાથ દઈને બેસી ગયો.

મોહિનીની માતા માથું પીટતી બોલી: "હાય ! હું તે પાંચસો રૂપિયા ક્યાંથી લાવું ? આ પેટ કેમ ભરૂં છું એજ મારૂં મન જાણે છે ! હવે હું શું કરૂં ? ક્યાં જાઉં ? (મોહિનીને) દીકરી, તારી પાસ તો જરૂર રૂપિયા હશે; આ વખતે તો આપી દે. વ્રજલાલ જીવતો હશે તો રૂપિયા જ છે ને ? તને તરત પાછા ભરી આપશે. બેટા, હવે તો એક તારો જ આશરો છે ! આટલું નહિ કરે ?

મોહિની ગભરાઇને બોલી: "મા, મારી પાસે તો એક પાઈ પણ નથી; હું ક્યાંથી લાવું ?"

માતા અચંબો પામીને બોલી: "હેં ! શું કહ્યું ? તારી પાસે એક પાઈ સરખીયે નથી ? અરે ! જૂઠું શામાટે બોલે છે ? ભગવાનનો તો જરા ડર રાખ ! મારી કુખે જન્મ લઇને મને જ ઉડાવતાં શીખી ? તારા ધણીને મહિનાનો દોઢસો રૂપિયાનો પગાર ! બાપરે ! બે જણાં ખાનારાં ને એટલું બધું જાય છે ક્યાં ? મને શા માટે ઉડાવે છે ? બેટા, આ સમયે તો તારે જરૂર આપવા જ પડશે. હું સોગનપૂર્વક કહુંછું, દીકરી, કે તારી એકકે એક કોડી સરખીયે ભરી દઇશ. અને તું નથી જાણતી ? દીકરીનું ધન રાખ્યે કોઇનો જયવારો થયો છે ? હાય ! તારો પૈસો માગતાં અત્યારે મને ઘણીયે શરમ આવે છે, પણ શું કરૂં ?"

મોહિનીનું મ્હોં પીળું પડી ગયું, શરીર કંપવા લાગ્યું અને લથડતી જીભે તે બોલી: "મા, મા, હું સાચું કહું છું, સોગનપૂર્વક કહું છું. મારી પાસે એક પાઈ સરખીયે નથી; હું ક્યાંથી લાવું ?"

માતા કડકીને બોલી: "બસ, બસ, થઈ રહ્યું ! એ તો જોઇ લીધું ! હાય ! આવે વખતેય કામમાં ન આવે તો પછી કોઇ કોઇને જગતમાં સંબંધ જ શો રહ્યો ? આ વ્હેંત એકની છોકરી પણ મને ઉડાવે છે ! જાણે હું કશું સમજતી જ નથી ! પણ એમાં કોઇને

દોષ શું દેવો ? દોષ આપણા નસીબનો ! (વ્રજલાલને) ત્યારે હવે શું થશે ? હવે તો કંઈ ઉપાય નથી. લે આ મારાં ઘરેણાં લઈ જા ! ગીરવી મૂકીને રૂપિયા ભરી દે ! બીજું શું થાય ? ભાઈ, તારી આબરૂ સચવાશે અને જીવતો હઈશ તો મારે બધુંયે છે."

મોહિની આંસુ સારતી ડરતી ડરતી બોલી: "મા, તું તારાં ઘરેણાં રહેવા દે; લે આ મારાં ઘરેણાં......"

મોહિની આગળ કંઈ ન બોલી શકી. છેડા વડે મોઢું ઢાંકીને તે રોવા લાગી. માતાની આંખોમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. વ્રજલાલ ચૂપચાપ માથે હાથ રાખીને બેઠો હતો.

માતા બોલી: "જુઓ તો ખરા ! આ નવાબજાદીની વાતો તો જુઓ ! એ મનમાં જાણે છે જ કે આ કંઇ ઘરેણાં થોડીજ લેવાની છે ? ને વળી પાછી આંખમાંથી આંસુ કેવાં ટપકાવે છે ! કોઈ તો જાણે કે બિચારી સાચું જ કહે છે ! બસ, જા, તું મારી સામેથી ટળી જા ! મારે તારાં ઘરેણાં તો શું, પણ એક કોડી સરખીયે ન જોઈએ ! બસ, એ તો જોઈ લીધું. આવી દીકરી કરતાં તો વાંઝિયાપણુંજ વધારે સારૂં. બસ, જા, તું અહીંથી ચાલી જ જા: તારી મરજી પડે ત્યાં જા. તારા ધણીને ઘેર જવું હોય તો ત્યાં ટળી જા. હું મારે મારૂં ફોડી લઈશ. હાય ભગવાન ! દુ:ખનું સાથી કોઈ નથી !"

મોહિની ઉપર તો આસમાન જ તૂટી પડયું ! ચૂપચાપ તે ઓરડામાં જઈ પલંગપર પડી રોવા લાગી. અત્યારે તેની નજરે આ સંસાર ચારે તરફથી અંધકારમય લાગ્યો ! તે વિચારવા લાગી કે "જો મેં આટલું બધું ખર્ચ ન કર્યું હોત અને કંઇ ને કંઈ બચાવ્યા કર્યું હોત તો આજે આટલી વાતો સાંભળવાનો વખત ન આવત. મામાને આટલું બધું દુ:ખ સહન કરવું પડયું અને માજીને

ઘરેણાં ગીરો મૂકવાં પડયાં! હું કેવી અભાગણી કે એ (પતિ) પણ મારે લીધે જ દુઃખી થઈ રહ્યા છે અને દહાડે દહાડે દેવામાં ડૂબતા જાય છે! આ સમયે જો પાંચસો રૂપિયા કહાડીને માને આપ્યા હોત તો કેટલો આનન્દ થાત! મામાનું પણ બધું દુઃખ દૂર થઈ જાત, પણ હવે શું કરૂં? આ દુઃખ કેમ દૂર કરૂં? હાય! ન કરે નારાયણ ને આવો સમય અમારા ઘરપર જ આવી પડે તો? જો આ વાતની ખબર એમને (પતિને) પહોંચાડવામાં આવે તો એ કાંઈક જોગવાઈ જરૂર કરી આપશે."

આ વિચાર કરતાંની સાથે જ મોહિનીના મનમાં પતિ પ્રત્યે જે અભિમાન અને ક્રોધ હતો તે સર્વ આંસુ વાટે વહી ગયો અને તેને એક રસ્તો સૂઝયો. તેણે તરત જ એક પત્ર લખ્યો:—

"પ્રાણનાથ! મારો અપરાધ ક્ષમા કરો; કૃપા કરીને ચમ્પાને એકદમ મોકલી આપો." દાસી—મોહિની."

પત્ર લઈને તે ઘરની અગાસીપર ચ્હડી ગઈ. એ ઘરને અડીને જ એક બીજું ઘર હતું. તેમાં તેની એક સહિયર રહેતી હતી. તેને બોલાવી પત્ર આપીને એ બોલી: "બ્હેન, કોઈ નોકરની સાથે આ કાગળ જરા એમને એકદમ મોકલી આપને? મારે ત્યાં કોઈ નોકર હાજર નથી."

સખી હસીને બોલી: "કોને મદનલાલને મોકલવો છે? અરે! પણ તારી આંખો તો લાલચોળ બની ગઈ છે! કેમ શું થયું છે?"

મોહિની—બ્હેન, એ વાત પછી કહીશ; પહેલાં જરા આ પત્ર ઉતાવળે પહોંચાડી દે ને. સખી હસતી હસતી ચાલી ગઈ.

અહીં મોહિની નીચે ઉતરીને કપડાં પહેરીને તૈયાર થઈ ગઈ. અર્ધા કલાકમાં જ ચમ્પા હસતી હસતી આવી પહોંચી. મોહિનીએ માતાને કહ્યું: "મા, હું હમણાં જ રૂપિયા મોકલું છું. જો તમે ઘરેણાં ગીરો મૂકો તો મારા સમ છે."

(૫)

પતિને જોતાં જ મોહિની, વૃક્ષને વેલ વીંટાય તેમ તેના શરીરને વીંટાઈ—વળગી પડી અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. મદનલાલ તો મોહિનીના વિયોગથી દુઃખી જ હતો. તેની આંખોમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. આવેગ કંઈ શમ્યા પછી મોહિની હાથ જોડીને બોલી: "નાથ, મને ક્ષમા કરો. મારાથી મોટો અપરાધ થઈ ગયો; હવે કદિ પણ તમારી ઈચ્છા વિરુદ્ધ કંઈ પણ કામ નહિ કરૂં. મેં તમારૂં કહ્યું ન માન્યું તેને માટે મારે અત્યંત દુઃખ ખમવું પડે છે."

જે મોહિની ત્રણ ત્રણ ધક્કા ખાઈને મનાવ્યા—સમજાવ્યા છતાં પણ આવે નહિ, તે મોહિની આજે પોતાની મેળે જ આવી અને આમ ક્ષમા માગવા મંડી પડી, એ જોઈને મદનલાલ તો આશ્ચર્યથી મૂઢ સરખો જ બની ગયો. તે બોલ્યો: "દુઃખ ? શાનું દુઃખ ? કહે તો ખરી."

મોહિનીએ પહેલેથી છેલ્લે સુધીનું અને પોતાને પિયરમાં ખમવા પડેલાં દુઃખનું પુરાણ કહી સંભળાવ્યું અને છેવટમાં બોલી: "જો મેં તમારૂં કહ્યું માન્યું હોત અને આટલા બધા રૂપિયાનું પાણી ન કર્યું હોત તો મારે આજ આ વચન સાંભળવાનો વખત ન આવત અને આ દુઃખ સહેવાં ન પડત. હવે ગમે તેમ કરીને પણ ગમે ત્યાંથી પાંચસો રૂપિયા લઈ આવો. ગમે તો મારાં ઘરેણાં ગીરો મૂકો. બળ્યાં આ સઘળાં કપડાંલત્તાં; એમાં આગ મૂકી દો ! આ સમયે એ એક કોડીની કિંમતનાં યે નથી. તમને ગમે તો ઘરેણાં ગીરો મૂકો કે વેચી દો, પણ રૂપિયા લાવી આપો."

મદનલાલ કંઈક વિચાર કરીને બોલ્યો: "વારૂ, હું હમણાં જ જઈને લઈ આવું છું."

અર્ધા કલાકમાં તો મદનલાલ રૂપિયા લઈને પાછો આવ્યો અને મોહિનીના હાથમાં મૂકી બોલ્યો: "લે આ રૂપિયા, એ તો

સારૂં થયું કે ગામમાં કંઈક આબરૂ છે અને લોકો જાણે છે કે મદનલાલ હેડક્લાર્ક છે, નહિતર આ જમાનામાં કોણ પાંચસો રૂપિયાની થેલી કહાડીને આપે ? ”

મોહિની પતિ તરફ એક પ્રેમભરી દૃષ્ટિ નાખીને બોલી: “વ્હાલા, આપનાં ચરણના સોગન ખાઇને કહું છું કે હવે આપના કહેવા પ્રમાણે જ ચાલીશ અને કદિ પણ આ પ્રકારે રૂપિયાનું પાણી કરી દઈશ નહિ.” તે વધારે બોલી ન શકી. મદનલાલે તેને હૃદય સરસી ચાંપી.

મદનલાલનો નોકર બહુ જૂનો અને વિશ્વાસપાત્ર હતો, તેથી તેની સાથે પાંચસો રૂપિયા મોહિનીને પિયર મોકલી દેવામાં આવ્યા.

× × × ×

અર્ધો કલાક પછી મોહિની હાથ મ્હોં ધોઇને પાછી આવી અને જોયું તો પતિ ખૂબ હસી રહ્યા છે. પાસે જ પોતાના પિયરની ચાકરડી મ્હોં આડો હૂચો દઇને ઉભી ઉભી હસે છે અને વધારે નજીક જઇને જોતાં જણાયું કે પાંચસો રૂપિયાની થેલી પણ ખુરશીપર પડી છે ! મોહિની આશ્ચર્યચકિત થઈ ગઈ. ચાકરડીને પૂછ્યું: “ અરે, તારા ભત્રીજાનાં તો લગ્ન હતાં ને ? અને ( પતિ તરફ જોઇને ) તમે કેમ હસો છો ? શું છે ? મને કહો તો ખરા ?”

મદનલાલે કંઈપણ જવાબ ન આપ્યો. તે તો હસી હસીને બેવડો વળી ગયો હતો. તેણે ચુપચુપ મોહિનીના હાથમાં એક પત્ર મૂક્યો.

મોહિનીએ જોયું કે તે તેની માતા તરફથી વ્રજલાલે મદનલાલપર લખ્યો હતો:—

“ચિરંજીવ મદનલાલ,

રૂપિયાની કંઈપણ જરૂર નથી. વ્રજલાલના રૂપિયા ચોરાઈ નથી.

ગયા, તેમજ રસોઇયણ અને ચાકરડીને પણ કાંઇ કામ ન હતાં. એ તો બહાનાં કાઢીને મેં જ તેમને થોડા સમય માટે દૂર કરી હતી. મારાં ઘુંટણ પણ તન્દુરસ્ત જ છે; તેમાં કંઈ દર્દ નથી. આ સઘળી વાતો તો મોહિનીને થોડીક શીખામણ આપવાને માટે જ રચવામાં આવી હતી. આશા છે કે હવે તે તમને પૂર્ણ સન્તોષ આપશે. રૂપિયા આ સાથે પાછા મોકલ્યા છે.

અનેક આશીર્વાદ સાથે
—તમારી સાસુ."

મોહિનીના હાથમાંથી પત્ર છૂટી પડયો !





# સચ્ચાઈનું ફળ.

( 'પ્રતિભા' નામક હિન્દી માસિકમાંથી. )

**सत्यमेव जयते नानृतम् ।**

( १ )

વસન્તલાલપર ઘણા લોકો દાઝે બળતા હતા અને તક મળે તો ધીમે રહીને તેની નિંદા પણ કરી લેતા. આ ઈર્ષ્યાનું કારણ એ હતું કે તે સત્યાચરણી અને એકવચની હતો. બેઈમાની કરનારાઓનાં પોકળ તે ખુલ્લાં પાડી દેતો. પછી તે ભલેને ગરીબ હોય કે મોટો તવંગર હોય; શહેરનો ઑનરરી મૅજિસ્ટ્રેટ હોય કે મહોલ્લામાં ચણા શેકનારો એક ગરીબ ભાડભૂંજો હોય–ગમે તે હોય–પણ તેણે જો સત્ય કે સદાચાર વિરુદ્ધ કાંઈપણ આચરણ કર્યું હોય તો વસંતલાલ પોતાની નાની સરખી કપડાંની દુકાનપર બેસીને તેનાપર તીવ્ર ટીકાઓ કરતો.

ધીમે ધીમે, તે શહેરમાં પ્રસિદ્ધ થઈ ગયો. નાનું છોકરું સુદ્ધાંયે જાણતું કે વસન્ત એકવચની છે અને તે કોઈનો પક્ષપાત કરતો નથી. અનેક લોકો તેની પાસે પોતાનાં દુઃખદર્દની વાતો કહેવા–રોદણાં રડવા–આવતા અને વસન્ત પણ પોતાના સમયનો ભોગ

આપીને તેમની કહાણી ધ્યાન દઈને સાંભળતો અને પોતાથી બનતી મદદ કરતો.

ઈ. સ. ૧૯૦૭માં સ્વદેશીના સપાટાની સાથે બૉયકૉટનો પવન દેશમાં પૂર જોસથી ફુંકાતો હતો. તે સમયે ખોટો ડોળ કરનારાં વરસાદી દેડકાં બહુ ઉત્પન્ન થયાં હતાં. સ્વાર્થસાધુ દુકાનદારોએ પોતાની દુકાનપર, 'અહીં સ્વદેશી માલ મળે છે,' 'ગંજાવર સ્વદેશી માર્ટ' ઈત્યાદિ મોટાં મોટાં સાઇનબૉર્ડ લગાવી દીધાં હતાં; અને જથ્થાબંધ વિદેશી માલમાં બે ચાર તાકા સ્વદેશી માલના રાખીને સઘળો માલ સ્વદેશી તરીકે ખપાવવાનો અને લોકોમાં ચડી આવેલા દૂધના ઉભરા જેવા આ ઉત્સાહના ઉછાળાનો લાભ લેવાનો બનતો પ્રયત્ન કરતા હતા.

શહેરના પ્રસિદ્ધ વકીલ કુંજવિહારીએ તે દિવસે સ્વદેશીની સભામાં એક જુસ્સાભર્યું ભાષણ આપ્યું. વિદેશનો વ્યાપાર કેવી રીતે આપણા વ્યાપારને હોઇયાં કરી ગયો અને ગરીબ હિંદનું રહ્યુંસહ્યું ધન પણ પરદેશી માલ કેવી રીતે ઘસડી જાય છે તે વિષયપર જોરદાર શબ્દોમાં એક પ્રોત્સાહક વ્યાખ્યાન આપ્યું અને સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા લેવાની શ્રોતાઓને જબરદસ્ત અપીલ કરી. લોકો આ ભાષણથી એટલા તો મુગ્ધ બની ગયા કે હાથ ઉંચા કરી કરીને પ્રતિજ્ઞાઓ લેવા મંડ્યા. ભાવાવેશમાં, વકીલ સાહેબે પહેરેલી ઇંગ્લિશ ટોપી, વિલાયતી મલમલીનનો ડગલો અને સોનાની ફ્રેમનાં ચશ્માં તરફ કોઈનું ધ્યાન જ ગયું નહિ ! તેઓ જાણે આંખે કંઈ જોતા જ ન હોય એમ જણાતું હતું. તેઓ તો ફક્ત વકીલ સાહેબનું જોરદાર વ્યાખ્યાન સાંભળતા હતા. તેમના કાન ખુલ્લા હતા પણ આંખો બંધ હતી. જનસમાજમાં જ્યારે ક્ષણિક ઉભરો આવે છે ત્યારે સ્વાભાવિકરીતે આવી જ સ્થિતિ થાય છે.

પરંતુ હજારોની ભીડમાંથી આંખવાળો પણ એક જણ નીકળી આવ્યો. તેણે ઉભા થઇને ઉંચા હાથ કરીને કહ્યું: "વકીલ સાહેબ, પ્રથમ તો ખુદ આપ સાહેબપર જ પગથી તે માથા સુધી વિદેશી ઢોળ ચડાવેલો છે! આપ નામદાર જ પ્રથમ દેશમાં બનેલી ચીજો વાપરવાની પ્રતિજ્ઞા લ્યો. કાસ્મીરના પશમ તથા બનારસ કે ભાગલપુરનાં રેશમને માટે આપ નાણાંની કોથળી છોડવા જેટલો અનુગ્રહ સ્વદેશપર કરવા તૈયાર છો? વ્યાખ્યાન આપ્યા પહેલાં આપે આપની પોતાની સુરત તો દિલના અરીસામાં જોઇ લેવી હતી!"

લોકોના ઉત્સાહના અગ્નિપર આ વાક્યોએ ઘી રેડ્યું, પણ વકીલ સાહેબના ઉત્સાહાગ્નિપર તો આ શબ્દોએ પાણી રેડ્યા જેવી જ અસર કરી. બિચારા એકદમ ચાટ પડી ગયા. એક સાધારણ દુકાનદાર, કે જેને નહોતું આવડતું તર્કશાસ્ત્ર કે નહોતા આવડતા કાયદા, તેના એક સાધારણ પ્રશ્નનો ઉત્તર પણ વાણીનાં વડાં કર્યાં કરનાર વકીલ સાહેબ ન આપી શક્યા. તેમનું મ્હોં ઉતરી ગયું, ગળામાં કફ ભરાયો; ગળું ખુંખારીને તે ધીમેથી માત્ર આટલું જ બોલી શક્યા: "ભાઇ, આપનું કહેવું સત્ય છે; હું મારી ભૂલ સુધારીશ."

પોતાના મિત્રની સાથે ઘેર જવાને માટે વકીલ સાહેબ ગાડીમાં બેઠા ત્યારે પણ તેમના મુખપર હજુ પ્રસન્નતા આવી ન હતી. તેમને જતા જોઇને લોકોએ હમેશની માફક ન તો તાળીઓ વગાડી, કે ન તો 'વંદેમાતરમ્' નો પોકાર કર્યો! એક પરદેશી મુસાફર રેલ્વે સ્ટેશનપરથી ભાડાની ગાડીમાં બેસીને ઉતારે જાય તેમ વકીલ સાહેબ ગાડીમાં બેસીને ચૂપચાપ ઘેર ઉપડી ગયા. સભામાં તેમનું સ્થાન હવે આપણા સાધારણ વસંતલાલને મળ્યું! લોકો તેને ઘેરી વળ્યા. કોઇ કહેતું કે "ભાઈ ખૂબ કરી. પછવાડેથી તો સહુએ બોલે, પણ મ્હોડાપર ઝાડવું એનું નામ જ ખરી બહાદૂરી." તે સઘળાને જવાબ

દેતો કે " ભાઇ, બનવું હોય તો સાચા સ્વદેશી બનો; ખાલી વાતો જ કરવી શા કામની ? "

સભા વિસર્જન થઈ ગઇ, પરંતુ વકીલ સાહેબના દિલમાં આ વાતનો ડાઘ બેસી ગયો.

( ૨. )

બીજે દિવસે વસન્તલાલ પોતાની દુકાનમાંનાં સઘળાં વિદેશી કપડાંની ગાંસડી બાંધીને કોઇ અંગ્રેજ વેપારીને ત્યાં લઈ ગયો અને થોડી ઘણી ખોટ ખાઇને તે સઘળાં વેચી નાખ્યાં. હવે તેની દુકાને ફક્ત ખાદીનાં શુદ્ધ સ્વદેશી કપડાં જ મળે છે.

ત્રણ વર્ષ વીતી ગયાં. લોકોનો સ્વદેશપ્રેમ અને 'સ્વદેશી' નો નિશો ક્યારનોયે ઉતરી ગયો હતો. સ્વદેશી માલનાં સાઇનબૉર્ડ-પર ધૂળ ચડી ગઇ; કેટલાકોએ તો તે ઉતારીને પોતાનાં બાળકોને રમવા આપી દીધાં; કેટલાક લોકોએ વળી ટાંગી રાખ્યાં અને સમજ્યા કે ભલેને રહ્યાં, આપણું શું જાય છે ? દુકાનની શોભા છે. ધૂળ ચડી જવાને લીધે અક્ષરો પણ ઝાંખા પડી ગયા અને બૉર્ડપર ' સ્વદેશી માલ ' વાંચો કે ' વિદેશી માલ ' વાંચો, સઘળું સરખું જ થઇ ગયું. મતલબ કે કાળે ' સ્વદેશી ' ' વિદેશી ' નો ભેદ પાછો ટાળી નાખ્યો.

પરંતુ વસંતલાલની દુકાન અને તેના શરીરપર, ઉપલા દિવસ પછી વિદેશી કાપડ ન ચડ્યું તે ન જ ચડ્યું. તે સ્વદેશી માલ જ વાપરતો અને સ્વદેશીનો જ વેપાર કરતો. સાથે સાથે, હમેશની માફક સિદ્ધાન્ત વગરના મનુષ્યોની નિડર સમાલોચના પણ તે કર્યા જ કરતો. ભલે તે અમલદાર હોય, વકીલ હોય, શેઠશાહુકાર હોય, મહાજન હોય કે ગમે તે હોય, પણ સત્યના માર્ગેથી ચલિત થતાં જ તે એની નિડર, કડક અને તીવ્ર ટીકાનો ભોગ થઇ પડતો. કોઇની

પણ ઠગાઈ કે ધૂર્તતાની તેને ખબર પડતી તો જ્યાંસુધી તે એના મ્હોંપર સાચી વાત ન ઝાડતો ત્યાં સુધી તેને ચેન પડતું નહિ. લોકો કહેતા કે વસન્તલાલ સ્વદેશીનો ભોગ થઇ પડયો છે. પહેલાં પોતાના વેપારમાંથી તે મહિને પચાસ–સાઠ રૂપિયા પાડતો, પણ હવે સ્વદેશી માલ રાખ્યા પછી મહા મુશ્કેલીએ તેને પંદર–વીશ રૂપિયા મળે છે. મહોલ્લાની સ્ત્રીઓ કહેતી કે વસન્તની સ્ત્રી પાસે હવે આગળ જેટલાં ઘરેણાં નથી. પહેલાં તો, દર વર્ષે તે એકાદ ઘરેણું નવું ઘડાવતી ! તેને બદલે હવે તેને દર વર્ષે એકાદ વેચવું પડે છે !

લોકો તેને કહેતા કે "ભાઇ, દુનિયાની રૂખ પ્રમાણે ચાલો ! શા માટે નકામું નુકશાન વહોરી લો છો ?" તે હસીને જવાબ આપતો કે "હું તો મારા અંતઃકરણ પ્રમાણે જ ચાલુંછું. ઇમાનદારીના દસ રૂપિયા બેઇમાનીના હજારો રૂપિયા કરતાં પણ અધિક છે. હું થોડી આવકમાં પણ ઘણા સુખથી રહુંછું; મને કોઇ વાતની ખોટ નથી." આ જવાબ સાંભળીને શીખામણ દેવા આવનારાઓ આગળ ન બોલી શકતા.

શરાફ રામમોહનરાયે પોતાના નોકરને એક દહાડો ખૂબ માર મારીને કહાડી મૂક્યો. તેનો બે માસનો પગાર નીકળતો હતો તે પણ ન આપ્યો. નોકર રોતો રોતો વસન્તલાલને ત્યાં આવ્યો. કમર, વાંસો, માથું, ચહેરો, ઇત્યાદિપર પડેલી મારની નિશાનીઓ બતાવી તેણે પોતાની કહાણી એને કહી સંભળાવી. વસન્તલાલે કહ્યું: "ફિકર ન કરતો ભાઇ, હું બંદોબસ્ત કરૂંછું. તું રો નહિ; અહીં બેસી જા."

ઇસ્કોતરો બંધ કરી તે સીધો શરાફને ઘેર ગયો. તે ગયો તે સમયે રામમોહન શેઠ ત્રાડ પાડી પાડીને બોલતા હતા: "ઇમદાદ, તેં હજુ તો એ સસરાને ઓછો માર્યો. કહે છે કે મારી છોકરી તમારે ત્યાં કામ કરવા નહિ આવે. બેઇમાન–બદમાસ નહિ તો !"

આ શબ્દો બોલાતા હતા એટલામાં જ વસન્તલાલ ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને રામમોહન શેઠ તન્તન્પન્પ થઇ ગયા અને બોલ્યા: "આવો ભાઇ વસન્તલાલ, કેમ આવ્યા ?"

વસન્તલાલે કહ્યું: "શેઠ સાહેબ, આપનો નોકર મારી પાસે આવ્યો હતો. તેણે મને જે કંઇ કહ્યું છે તે તો હું આપને શું કહું ? પણ આમ કરવું એમાં આપની શોભા નહિ. શું આમ કરવા માટે પરમેશ્વરે આપને આટલાં ધનદોલત આપ્યાં છે ? ખેર, હવે થયું તે થયું. કૃપા કરીને આપ એ ગરીબ માણસના પગારના રૂપિયા આપી દો એટલે નિકાલ પતે."

રામમોહન શરાફ કંઇક કરડાકીમાં બોલ્યા: "વસન્તલાલ, બીજાની બાબતોમાં તમે શા માટે નકામા પડતા ફરો છો ? તમારી આવી ટેવથી શહેરના મોટા મોટા શેઠ શાહુકારો અને અમલદારો તમારાપર નારાજ છે. હું તમને સાચા અને ઇમાનદાર આદમી સમજું છું અને તમારે માટે મારા મનમાં માન છે. હું તમને શીખામણ દઉં છું કે આવી પારકી બાબતોમાં માથું ન મારો; તમે તમારૂં કામ સંભાળો. આવ્યા છો નોકરનો પક્ષ લઇને; કોઇ પંચ છો ?"

વસન્તલાલે સ્હેજ હસીને કહ્યું: "પારકાની બાબતોમાં હું જાણી જોઇને માથું નથી મારતો. કોઈ બિચારો દુઃખ રડવા આવે છે તો હું વિચાર કરૂંછું કે હું કાંઈ કામ આવી શકું એમ છું કે નહિ. જો કામ આવી શકું એમ હોઉં તો અન્યાય દૂર કરવાને માટે તનતોડ મહેનત કરૂં છું. આપની શીખામણ હું માથે ચડાવુંછું, પરંતુ જરા કૃપા કરીને કહેશો કે નોકરનો પગાર લેણો નીકળે છે કે નહિ ?"

રામમોહન—નીકળે છે તો ખરો, પણ હું તે બદમાસને આપીશ નહિ.

વસન્તલાલ—શા માટે નહિ આપો ? તેને આપના આચરણપર શંકા આવવાથી પોતાની યુવાન પુત્રીને આપને ઘેર રાતને સમયે કામ કરવા ન મોકલી તેટલા માટે ? શેઠ સાહેબ, આમ રૂપિયા રોકીને આપ કોઈની આબરૂપર તરાપ નહિ મારી શકો. વિચાર કરો, આપને પણ પુત્રીઓ છે.

રામમોહન ખૂબ ગુસ્સે થઇને ત્રાડી ઉઠયા: " અરે, કોઇ છે કે ? આને બહાર કાઢો."

વસન્તલાલ—અરે ! એમાં કોઇને બોલાવવાની શું જરૂર છે ? હું જાતે જ ઉઠીને જાઉં છું. આ સમયે આપ ગુસ્સામાં છો, પરંતુ થોડીવાર પછી જ્યારે આપનો ક્રોધ ઉતરી જાય ત્યારે આપના આચરણપર શાન્તિથી વિચાર કરજો અને પગારના લેણા નીકળતા રૂપિયા નોકરને બોલાવીને આપી દેજો. કાલ સવાર સુધીની મુદ્દત આપું છું "

શરાફ સાહેબના બડબડાટપર જરાયે ધ્યાન આપ્યા વિના વસન્તલાલ ઉઠીને ચાલતો થયો.

( ૩ )

કૉલેજનો અભ્યાસ કરીને તરતજ બહાર નીકળેલા તાજા વકીલોમાં જેવો દેશપ્રેમ ઉભરાઈ જતો જોવામાં આવે છે તેવો દેશપ્રેમ તેમનો વકીલાતનો ધંધો જામી ગયા પછી તેમનામાં જોવામાં આવતો નથી. આનાં અનેક કારણ છે. કૉલેજના શિક્ષણના પ્રભાવની છાપ હજુ મગજપર તાજી જ હોય છે; અહીં તહીંની અવનવી વાતોથી તેમનું મગજ ઉત્સાહપૂર્ણ હોય છે; શરીરમાં જુવાનીનું લોહી કંઇક ઔર જુસ્સાથી દોડતું હોય છે. આ સઘળાં કારણોને લીધે નવા નવા વકીલો સભાઓમાં હાજરી આપે છે; પ્લૅટફૉર્મ ગજાવે છે અને કંઇ કંઇ સંસ્થાઓના ઑનરરી સેક્રેટરી પણ બને છે. આ સિવાય એક બીજું પણ કારણ છે. નવા નવા હોવાને લીધે વકીલાત ચાલતી નથી,

વખત ખૂટતો નથી અને મનમાં પ્રબળ ઇચ્છા હોય છે કે આપણું નામ નીકળે તો ઘરાકી જામતાં વાર લાગે નહિ; માટે કંઇક જાહેરનું કામ કરવું જોઇએ. આ કારણથી પણ નવા વકીલો દેશપ્રેમી નીવડે છે અને પછી જ્યારે તેમની વકીલાત તેજીપર આવતી જાય છે અને લક્ષ્મીદેવીનાં નૂપુરનો ઝંકાર ઘરમાં સંભળાવા લાગે છે ત્યારે દેશભક્તિનાં કાર્યોપરથી દિલ ઉઠતું જઇને અધિક કમાવા તરફ કે પછી આરામ લેવા તરફ મન દોડે છે અને કૉલેજમાંથી નીકળતી સમયનો તેમનો સર્વ જુસ્સો ઠંડો પડી જાય છે; તથા એક નાની સંસ્થાના સેક્રેટરી કહેવડાવવા કરતાં મોટા મોટા અમલદારોના ઓળખીતા કહેવડાવવાનું વધારે પસંદ પડવાને લીધે સેક્રેટરીપણાં છોડી દેવામાં આવે છે. વર્ષમાં જ્યારે એકવાર ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં કૉન્ગ્રેસ અને કૉન્ફરન્સો ભરાવાનો સમય આવી લાગે છે, ત્યારે તેટલો સમય પાછો તેમનો દેશપ્રેમ ઉછળે છે. દેશપ્રેમના બહાના તળે હવાપાણીની ફેરબદલી, સહેલસપાટા અને મેળમુલાકાત ઇત્યાદિને માટે કલકત્તા કે લાહોરમાં ભરાવાની કૉન્ગ્રેસની મુસાફરીએ જવાની તૈયારીઓ થાય છે. બસ, છેવટે તેમનો દેશપ્રેમ આ હદે આવીને ઉભો રહે છે; અને એમ કરતાં જો કૉંગ્રેસના મંડપમાં ભાષણ કરવાનો યોગ મળી આવે અને તાલીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવે તો એ સઘળું નફામાં ગણાય છે !

બીજે દિવસે પણ રામમોહન શેઠે નોકરનો પગાર નહિ ચુકવવાથી વસંતલાલ એક નવા વકીલ સાહેબ પાસે ગયો અને તેમની મદદથી દીવાની કૉર્ટમાં દાવો માંડ્યો. વકીલ સાહેબ નવાસવા હોવાથી તેમણે વસંતલાલનો બહુ આદરસત્કાર કર્યો.

૧૫ મી તારીખની મુદત પડી. શરાફ રામમોહન શેઠ પોતાના મિત્ર વકીલ કુંજવિહારીને લઇને મુન્સફ સાહેબને મળવા ગયા.

મુન્સફ સાહેબ નવા જ આવેલા હતા. તેમની સાથે અહીં તહીંની વાતો કરી અને ઘેર આવીને મુન્સફ સાહેબનાં છોકરાંઓ માટે નાગપુરનાં સંતરાં, કાશ્મીરનાં સફરજન અને પોતાના બગીચાની ઉંચી જાતની આફુસ કેરીઓનો કંડીઓ ભરીને તેમને ઘેર મોકલ્યો. મુન્સફ સાહેબે તે સ્વીકારવાની બહુયે ના કહી, છતાં પણ તે કંડીઓ પરાણે આપવામાં આવ્યો. બીજે દિવસે મુકદ્દમો હતો.

કોર્ટમાં ભીડ પુષ્કળ હતી. એક તરફ અસહાય, નિર્ધન નોકર હતો અને બીજી બાજુએ લક્ષાધિપતિ શરાફ હતા. નોકરના મદદગાર વસન્તલાલ અને એક નવો વકીલ એ બન્ને જણ હતા, જ્યારે બીજી બાજુએ શરાફ રામમોહનની મદદમાં અર્ધો ડઝન વકીલ હતા! રૂ. ૨૪ નો દાવો હતો. આ નાના મુકદ્દમામાં આટલી બધી ભીડ જોઇને મુન્સફ સાહેબને આશ્ચર્ય થયું; પરંતુ તેમને વધુ આશ્ચર્યજનક તો એ લાગ્યું કે પ્રતિવાદીની જગ્યાએ લખપતી શરાફ રામમોહનરાયનું નામ હતું અને તેમની તરફથી પાંચ વકીલોના લશ્કર સાથે વકીલ કુંજવિહારી હાજર હતા. તેમણે પટાવાળાને બોલાવીને ધીરેથી પણ પાસે બેઠેલો વકીલ કુંજવિહારી સાંભળે એવી રીતે કહ્યું કે "ઘેર જઇને કહી આવ કે ગઈ કાલે શરાફ રામમોહનને ત્યાંથી આવેલાં ફળ કોઇ ખાય નહિ."

મુકદ્દમો શરૂ થયો. વાદીના વકીલે કહ્યું: "જો શરાફ રામમોહનરાય મારા અસીલના રૂપિયા નીકળતા હોવાની મ્હોડેથી ચોક્ખી ના જ કહેતા હોય તો દાવો ખેંચી લેવાને અમે તૈયાર છીએ."

મુન્સફ સાહેબે ગુસ્સાભર્યા ચહેરે કુંજવિહારી સામે જોઇને કહ્યું: "પ્રતિવાદીને બોલાવો."

વકીલ—સાહેબ, તેમનો મુનીમ હાજર છે.

મુન્સફ—તેને મોકલીને પ્રતિવાદીને બોલાવી મંગાવો.

વકીલ—તેમની તબિયત આ જ કેટલાક દિવસ થયાં નરમ રહે છે.

મુન્સફ—શું કહ્યું ! કેટલાક દિવસ થયા ? ગઈ કાલે સાંજે તો એ તમારી સાથે મારે ઘેર મળવા આવ્યા હતા !

કુંજવિહારીને થયું કે પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જાઉં ! તેને ચક્કર આવવા લાગ્યાં. ન્યાયનો પૂર્ણોજ્જવલ પ્રકાશ કૉર્ટમાં સર્વત્ર પ્રસરી રહ્યો હતો. કુંજવિહારીની આંખો આ તેજ સહન ન કરી શકી, પરંતુ વસંતલાલનું હૃદય તો આ પ્રકાશ ઝીલીને પ્રફુલ્લ બની ગયું. કૉર્ટમાં શાંતિ વ્યાપી ગઈ.

મુન્સફ સાહેબે હુકમ કર્યો: "શરાફ રામમોહનરાયને ખુદને કૉર્ટમાં હાજર કરો."

બહાર આવીને શરાફ સાહેબના વકીલોએ પેલા નોકરને રાજીનામું આપવાને સમજાવ્યો. નોકરને ત્રીસ રૂપિયા આપવામાં આવ્યા. તેણે રાજીનામું આપ્યું. દાવો કહાડી નાખવામાં આવ્યો.

મુકદ્દમાના આવા પરિણામને લીધે શરાફ રામમોહન અને તેના વકીલોપર જે અસર થઇ તે તો થઇ જ; પરંતુ મુન્સફ સાહેબે પાછી મોકલેલી ફ્રુટની ટોપલીએ તો તેમના હૃદયને સખત આઘાત કર્યો.

( ૪ )

ધીમે ધીમે આ મુકદ્દમાની સઘળી બીના લોકોમાં ફેલાઇ ગઇ. શહેરના લોકો વસન્તલાલને મુબારકબાદી આપવા લાગ્યા. કોઇ કહેતા કે "ભાઈ, ઠીક કર્યું; ખૂબ પછાડયો; આજ કેટલા દિવસ થયાં ચડી ગયો હતો; ઇત્યાદિ." વસંતલાલ કહેતો કે "એમાં પછાડવાનું શું હતું ? અદાલતમાં તો એમ થયા જ કરે. કૉર્ટના મામલા છે એટલે એવું તો હમેશાં બન્યા કરે. મારી પ્રશંસા કરવાને બદલે દીન દુઃખીઓને મદદ કરો તો પ્રભુ કલ્યાણ કરશે !"

એક દિવસ સાંજે વસન્તલાલ ભોજન કરી લીધા પછી પોતાની સ્ત્રી સાથે વાતો કરતો હતો. તેની સ્ત્રી ગામડાની હતી. વાંચતાં લખતાંયે તે શીખી ન હતી; પરંતુ વસંતલાલના સહ-

વાસથી તેનામાં બહુ જ ફેરફાર થઇ ગયો હતો. તેનામાં શહેરની સ્ત્રીઓની વાતચિતની સફાઈ અને હાવભાવ તો ન હતા, પરંતુ સચ્ચાઇ અને વિનયની તો તે પ્રતિમા જ હતી. પોતાના પતિના પરોપકારી સ્વભાવને લીધે તે એને ઇશ્વર સમાન ગણતી અને લોકોમાં વસન્તલાલની સ્તુતિ થતી સાંભળીને તે બહુ આનન્દ પામતી. જો કોઈ એનું બૂરૂં બોલતું તો તે આકુળવ્યાકુળ થઇ જતી. આજે તેણે કોઇ સ્ત્રીને મ્હોડેથી વાત સાંભળી હતી કે શરાફ રામમોહનરાય વસન્તલાલની વિરુદ્ધ એક મોટી ખટપટ કરી રહ્યો છે અને તેને કોઈ ફંદામાં ફસાવવાની યુક્તિ કરે છે. જે સ્ત્રીએ તેને આ વાત કહી હતી તેણે એમ પણ કહ્યું હતું કે વસન્તલાલે આવાં કામોમાં માથું ન મારવું જોઇએ. એક હલકા નોકર માણસને તેની વિરૂદ્ધમાં મદદ આપવી એ સારૂં ન જ ગણાય. પોતાની સ્ત્રીને મ્હોડેથી આ બધું સાંભળી લીધા પછી વસન્તલાલ બોલ્યો: "હું જાણું છું કે સાધારણ કપડાં અને સાદા ખોરાક સિવાય હું તને બીજું કાંઇ આપી શકતો નથી; પણ મને આશા છે કે તું આટલેથી સંતુષ્ટ રહેતી હઇશ. જો તને કાંઈ પણ ચીજની જરૂર હોય કે ખોટ હોય તો મને કહે. હું તે મટાડવાને બનતી કોશિશ કરીશ."

સ્ત્રી—સાદાં કપડાં અને સાદા ખોરાકની સાથે મને આપના હૃદયમાં જે સ્થાન મળે છે એજ મારે મન સ્વર્ગના રાજ્ય સમાન છે; પણ મારી એક ઇચ્છા એ છે કે તમે લોકોના આવા મફતના બખેડાઓમાં ન પડો: લોકો આપનું બૂરૂં બોલે છે તે મારાથી સહન નથી થતું.

એટલામાં બહારથી કોઈ બોલાવતું હોય એવો અવાજ આવ્યો. વસન્તલાલે બહાર જઇને જોયું તો ન્યાયમૂર્તિ મુન્સફ સાહેબ મંદ મંદ હસતા આંગણામાં ઉભા હતા!

તેમને જોતાં જ વસન્તલાલ આશ્ચર્યથી બોલી ઉઠયોઃ “ સાહેબ, આપે તકલીફ લીધી ? કંઇ હુકમ ? ”

મુન્સફ—વસન્તલાલ, તમારો પરિચય થવાથી મને બહુ આનંદ થાય છે. અહીં હું ‘સાહેબ’ નથી; મને ‘સાહેબ’ કહીને નહિ પણ ‘શ્યામનાથ’ કહીને બોલાવો. વારૂ, બેસો તો ખરા; તમારૂં એક કામ પડયું છે.

વસન્ત તો સ્તબ્ધજ થઇ ગયો. જે ન્યાયમૂર્તિને તેણે અદાલતમાં ન્યાયાસનપર જોયા હતા અને પૂર્ણભક્તિભાવથી જેને તેણે પોતાના હૃદયમાં બેસાડ્યા હતા તે ખુદ આજે હસતા હસતા હાથમાં રૅકેટ લઇને ચાલીને તેને ઘેર આવ્યા ! તે તો બિચારો કાંઇ સમજી જ ન શકયો.

બન્ને ઘરમાં ગયા. બેસતાં વારજ મુન્સફ સાહેબે બોલવાનું શરૂ કર્યું: “ મને એક મિત્ર તરફથી ખબર મળ્યા છે કે શરાફ રામમોહનરાય અને વકીલ કુંજવિહારીલાલ તમારા સામે એક ભયંકર કાવત્રું ઘડી રહ્યા છે. આવી સ્થિતિમાં તમારે અહીં રહેવું સહીસલામત નથી. તમે એકલા છો; ન કરે નારાયણ ને કંઇ અનિષ્ટ થયું તો તમારી સ્ત્રીના શા હાલ ? શહેરના લોકો અને લાંચીઆ અમલદારો સઘળા તમારી વિરુદ્ધ છે. આમ હોવાથી મેં એક યુક્તિ શોધી કાઢી છે. જો તમે માનો તો તમને પણ લાભ થશે અને મારૂં કામ પણ પાર પડશે.

વસન્ત—સાહેબ, સત્યને રસ્તે ચાલવાથી જે પણ થશે તે સારાને માટે જ હશે. પરંતુ આપના શા ઉપયોગમાં આ સેવક આવી શકે એમ છે તે કહો. આપની ન્યાયનિષ્ઠાએ તો મને આપને અધીન બનાવી દીધો છે.

મુન્સફ—સાંભળો, મારા સસરા મોટા જમીનદાર હતા. તે

ગુજરી ગયા છે. તેમની વિધવા–મારી સાસુ–અને એક નાની પુત્રી–મારી સાળી, એ બન્ને હાલમાં એકલાં છે. તેમની જે જાગીર તથા સ્થાવર જંગમ મિલ્કત છે તેની દેખરેખ રાખનાર હાલમાં કોઇ નથી. મેં કેટલાંયે માણુસો રાખ્યાં, પણ જ્યારે જઇને જોઉં ત્યારે હિસાબમાં ગરબડ હોય જ. મારી એવી ઇચ્છા છે કે તમે તમારી સ્ત્રીને લઇને તે જાગીરપર જાઓ. માસિક રૂા. ૧૦૦) નો પગાર તથા રહેવાને માટે મફત મકાન તમને ત્યાં મળશે. હું તમને મારા નોકર નહિ પણ મિત્ર સમજીશ. કહો, કબૂલ છે ? મને ખબર છે કે તમારી દુકાનમાં બહુ માલ ભર્યો નથી. કાલના દિવસમાં તેને વેચી સાટી બધો બંદોબસ્ત કરી દો અને રાતની ટ્રેનમાં અહીંથી ઉપડી જાઓ. ભાઇ વસન્તલાલ, મને નિરાશ ન કરશો. હું તમારી પાસે આટલી મદદ માગવા આવ્યો છું."

વસન્તનું મન હર્ષ અને શોકને હિંદોલે ચ્હડયું. મુન્સફ સાહેબની સહૃદયતા, વિનયશીલતા અને ઉદારતા જોઇને તે તેમની વાતનો અસ્વીકાર કરી શકયો નહિ. તે બોલ્યો: "આપ મારી હદ ઉપરાંત કદર કરો છો. મારે માટે રૂા. ૩૦)નો પગાર બસ છે. મોટી ખુશીથી હું આપની આજ્ઞા ઉઠાવીશ. પરંતુ મને આ શહેર છોડતાં બહુ દુઃખ થાય છે."

મુન્સફ—વસન્તલાલ, તમારા જેવો આદમી હજારમાં એક પણ મળવો મુશ્કેલ છે. મારૂં માનો તો શહેરનો મોહ છોડી દો અને કાલ રાતની ગાડીમાં અહીંથી ઉપડી જાઓ.

વસન્ત—પણ જો આપને આ વાત કહેવી હતી તો આપ મને આપને બંગલે બોલાવીને પણ કહી શકત. અહીં આવવાની તસ્દી લેવાની શી જરૂર હતી ?

મુન્સફ—મારા પોતાના કામ માટે તમારા જેવા પરોપકારી

પુરુષને મારે ઘેર બોલાવવાનો મને શો અધિકાર હતો ? વારૂ, હવે આજથી તમે એમના નોકર અને મારા મિત્ર બન્યા છો. લો આ પહેલા માસનો પગાર તમને અગાઉથી આપું છું. આટલું કહી મુન્સફ સાહેબે દસદસ રૂપિયાની દસ નોટો વસન્તલાલના હાથમાં મૂકી.

વસંતલાલે બહુયે ના કહી પણ તેમણે નોટો પાછી લીધી નહિ. આવો પ્રમાણિક માણસ મેળવવાની ખુશાલીની વાત પોતાની સ્ત્રીને કહેવાના હરખમાં ને હરખમાં મુન્સફ સાહેબ ત્યાંથી એકદમ ઉઠીને રસ્તે પડયા.

વસન્તલાલની સ્ત્રી તો આ સઘળું સાંભળીને સ્તબ્ધ જ થઈ ગઇ ! મ્હોડા અને આંખોના ચાળા ચસ્કા કરતાં તો તેને આવડતું ન હતું, પરંતુ પ્રેમના આવેશમાં તે પતિને ગળે વળગી પડી અને આનંદનાં આંસુ સારવા લાગી.

નિડરતા અને સત્યના આચરણમાં પ્રથમ નુકશાન જણાય તો પણ આખરે તો તેનો બદલો સત્ય રૂપી પ્રભુ આપે છે જ.



# ખોટનો ધંધો.

(‘પ્રભા’ નામક હિન્દી માસિકમાંથી.)

**ટૉલ્સટૉયની એક વાર્તા ઉપરથી મૂળ લેખક: બાલાપ્રસાદ વર્મા.**

ફ્રાન્સ અને ઇટાલિની સરહદ નજીક મોનાકો ( Monaco ) નામનું એક નાનું સરખું રાજ્ય છે. આ રાજ્યની ઉપજ એક નાના કસ્બા કરતાંયે ઓછી છે. વસ્તી પણ આખા રાજ્યમાં મળીને માત્ર ૭૦૦૦ માણસોની જ છે અને જમીન પણ માણસ દીઠ એક એક એકર જેટલી જ છે. રાજાને રહેવાને માટે એક મહેલ તથા અમલદાર વર્ગમાં એક મન્ત્રી, દરબારી, ધર્માચાર્ય તથા એક સેનાપતિ છે. સાઠેક માણસની એક નાની સરખી સેના પણ આ રાજ્ય ધરાવે છે. રાજ્યના પ્રબંધ માટે અહીં પણ અન્ય રાજ્યોની માફક તમાકુ તથા દારૂ વગેરે વસ્તુઓપર કર લેવાય છે. પરંતુ તે આવક રાજા, દરબારી તથા અમલદારોના ખર્ચ માટે પણ પૂરી થઈ રહેતી નથી, તેથી તેમણે દેશમાં જે જુગારખાનું છે તેના ઉપર કર નાખ્યો છે. ત્યાંનાં જુગારખાનામાં એવો નિયમ છે કે જુગાર રમનારા હારે કે જીતે, પણ જુગારખાનાના માલિકને તો તેમણે દરેક દાવ દીઠ અમુક રકમ આપવીજ પડે. આ રીતે જુગાર-

ખાનાના માલિકને જે ઉપજ થાય છે તેનો એક મોટો ભાગ તેણે રાજાને ભરવો પડે છે. જે કોઈ શખ્સ અહીં રમવા આવતો તે પોતાની ધન સંપત્તિ સઘળું હારીને અહીં મૂકીને જ જતો. હારી જનારા અનેક માણસો આ પઘાત કરીને મરણ પામતા હોવાથી યૂરોપનાં સઘળાં જુગારખાનાં બંધ કરવામાં આવ્યાં હતાં, તેથી જ્યારે કોઇને પણ જુગાર રમવાનું મન થતું ત્યારે તે મોનાકો જતો. રમનાર જીતતો યા હારતો, છતાં પણ રાજાને તો લાભ જ થતો. રાજા ઘણુંયે સમજતો કે આવા હરામના પૈસા મેળવવા ઉચિત નથી, પણ બિચારો કરે શું? ગમે તેમ કરીને પણ તેને રાજાની મારફત રહેવું જ પડતું.

રાજા સાહેબે ન્યાય કચેરી પણ સ્થાપિત કરી હતી; દરબાર ભરાતો, મુકદ્દમા ચાલતા, સજાઓ થતી અને લોકોને ઇનામ પણ અપાતાં!

એક સમયે આ નાના સરખા રાજ્યમાં એક ખૂન થયું! લોકોને લાગ્યું કે મોટો ગજબ થઈ ગયો. આ રાજ્યના લોકો બહુ શાન્તિપ્રિય હતા. ખૂન, ચોરી, કે ધાડ માં તેઓ સમજતા નહિ. ખુનીપર મુકદમો ચલાવવામાં આવ્યો અને ખૂબ વિચારણા અને તર્કવિતર્ક પછી ન્યાયાધીશે એને ફાંસીની સજા ફરમાવી.

હવે પ્રશ્ન એ ઉઠગો કે ફાંસી કેવી રીતે દેવી? રાજ્યમાં નથી, કોઇ ફાંસી દેવાનો માચડો કે નથી જલ્લાદ! અંતે ખૂબ વિચાર કર્યા પછી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ફ્રાન્સની સરકારને લખવું કે ફાંસી દેવાનું એક મશિન અને એક જલ્લાદ ભાડે આપે!

પત્ર લખી પુછાવતાં ઉત્તર આવ્યો કે ફાંસીનું મશિન તથા જલ્લાદ ભાડે તો આપવામાં આવશે પણ ૧૫૦૦૦ ફ્રૅંક ભાડું પડશે! રાજા સાહેબ તો આ ઉત્તર વાંચીને આશ્ચર્યચકિત જ થઈ ગયા! આ અભાગિયા આદમીને વેચીએ તો પણ કોઇ એના ૧૫૦૦૦ ફ્રૅંક

ન આપે, અને તેને ફાંસીએ દેવા માટે ભાડાના ૧૫૦૦૦ ફ્રૅંક !! ૧૫૦૦૦ ફ્રૅંકનો કર રાજ્યના લોકોપર નાખવામાં આવે તો જાણુ-દીઠ બે ફ્રૅંક કરતાં પણુ અધિક કર પડે અને લોકો એવા કરનો સ્વીકાર પણુ નજ કરે. વખતે બળવો પણુ જાગી ઉઠે. ખૂબ વિચાર કર્યા પછી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ઇટાલિના રાજાને લખીને ફાંસી ભાડે મંગાવવી. તે આપણો ભાઇ છે, માટે કંઇક સસ્તામાં આપશે. ઇટાલિના રાજાપર પત્ર લખતાં ઉત્તર મળ્યો કે ૧૨૦૦૦ ફ્રૅંક મુસાફરીનું ખર્ચ પડશે તે આપવું પડશે. આ કંઇક સસ્તું તો હતું, પણુ આ નાના સરખા રાજ્ય માટે તો બહુ ભારે પડી જાય ! હવે કરવું શું ? ફરીથી કાઉન્સિલ વિચાર કરવા માટે બેઠી. રાજાએ કહ્યું કે કોઇ સૈનિક આ કામ નહિ કરી શકે ? સેનાપતિએ જઇને સૈનિકોને પૂછ્યું, પરંતુ કોઇએ હામ ન ભીડી. સૌએ કોરો જવાબ દીધો કે આવું કામ તો અમને કોઇ દહાડો શીખવવામાં આવ્યું નથી !

વળી પાછી કાઉન્સિલની બેઠક મળી. અંતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે દેહાંત દંડની શિક્ષા રદ કરવી અને જન્મ કેદની શિક્ષા કરવી. આથી ખર્ચ ઓછું પડશે અને વળી સજા ઘટાડી કહેવાશે.

રાજાએ આ ઠરાવમાં પોતાની સમ્મતિ આપી, પણુ વળી પાછી અડચણુ આવી પડી ! રાજ્યમાં એવી એક પણુ જેલ ન હતી કે જ્યાં અપરાધીને જન્મભર રાખી શકાય ! એક નામની જેલ હતી અને તેમાં અપરાધીને થોડો સમય રાખવામાં આવતા. આખરે એક જગ્યા મળી આવી અને ત્યાં અપરાધીને પૂરી તેની ચોકી માટે એક પહેરેગીર મૂકવામાં આવ્યો. આ પહેરેગીર જ હમેશાં તેને માટે રાજાને મહેલેથી ભોજન લઇ આવતો.

આ ઘટનાને એક વર્ષ વીતી ગયા પછી એક દિવસ રાજાએ

પોતાની ઉપજ–ખરચનો હિસાબ તપાસ્યો તો પેલા અપરાધીનું અને પહેરેગીરનું ખર્ચ મળીને વર્ષના કુલ ૫૦૦ ફ્રૅંક ખર્ચાયેલા જણાયા. એક કેદીનું આટલું ખર્ચ ? અને વળી નવાઇની વાત તો એ હતી કે અપરાધી, દહાડે દહાડે હૃષ્ટપુષ્ટ થતો ચાલવાથી તે પચાસ વર્ષ સુધીયે મરે એમ લાગતું ન હતું ! રાજાએ ફરીથી કચેરી ભરીને પૂછ્યું કે આ દુષ્ટને તો હવે કોઇ બીજી જ સજા કરીએ તો ઠીક. એક મંત્રીએ કહ્યું કે પહેરેગીર કાઢી નાખો તો ખર્ચ ઓછું થાય ખરૂં. એ સાંભળીને બીજો બોલ્યો કે પહેરેગીર કાઢી નાખીશું તો તો કેદી નાસી જશે. ત્યારે પહેલાએ ઉત્તર આપ્યો કે નાસી જશે તો આપણું શું જવાનું છે. પીડા પતી જશે ! આ વાત સાંભળીને રાજા સાહેબ પણ ખૂશ થઇ ગયા અને પહેરેગીરને કમી કરવાનો હુકમ આપ્યો. બીજે દિવસે હમેશની માફક કેદી બહાર નીકળ્યો તો જણાયું કે પહેરેગીર ન હતો. તેથી પોતે જાતે સીધો રાજાને મહેલે ગયો અને ભોજનશાળામાં જઇને ત્યાંજ જમવા બેસી ગયો ! જે કાંઇ પીરસવામાં આવ્યું તે ખાઇને પાછો કેદખાને આવીને બારણું બંધ કરીને સુઇ રહ્યો. બીજે દિવસે પણ તેણે તેમજ કર્યું; અને પછી તો હમેશાં એજ ક્રમ ચાલ્યો. નિયમિત સમયે તે રાજાને મહેલે જઇને જમી આવતો અને બારણાં બંધ કરીને સુઇ રહેતો !. નાસી જવાનું તેને જરૂરી લાગતું નહિ !

હવે શું કરવું ? છેવટે એમ ઠર્યું કે અપરાધીને ચોકખું કહી દેવું કે અમારે હવે તારૂં કામ નથી; તારી મરજીમાં આવે ત્યાં નાસી જા !

ઠરાવ મંજુર થયો. અપરાધીને ન્યાયાધીશ સામે રજુ કરવામાં આવ્યો. ન્યાયાધીશે પૂછ્યું: " તારાપર કોઈ પહેરેગીર નથી તો તું નાસી શા માટે નથી જતો ? તારી મરજી પડે ત્યાં જતો રહે; રાજા સાહેબ એ બાબતમાં કંઇ પણ વાંધો નહિ લે ! "

અપરાધીએ સાહસપૂર્વક ઉત્તર આપ્યો: "બેશક રાજા સાહેબને તો કાંઇ વાંધો નહિ જ હોય, પણ હવે હું નાસીને જાઉં ક્યાં ? હવે હું ધંધો પણ શું કરૂં ? તમે મને દેહાંતદંડની શિક્ષા કરીને મારી આબરૂને એવો બટ્ટો લગાડયો છે કે કોઇ મારા સામું પણ જુએ તેમ નથી. વળી મારી કામ કરવાની શક્તિ પણ નષ્ટ થઇ ગઇ છે. તમે મારી સાથે બહુ ખરાબ વર્તણુક ચલાવી છે. તમે મને ફાંસી દેવાને બદલે જન્મકેદની સજા કરી તોપણ મને વાંધો ન હતો; પરંતુ મારૂં ભોજન લાવી આપવા માટે જે પહેરેગીર રાખેલો તેને પણ તમે કાઢી નાખ્યો ! હવે મારે મારૂં ભોજન જાતે જ લેવા આવવું પડે છે ! કદાચ આમાં પણ હું વાંધો ન લઉં; પરંતુ હવે તો આપ મને તદ્દન દૂર કરવા માગો છો તે હું કેવી રીતે કબૂલ કરૂં ? હું તો હવે કોઇપણ પ્રકારે અહીંથી ખસનાર નથી ! !"

આ સાંભળીને કાઉન્સિલમાં ખળભળાટ મચી રહ્યો. મંત્રીઓ વિચાર કરવા લાગ્યા કે હવે કયા કાયદાનો આશ્રય લઇએ કે આ પીડામાંથી છૂટીએ ? સીધી રીતે તો આ બલા ખસે એમ નથી. છેવટે એક યુક્તિ મળી આવી, કે અપરાધીને વર્ષાસન બાંધી આપવું અને આ પીડા પતાવવી ! છેવટે ત્રણસો ફ્રૅંકનું વર્ષાસન બાંધી આપવાનો ઠરાવ થયો !

અપરાધીને ત્રણ વર્ષનું પેન્શન અગાઉથી આપવામાં આવ્યું અને છેવટે તેણે રાજધાની છોડી ! ! ટ્રેનમાં બેસીને એક જ કલાકમાં તે સરહદ બહાર નીકળી ગયો અને ત્યાં જમીન ખરીદીને વાડી બનાવીને તથા ખેતી કરીને તે પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. દર વર્ષે નિયમિત વખતે તે પોતાનું વર્ષાસન લેવા જતો અને કોઈ કોઇવાર રાજા સાહેબને પણ સલામ ભરી આવતો. આ પ્રમાણે તે પોતાનું જીવન વ્યતીત કરતો.

# એક માણસને કેટલી ભૂમિ જોઈએ ?

('પ્રભા' નામક હિન્દી માસિકમાંથી.)

**ટૉલ્સ ટૉયની એક વાર્તા ઉપરથી મૂળ લેખકઃ બાલાપ્રસાદ વર્મા.**

એક દિવસ મોટી બ્હેન પોતાની નાની બ્હેનને મળવા આવી. મોટી બ્હેનનું લગ્ન શહેરમાં રહેતા એક વહેપારી સાથે થયું હતું અને નાનીને ગામડાના એક ખેડુત સાથે પરણાવવામાં આવી હતી. વાત પર વાત નીકળતાં મોટી બ્હેન શહેરનાં વખાણ કરવા લાગી અને ગામડાની જીંદગીના ગેરફાયદા ગણાવવા તથા નિંદા કરવા લાગી. શહેરમાં સારાં સારાં કપડાં, સ્વાદિષ્ટ ભોજન અને વિવિધ પ્રકારનાં આનંદનાં સાધનો મળી શકે છે; મનને આનન્દમાં રાખવાને નાટક, બાગબગીચા, નાચ, તમાશા વિગેરે જ્યારે જોઇએ ત્યારે હાજરજ હોય છે.

મોટી બ્હેનની આ અભિમાનભરી વાતો નાની બ્હેનને ખરાબ લાગી. તે ઉત્તરમાં ગામડાનાં વખાણ અને શહેરની નિંદા કરવા લાગી. તે બોલી: "હું જાણું છું કે અમારૂં જીવન શહેરના લોકો જેવું નથી, પરંતુ અમે નચિંતાઇથી રહી શકીએ છીએ. જો કે શહેરના

લોકો જરૂર કરતાં અધિક કમાય છે, પરંતુ તે ધન પાછું નષ્ટ પણ એકદમ જ થઇ જાય છે. તને ખબર તો હશે જ કે સુખ અને દુઃખનું જોડલું છે; તે એક પછી એક આવ્યા જ કરે છે. આજનો ધનવાન કાલે ભીખ માગતો હોય છે. પરંતુ અમારી દશા તો સદા એક સરખીજ રહે છે. અમે વધારે પેદા કરીને પૈસાદાર પણ થઈ જતાં નથી, તેમ ભૂખે મરવાનો સમય પણ અમારે આવતો નથી. ”

આ સાંભળીને મોટી બ્હેન બહુ જ ચીડાઈ ગઇ. તે મ્હોં ચડાવીને બોલી: “ ખાખરાની ખિસ્કોલી સાકરના સ્વાદમાં શું સમજે ? ગામડામાં પશુઓ વચ્ચે રહેનારી અમારા સુધરેલા–સભ્ય–વહેવારો ક્યાંથી સમજી શકે ? તારો પતિ ગમે તેટલી મહેનત કર્યા કરે, પણ તારી દશા તો છે તેવી જ સદા રહેવાની.”

નાની બ્હેન બોલી: “ તેથી શું ? બેશક અમારૂં કામ, ખોરાક, પોશાક સધળું જાડું છે, પણ તેથી અમે શરીરે પણ મજબૂત છીએ. વળી તે સર્વ અમે અમારે હાથે જ બનાવી શકતાં હોવાથી અમને તે બહુ વહાલું લાગે છે અને બીજાઓને સ્વાધીન અમારે રહેવું પડતું નથી. અમારે નિત્ય ઉઠીને રસોઇયા, ધાટી, શાક લાવનાર મહેતાજી કે દૂધવાળાની વાટ જોઈ બેસવું પડતું નથી અને તેમની ગુલામી અથવા તો હૈયાહોળી ખમવી પડતી નથી. વળી શહેરમાં અનેક લાલચોમાં ફસી જવું સહેજ વાત છે. જો દારૂ પીવાની અને નાટક જોવાની ટેવ પડી ગઇ તો પછી બરબાદી–નાશ–સિવાય બીજો કંઇ આરો જ નહિ ! શું જ્યાં ત્યાં આમ નથી બનતું ?

ખેડુત પાહોમ આ બન્ને બ્હેનોની વાતો બેઠો બેઠો સાંભળતો હતો. તે મનનાં વિચાર કરવા લાગ્યો કે “ મારી સ્ત્રી જે કહે છે તે સત્ય જ છે. દુનિયાની ચંચળ અને મોહક વસ્તુઓ અમારા કામમાં કદિ વિઘ્નકર્તા થઇ પડતી નથી કે અમે લાલચમાં પણ

ફસાતાં નથી. જો મારે કોઈ ખામી હોય તો તે એજ છે કે મારી પાસે પૂરતી જમીન નથી. જો મને પૂરતી જમીન મળી જાય તો પછી હું આખા ગામડા કરતાં ચ્હડી જાઉં."

બન્ને બ્હેનો ભોજન કરી થોડીવાર અહીં તહીંની વાતો કરીને નિદ્રાવશ થઈ ગઇ.

ત્યાં છુપાઇને બેઠેલા શયતાને ખેડુતની ઘમંડભરી વાત સાંભળી. તે બોલ્યો: "જોઉં છું હવે કેવોક ચ્હડી જાય છે! હું એને જોઇએ એટલી જમીન આપીશ અને એ જમીન દ્વારા જ એના પ્રાણ લઇશ."

આ ગામ એક સ્ત્રીના કબજામાં હતું. તે ખેડુતોની સાથે બહુ ઉદાર અને દયાળુપણે વર્તતી; પરંતુ તેણે પોતાનું કામ કરી આપવાને કારભારી રાખ્યો ત્યારથી ખેડુતોને નાકે દમ આવતો. તે ખેડુતોપર જુલમ કરતો, લાંચ લેતો, દંડ કરતો, શિક્ષા કરતો, વેઠ કરાવતો, એમ અનેક રીતે કનેડતો. પાહોમ બહુ હુશિયારીથી રહેતો તોપણ તેને કેટલીયે વાર દંડ ભરવો પડયો હતો. થોડા દિવસ પછી એમ સંભળાવા લાગ્યું કે ગામની માલિકણ સ્ત્રી પોતાની સઘળી જમીન જાગીર વેચી નાખે છે અને મઠવાળો બાવો તે બધું ખરીદ કરવાનો છે. આ સાંભળીને લોકો બહુ જ ગભરાયા: કેમકે મઠવાળો તો વળી કારભારી કરતાયે ખરાબ હતો. આથી ગામના સઘળા લોકો ભેગા થઇને પેલી સ્ત્રી પાસે ગયા અને કહ્યું કે કૃપા કરીને આપની જમીન મઠવાળાને વેચશો નહિ. અમે ગામલોકો તેના કરતાં પણ વધારે પૈસા આપીને ખરીદી લઇશું. આ સાંભળીને તે બાઈ ખૂશ થઈ ગઇ. હવે ગામના બધા ખેડુતો ભેગા મળીને વિચાર કરવા બેઠા કે ગામની જમીન બધાએ એકઠા મળીને ખરીદ કરી લેવી. આવી બેઠક બે વાર બેઠી પણ બન્ને વાર તેઓ ચોક્કસ ઠરાવપર આવી શક્યા નહિ. અંતે ખૂબ વિચાર પછી તેઓ એવા નિર્ણયપર આવ્યા કે પ્રત્યેક ખેડુત પોતપોતાની

શક્તિ મુજબ જેટલી જમીન જોઇએ તેટલી જૂદી જૂદી ખરીદી લે. પેલી જાગીરદાર સ્ત્રી તો આ સાંભળીને પણ ખુશ જ થઈ; કારણ કે તેને તો એ પ્રકારમાં ઉલટા વધારે પૈસા મળે તેમ હતું. પાહોમની પાડોશના ખેડુતે ૫૦ એકર જમીન ખરીદીને અર્ધાં નાણાં રોકડાં આપ્યાં તથા અર્ધા એક વર્ષની મુદતે આપવાનો ઠરાવ કર્યો. આ સાંભળીને પાહોમને બહુ અદેખાઈ આવી. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે લોકો જમીન ખરીદે છે તો આપણે પણ ઓછામાં ઓછી વીશ એકર જમીન તો ખરીદવીજ જોઇએ. હવે ધણી ધણિયાણી કેવી રીતે જમીન ખરીદવી તેનો વિચાર કરવા બેઠાં: "૧૦૦ રૂપિયા તો જાણે આપણી પાસે છેજ. એક વાછડો વેચીશું તેના તથા છોકરાને કયાંક મજૂરીના કામપર ચડાવીને પગાર અગાઉથી લઇ લઇશું તેના મળીને પણ કંઇક રૂપિયા આવશે. બાકીના ખૂટતા રૂપિયા બહેન પાસેથી ઉછીતા લેવા. જેટલી જમીન ખરીદવી છે તેની કિંમતનાં અર્ધા નાણાં તો આ સઘળું મળીને થઈ રહેશે."

જમીન ખરીદ કરવામાં આવી. શહેરમાં જઇને પાહોમ એક દસ્તાવેજ કરાવી આવ્યો. અર્ધાં નાણાં રોકડાં આપી દીધાં તથા બાકીનાં અર્ધા એક વરસની અંદર ભરી દેવાનો વાયદો કર્યો. હવે પાહોમ પણ નાનો સરખો જમીનદાર બની ગયો. પોતાની જમીનને ખૂબ અચ્છી રીતે ખેડીને તેણે બી વાવી દીધાં. એક વર્ષમાં તો તેના કરજના સઘળા રૂપિયા ભરાઇ ગયા અને તે સુખચેનમાં દિવસ ગુજારવા લાગ્યો.

પણ એટલામાં એક નવી આફત ઉભી થઈ. તેના પાડોશીઓ બહુ લુચ્ચા હતા અને તેને બહુ હેરાન કરતા. ગામનાં ગાયો, ઘોડાં ઇત્યાદિને ચરવાને માટે તેઓ પાહોમના ખેતરમાં હાંકી મૂકતા. બિચારો પાહોમ તેમને નસાડી મૂકતો અને આ ઢોરનાં માલિકોને ઉદાર

દિલથી કાંઇ પણ કહેતો નહિ. પરંતુ આ પ્રમાણે ઝાઝો વખત ચાલ્યું નહિ. છેવટે પાહોમે બહુ હેરાન થવાથી ફરિયાદ નોંધાવી. તેણે વિચાર્યું કે એમ ગરીબ થઇને બેસી રહીશું તો તો લોકો જમીન પણ ધીરે ધીરે પચાવી પડશે. આવી રીતે તેણે ત્રણ ચાર વાર ફરિયાદ નોંધાવી અને ત્રણ ચાર ખેડુતોનો દંડ પણ થયો. હવે તો પાડોશીઓ તેના પાકા દુશ્મન બની ગયા. તેઓ એને સદા નુકશાનમાં ઉતારવાની જ યુક્તિઓ કરતા. જ્યારે વખત મળે ત્યારે તેઓ પોતાનાં ઢોરઢાંખર તેના ખેતરમાં છોડી મૂકતા. એક દિવસ રાત્રે એક ખેડુત છાનોમાનો આવીને પાહોમના ખેતરમાંથી કેટલાક છોડ કાપી ગયો. આ વાતની ખબર પડતાં પાહોમ બહુ ગુસ્સે થયો. તે એવા નિશ્ચયપર આવ્યો કે કહો ન કહો પણ આ કામ સીમોનનું હોવું જોઇએ. તેણે સીમોનને ઘેર જઇ ચારે તરફ નજર કરી પણ ચોરીનો માલ ક્યાંય દેખાયો નહિ. પરંતુ કેટલીક વાતપરથી એમ સમજાયું કે આ કામ તેનું જ છે, તેથી તેણે સીમોન સામે ફરિયાદ કરી. સીમોનને કૉર્ટમાં બોલાવવામાં આવ્યો. મુકદ્દમો ચાલ્યો પણ સીમોનની વિરુદ્ધ પૂરાવો ન હોવાને લીધે તેને છોડી મૂકવામાં આવ્યો. આથી પાહોમ બહુજ ગુસ્સે થયો અને ન્યાયાધીશને તથા જ્યુરીને જેમ આવે તેમ પોતાના મનમાં ગાળો ભાંડવા લાગ્યો.

આ પ્રકારે તેને ઘણા દિવસ સુધી પાડોશીઓ સાથે તકરાર ચાલી. તેની પાસે જમીન પ્રથમ કરતાં વધારે હોવા છતાં તેની અંતરદશા તો પ્રથમ કરતાં ઉલટી ખરાબ હતી. આ સમય દરમ્યાન તેને ખબર મળી કે લોકો કોઈ નવી જગ્યાએ રહેવા જાય છે. આ સાંભળીને તે બહુજ ખૂશ થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે હવે હું અહીં એકલો રહીશ અને ગામના લોકો જતા રહેશે એટલે પુષ્કળ જમીન હું સસ્તામાં ખરીદી લઇશ. મારી આવક વધી જશે અને પછી હું ખૂબ એશઆરામથી રહીશ.

એક દિવસ એક અજાણ્યો પરદેશી આ ગામમાં આવીને રાત રહ્યો. પાહોમને એની સાથે વાતચિત કરવાની તક મળી. તેણે કહ્યું કે "જે જગ્યાએ અહીંના લોકો જઈ જઈને વસે છે તેજ પ્રદેશમાંથી હું આવું છું. એ દેશ વૉલ્ગા નદીની પેલી પાર છે; ત્યાં દરેક આદમી દીઠ ૨૫ એકર જમીન મફત આપવામાં આવે છે. જમીન એટલી તો રસકસવાળી છે કે કહેવાની વાત નહિ! એક માણુસ ત્યાં આવ્યો ત્યારે ચીંથરેહાલ હતો; પણુ આજે તેની પાસે ૭ ઘોડા અને બે ગાયો છે."

આ સાંભળીને પાહોમને બહુ આનન્દ થયો. તે વિચારવા લાગ્યો કે "આટલી ખોબા જેટલી જમીનમાં વર્ષોનાં વર્ષો સુધી પડયો રહીને ઝહેમત કર્યા કરીશ તો કોઈ દહાડોયે પાંચ પૈસાનું મ્હોં જોવા પામવાનો નથી. અહીંની જમીન વેચીસાટીને ત્યાં જઇશ તો વેચાતી જમીન પણુ પુષ્કળ લઈ શકીશ. પણુ પ્રથમ ત્યાં જઇને તપાસ તો કરી આવું કે આ ખબર ખરી છે કે ખોટી?"

ઉનાળાની શરૂઆતમાં તે પેલી જમીન જોવા માટે ઉપડયો. એક સ્ટીમરદ્વારા તે વૉલગા નદીની પેલીપાર સૅમરા (Samara) સુધી ગયો. પછી ત્યાંથી ૩૦૦ માઇલ પગરસ્તે ચાલીને તે પેલી નવી જગ્યાપર પહોંચ્યો. પેલા પરદેશીના કહેવા મુજબજ ત્યાંની જમીન ફળદ્રુપ હતી અને ખેડુતો સારી હાલતમાં હતા. ત્યાં જે કોઇ માણુસ વસવા આવતો તેને ગામ તરફથી ૨૫ એકર જમીન તો મફતજ આપવામાં આવતી; અને તે ઉપરાંત કોઇને વધારે જોઇએ તો બે શિલિંગની એકર પ્રમાણે મરજી પડે તેટલી વધુ જમીન પણુ ખરીદી શકાતી. આ સઘળી બાતમી મેળવીને તે પોતાને વતન પાછો આવ્યો. ઘેર આવીને તેણે ગાય, ઘોડા, ઘરબાર, સઘળું વેચી નાખ્યું અને રોકડ નાણું લઇને પેલા નવા પ્રદેશ તરફ જવાને પોતાના

પાંચ માણસના કુટુંબ સહિત ઉપડયો. ત્યાં જઇને પાહોમે ગામમાં વસવાટ કરવાની સંમતિ માગી. તેને આજ્ઞા મળી ગઈ અને દર મનુષ્યે ૨૫ એકરના હિસાબે ૧૨૫ એકર ભૂમિ પણ તેને આપવામાં આવી. એ સિવાય પંચાયતી ગોચરમાં તેને ઢોરઢાંખર ચરાવવાની પણ મંજુરી મળી ગઈ. તેણે અહીં એક ઘર ચણ્યું અને થોડાં ઢોરઢાંખર પણ ખરીદ કર્યાં. અહીંની જમીન તેની આગલી જમીન કરતાં ત્રણગણી ફળદ્રુપ અને જથ્થામાં પણ વધારે હતી.

આ નવી જગ્યામાં પહેલાં તો થોડા દિવસ તેણે ખૂબ આનન્દમાં ગાળ્યા. પરન્તુ કેટલાક દિવસ વીતી ગયા પછી તે જગ્યા તેને ખરાબ લાગવા માંડી. પહેલે વર્ષે તો પાક સારો ઉતર્યો અને ઉપજ પણ સારી થઇ; પણ બીજે વર્ષે ન પાક સારો ઉતર્યો કે ન તેની પાસે પૂરતી જમીન હતી. એ પ્રાંતમાં ઘઉં પડતર જમીનમાં જ પાકી શકતા; એક વર્ષ પાક ઉતર્યા પછી જમીનને એક બે વર્ષ સુધી પડતર રાખી મૂકે તોજ ઘઉંનો પાક ઉતરી શકતો. આ કારણથી લોકોને જમીન ઓછી પડવા લાગી અને તેથી તેઓ અંદર અંદર લડવા લાગ્યા. પાહોમની ઇચ્છા ખૂબ ઘઉં વાવવાની હોવાથી તેણે એક ગરીબ ખેડુત પાસેથી જમીન ભાડે લીધી. આ વર્ષે ઘઉંની ખૂબ પેદાશ થઇ, પરંતુ ખેતર ગામથી દૂર હોવાને લીધે તે ગાડીઓદ્વારા લાવવા પડયા. થોડાક દિવસ પછી પાહોમને જણાયું કે કેટલાક લોકો ગામની આસપાસ છૂટક છૂટક જમીન ખરીદ કરીને તેમાં વારાફરતી પાક ઉગાડે છે અને એ રીતે ધનવાન બને છે. જો હું પણ એમ કરૂં તો મારાથી પણ થોડી મુદ્દતમાં પૈસાદાર થઈ શકાય. પરંતુ ત્રણ વર્ષ સુધી તો તેને કયાંય પણ જમીન મળી શકી નહિ. આ ત્રણ વર્ષ દરમ્યાન પાક સારો ઉતરવાથી તેણે પૈસા ઠીક એકઠા કર્યા હતા અને જો તે તેની હાલની સ્થિતિમાં સંતોષી રહ્યો

હોત તો તે જીન્દગીભર બહુ સુખમાં રહી શકત; પરંતુ "બીજા ચાલાક ખેડુતો સારી સારી જમીન ખરીદી જાય, અને હું રહી જાઉં ? મારે શું ભાડે જમીન લઇને કામ ચલાવવું પડે ?" એ વિચાર તેને હમેશાં ખુંચ્યા કરતો.

ત્રીજે વર્ષે તેણે એક ખેડુતની સાથે સહીઆરૂં કર્યું; પરંતુ જમીન ખેડાઈ રહેતાં પરસ્પર તકરાર થવાથી જમીન ખેડેલી જ પડી રહી અને એક બી સરખું પણ વવાયું નહિ. પાહોમે વિચાર કર્યો કે જો જમીન મારી એકલાની માલિકીની હોત તો આમ બીજાના આધારપર બેસી રહેવું ન પડત અને આટલી તકલીફ પણ ઉઠાવવી ન પડત. હવે પાહોમને નવી જમીન ખરીદવાની લગની લાગી અને તે જમીન ખોળવા પાછળ જ ખાઈ પીને મંડયો. એટલામાં તેને એક ખેડુત મળ્યો. એ ખેડુતે ૧૩૦૦ એકર જમીન ખરીદી હતી પરંતુ કંઇક અગવડોને લીધે તેને એ વેચવી પડતી હતી. પાહોમે તેની સાથે જમીન બાબત વાતચિત કરી. ૧૫૦૦ રૂપિયામાં એ ૧૩૦૦ એકર જમીન ઠરાવવામાં આવી અને થોડાં નાણાં રોકડાં અને બાકી ઉધારપર સોદો ઠરાવવામાં આવ્યો. હજુ આ વાત પાકા પાયાપર બંધાઇ ન હતી અને દસ્તાવેજ કરવામાં આવ્યો ન હતો એટલામાં એક પરદેશી વહેપારી પાહોમને ઘેર ઘોડા માટે અનાજ ખરીદવા આવ્યો. તેણે પાહોમને ઘેર જ ઉતારો કર્યો અને ભોજન કર્યા પછી બન્ને જણ વાતો કરવા બેઠા. સોદાગરે પાહોમને કહ્યું: "હું હમણાં વશકીરો લોકોના મુલકમાંથી આવું છું અને ત્યાં મેં ૧૦૦૯ રૂપિયામાં ૧૩૦૦૦ એકર જમીન ખરીદી છે!" આ ખબર સાંભળીને પાહોમને તે દેશ વિષે વધારે હકીકત સાંભળવાની ઇચ્છા થઇ. સોદાગરે સઘળી વાતનું સવિસ્તર બ્યાન કર્યું. તેણે કહ્યું કે સૌથી મોટી જરૂર તો ત્યાંના હાકેમોને મળવાની છે. મેં

કેટલાયે રૂપિયાનાં દરિયાઈ કપડાં, ચ્હા, દારૂ વિગેરે ચીજો તેમને નજરાણામાં ભેટ કરી ત્યારે મહામહેનતે બે પેન્સની એક એકર લેખે આટલી જમીન મળી. જમીન નદીના કિનારાપર જ છે અને લાખ્ખો એકર ખેડયા વિનાની પડી છે. આ સઘળી જમીન વશકીરો લોકોના અધિકારમાં છે. આ લોકો બહુ ભોળા અને સીધા હોય છે. ત્યાં જમીન તમને પણ બહુ જૂજ કિંમતે મળી જશે." પાહોમે વિચાર્યું કે જ્યાં જમીન આટલી સસ્તી છે ત્યાં જ રહેવા જઇને શામાટે પુષ્કળ જમીન ન ખરીદવી ?

પેલા વહેપારીના ઉપડી જવા પછી તેણે એ પ્રદેશ તરફ જવાની તૈયારી કરી. ઘર અને જમીનનું સઘળું કામકાજ પોતાની સ્ત્રી ઉપર રાખીને એક માણસને સાથે લઈ તે ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં એક ગામમાં તેણે ઉતારો કર્યો અને ત્યાંથી સોદાગરના કહેવા મુજબ થોડી ચ્હા, દારૂ, વિગેરે નજરાણાની ચીજો ખરીદી. સાત દિવસની મુસાફરી પછી તે વશકીરો લોકોના પ્રદેશ નજીક આવી પહોંચ્યો. એ લોકો નદીને કિનારે વાંસનાં ઝુંપડાં બાંધીને રહેતા હતા. તેઓ ન જમીન ખેડતા કે ન અનાજ ખાતા. પોતાનાં ઢોરઢાંખર મેદાનોમાં ચરાવતા; ઘોડીના દૂધમાંથી દહીં જમાવીને તેમાંથી માખણ કાઢતા હતા. તે માખણ અને માંસનો આહાર કરવો તથા ચ્હા, દારૂ અને ગાવા બજાવવામાં મસ્ત રહેવા સિવાય તેમને બીજો કાંઇ કામધંધો ન હતો. તેઓ બહુ હૃષ્ટપુષ્ટ અને મજબૂત હોઈ સદા આનંદી જ રહેતા. તેઓ આ પ્રમાણે તદ્દન મૂર્ખ અને જંગલી હતા, પરંતુ સ્વભાવના બહુ સારા હતા.

પાહોમ ત્યાં પહોંચ્યો કે તરતજ તેઓ પોતપોતાનાં ઝુંપડાંઓમાંથી બહાર નીકળીને પાહોમની આસપાસ વીંટળાઈ વળ્યા. તેઓમાં એક દુભાષિયો પણ હતો. તેણે પાહોમના આવવાનું કારણ

તેમને સમજાવ્યું. તેમણે એનો બહુ આદરસત્કાર કર્યો. પાહોમે પણ પોતે લાવેલી સઘળી ભેટો તેમને નજર કરી. આ નજરાણું લઇને તેઓ બહુ ખુશી થઈ ગયા અને અંદર અંદર વાતચિત કરવા લાગ્યા. દુભાષિયાએ સમજાવ્યું કે આ લોકો તમારાપર બહુ પ્રસન્ન થયા છે માટે જે ચીજની ઇચ્છા હોય તે માગી લો. પાહોમે કહ્યું મને તો તમારા દેશમાં વસવું બહુ ગમે છે, કેમકે અમારા મુલકમાં લોકો ખીચોખીચ ભરાઈ ગયા છે અને જમીન ખરાબ થઇ ગઈ છે.

આ સાંભળીને વશકીરોએ કહ્યું કે જેટલી જમીન જોઇએ તેટલી ખુશીથી લઈ શકશો. હાથ ઉંચો કરીને બતાવી દેશો એટલી સઘળીયે જમીન તમને આપવામાં આવશે. આ વાત ચાલતી હતી એટલામાં એ લોકો અંદર અંદર લડી પડયા. કેટલાકો કહેતા હતા કે સરદારની આજ્ઞા સિવાય આપણે જમીન આપી શકીએ નહિ; ત્યારે કેટલાકનું કહેવું એમ હતું કે એમાં સરદારની આજ્ઞાની શું જરૂર હતી? એટલામાં એક માણસ ઉંચી ટોપી પહેરીને ત્યાં આવ્યો. તેને જોઇને સર્વત્ર ચુપકીદી ફેલાઇ ગઈ. પાછળથી જણાયું કે આજ તેમના સરદાર સાહેબ છે! પાહોમે એકદમ દોડીને ગ્હા અને જથ્થાબંધ કપડાંનું તેને નજરાણું કર્યું. સરદારે તે સઘળી ચીજો ઉભા થઇને સ્વીકારી અને પાછો પોતાના આસને જઈ બેઠો. વશકીરોએ તેને કંઇક કહેવાનું શરૂ કર્યું. થોડીવાર સુધી તો તે તેણે સાંભળ્યું, પણ પછી ચૂપ રહેવાની ઇસારત કરી. પાહોમને તેણે રશિયન ભાષામાં કહ્યું: " ભલે તમારી ઇચ્છા હોય તો તમારે જેટલી જમીન જોઇએ તેટલી લઈ લો; અમારી પાસે પુષ્કળ જમીન છે." પાહોમે વિચાર કર્યો કે લખાણ—દસ્તાવેજ કરવા જોઇએ. નહિંતર પાછળથી આ લોકો જમીન છીનવી લે તો શું કરૂં? તેથી તેણે કહ્યું: " આપની આ કૃપા માટે આપનો આભાર માનું છું. આપની પાસે

પુષ્કળ જમીન છે તેમાંથી મારે તો થોડીક જ જોઇએ છીએ. પરંતુ જો જમીન બાબત લેખપત્ર કરી આપો તો ઠીક. આ જીંદગીનું શું ઠેકાણું છે ? માણસ આજ છે અને કાલે નથી. આપ તો બહુ દાના અને ભલા માણસો છો, પરંતુ પાછળથી આપનાં સંતાનો મારા વારસો પાસેથી જમીન છીનવી લે તો ?"

સરદારે કહ્યું: "હા, તમારૂં કહેવું વાજબી છે; એમ જ કરીશું." પાહોમે કહ્યું: "મેં સાંભળ્યું છે કે અહીં એક પૈસાદાર સોદાગર આવ્યો હતો. તેણે અહીં થોડીક જમીન ખરીદી છે અને લેખપત્ર કર્યાં છે. હું પણ એ જ પ્રમાણે કરવા ચાહું છું." સરદાર સમજી ગયો અને કહ્યું કે "બહુ સારૂં. એ તો બહુ સહેલું કામ છે. અમારે એક મુન્શી છે; તેની પાસે જઇને, ચાલો લેખપત્ર કરાવી આવીએ."

પાહોમે પૂછ્યું: "પણ કિંમત તો નક્કી કરો !"

તેણે જવાબ આપ્યો: "અમારી કિંમત તો બાંધેલી જ છે; એ જ—દરરોજના એક હજાર રૂપિયા !"

પાહોમના સમજવામાં આ વાત ન આવી. તેણે કહ્યું: "એક દિવસના આટલા રૂપિયા એ કેવી જાતની શરત ? કેટલા એકર જમીન હશે ?"

સરદારે કહ્યું: "હું ગણત્રીમાં કાંઈ સમજતો નથી. અમે તો દિવસને હિસાબે જમીન વેચીએ છીએ ! એક દિવસમાં તમે જેટલી જમીનનું ચક્કર મારો તેટલી જમીન તમારી; અને અમને એક હજાર રૂપિયા તમારે આપવાના !"

પાહોમ મનમાં ને મનમાં ખુશ થઇ ગયો. તેણે કહ્યું: "હું તો એક દહાડામાં ખૂબ મોટું ચક્કર મારી શકું છું." સરદારે હસીને કહ્યું: "તો એટલી જમીન તમારી થશે; પરંતુ સરત એ છે કે જે દહાડે જે જગ્યાએથી તમે ઉપડો તેજ દહાડે સૂર્ય અસ્ત

થવા દરમિયાન તેજ જગ્યાએ તમારે પાછા ફરવું જોઇશે; નહિતર તમારા રૂપિયા વૃથા જશે! તમે કહેશો ત્યાં અમે ઉભા રહીશું. તમે એક પાવડો લઇને ઉપડજો. જેટલું ચક્કર લગાવો તે દરમિયાન થોડે થોડે છેટે ધૂળની એક એક ઢગલી કરતા જજો. પછી અમે આવીને તે ઢગલીઓની અંદર આવેલી જમીન તમારે હવાલે આપીશું. આવી રીતે આખા દિવસમાં તમે એક ચક્કરમાં જેટલી જમીન ઘેરી લેશો એ બધી તમારી થશે. પરંતુ જે જગ્યાએથી ઉપડયા હો ત્યાં સાંજે સૂર્યાસ્ત થયે તો તમારે પહોંચવું જ જોઇએ."

પાહોમના હર્ષનો પાર રહ્યો નહિ. ઉપડવાને માટે બીજા દિવસનું પ્રભાત ઠરાવવામાં આવ્યું. પાહોમને આખી રાત ઉંઘ ન આવી. આખી રાત તેને જમીનના જ વિચાર આવ્યા કર્યા. હું સહેલાઇથી દિવસના ૩૫ માઇલ ચાલી શકું છું; અને વળી આજકાલ દિવસ પણ લાંબા છે! ૩૫ માઇલના ચક્કરમાં તો કોણ જાણે કેટલાયે એકર જમીન આવશે! પણ હું સારી સારી જોઇનેજ પસંદ કરીશ તો! જેટલી હું ઘેર ખેડી શકીશ તેટલી જાતે ખેડીશ અને બાકીની ભાડે આપીશ. બે જોડી વધારે ખરીદીશ; બે નોકર વધારે રાખીને ૧૫૦ એકર જમીન તો હું ઘર આગળ જ ખેડીશ! બાકીની જમીનમાં ઢોર ચરશે!

પાહોમ વિચા...ા ને વિચારમાં આખી રાત જાગ્યો; પણ સવાર પડતાં જ તેની આંખ લાગી ગઈ. ઉંઘમાં તેને એક સ્વપ્ન આવ્યું. તેમાં એણે જોયું કે તે તો પથારીમાં પડયો છે અને બહાર કોઈ હસી રહ્યું છે! તેણે પથારીમાંથી ઉભા થઇને બહાર જઇને જોયું તો સરદાર તેની સામે જોઇને ખડખડાટ હસી રહ્યો છે. પાહોમે તેની પાસે જઇને પૂછ્યું કે તમે શામાટે હસો છો? પણ એટલામાં તો તેને માલૂમ પડયું કે એ સરદાર ન હતો, પણ જે સોદાગર તેને

ઘેર આવ્યો હતો તે હતો ! પાહોમ હજુ તેને પૂછવા જતો હતો કે તમે અહીં ક્યારે આવ્યા; પણ એટલામાં તેણે શું જોયું ? તે સોદાગર ન હતો પણ જે ખેડુત વૉલગા નદીની નજીકના પ્રદેશમાંથી તેને ઘેર આવ્યો હતો તે હતો ! આંખો પટપટાવીને તેણે જોયું તો શું જણાયું ? તે તો એ ખેડુત પણ ન હતો, પણ તીણા નખ અને શીંગડાંવાળો શયતાન બેઠો બેઠો હસતો હતો ! અને તેની સામે એક માણુસ ઉઘાડે પગે એક પહેરણુ અને પાયજામો પહેરીને જમીનપર પડીને તેને સાષ્ટાંગ પ્રણામ કરતો હતો ! ! એ જમીનપર ઉંધો પડેલો આદમી કોણુ છે તે જાણવાની પાહોમને ઇચ્છા થઈ. તો તેણે શું જોયું ? ઉંધો પડેલો માણુસ તો મરેલો છે અને તે પોતે જ પાહોમ છે ! ! ! સ્વપ્ન પૂરૂં થયું. પાહોમ જાગ્યો અને બિછાનામાંજ પૂતળાની માફક સ્તબ્ધ થઇ પડી રહ્યો !

તે વિચારવા લાગ્યો કે મનુષ્ય કેવાં કેવાં વિચિત્ર સ્વપ્ન જુએ છે ?

પથારીમાંથી ઉઠીને બારણામાંથી તેણે જોયું તો મળસ્કું થયું હતું. તેનો નોકર પણ જાગ્યો અને બન્ને જણ વશકીરોને બોલાવવા ગયા. વશકીર લોકો પોતાના સરદારની પાસે એકઠા થયા. તેમણે ચ્હા પીધી. થોડીક ચ્હા પાહોમને પણ આપવામાં આવી; પણ તેને ક્યાંયે ચેન પડતું ન હતું. તે બોલ્યો: " હવે વખત થઇ ગયો છે; ચાલવું હોય તો ચાલો. "

સૂર્યોદય થતાં તો તેઓ એક મેદાનમાં જઈ પહોંચ્યા. પછી તેઓ એક નાહાની સરખી ટેકરીપર ચ્હડયા. સરદારે પાહોમની પાસે આવીને મેદાન તરફ આંગળી બતાવીને કહ્યું: " જુઓ, આ સઘળી જમીન જે તમારી સામે છે તે તમારી પોતાની જ છે. જેટલી જોઇએ તેટલી, શરત પ્રમાણે લઇ લો. "

પાહોમનું હૃદય તો આનન્દથી ફાટું ફાટું થઈ રહ્યું; કારણ કે

સઘળી જમીન પડતર જ હતી અને મેદાન એવું તો સપાટ હતું કે જાણે હાથની હથેલી! જમીન તો એટલી કાળી કે જાણે અફીણનું બી! કોઇ કોઇ જગ્યાએ તો છાતી છાતીપૂર ઘાસ હતું!

સરદારે પોતાની રૂવાંની ટોપી ઉતારીને જમીનપર મૂકી અને કહ્યું: " લો, આ નિશાની છે; અહીંથી ઉપડો અને જેટલું ચાલશો તેટલી જમીન તમારી. પણ સાંજ સુધીમાં આ જગ્યાએ પાછું આવવું જ પડશે." પાહોમે સરદારની ટોપીમાં રૂપિયા નાખ્યા અને પોતાનો કોટ પહેરી લીધો. કમ્મરપટો ખૂબ કસીને બાંધ્યો અને પાણી-ની એક શીશી પણ ભરીને સાથે લઈ લીધી. જોડાની દોરી કસીને બાંધી અને પોતાના નોકરને સાથે લઇને તથા હાથમાં એક પાવડો લઈને ઉપડવાને તૈયાર થઈ ઉભો. થોડીવાર તો એજ વિચાર કર્યો કે કઈ તરફ જાઉં? બધેય જમીન તો સરખી જ છે. તે સૂર્યની તરફ ચાલ-વાને માટે ફર્યો પણ તડકો સામે આવતો હતો તેથી અટક્યો. તેણે વિચાર્યું કે વખત ચાલ્યો જાય છે; હવે રોકાવું ન જોઇએ. હમણાં ટાઢો પહોર છે એટલે ઠીક ચલાશે. તે ૧૦૦૦ ગજ ચાલ્યો અને ત્યાં અટકીને ધુળની એક ઢગલી કરી. તે આગળ ચાલ્યો. તડકો વધતો જતો હતો. પાહોમે પણ વેગ વધાર્યો અને આગળ ચાલીને એક બીજી ઢગલી કરી. એમ કરતો કરતો પાહોમ લગભગ ત્રણ માઇલ નીકળી ગયો. તડકો વધવાથી કોટ ઉતારીને તેણે ખભે નાખીને ચાલવા માંડ્યું. હવે તો તાપ બહુ જ લાગવા માંડ્યો. તેણે જોડા ઉતારીને કમ્મરે બાંધી લીધા. હવે ચાલવું સુગમ પડ્યું. તેણે વિચાર કર્યો કે આમ ને આમ ત્રણ માઇલ આગળ જઇને પછી જ એક બાજુએ વળું; કેમકે એ જમીન બહુ સારી છે અને તેને હાથથી જવા દેવી એ મૂર્ખાઇ છે. આ પ્રમાણે જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ જમીન સારી જ આવતી ચાલી. થોડાક સમય સુધી તેણે

ચાલ્યા કર્યું. પછી પાછા ફરીને જોયું તો સરદાર જ્યાં ઉભો હતો તે ટેકરી મહામુશ્કેલીથી દેખાતી હતી અને તે ઉપરનાં માણસો મ્હેંતિયાં જેવાં નાનાં નાનાં લાગતાં હતાં.

પાહોમે વિચાર્યું અરે, હું તો બહુ દૂર નીકળી આવ્યો ! હવે તો એક બાજુ વળવું જ જોઇએ. વળી થાકી પણ ગયો છું. તરસથી દમ નીકળી જાય છે. તે ત્યાંજ અટક્યો અને એક ઢગલી કર્યા પછી પાણીની શીશીમાંથી થોડું પાણી પીને તરસ છીપાવી લઇ એક બાજુ એ વળીને ચાલવા માંડયું. આ જગ્યા એ શ્વાસ છાતી છાતીપૂર હતું; અને તડકો તો કહે મારૂં કામ ! પાહોમ પણ ચાલી ચાલીને થાકી ગયો હતો. બે પહોર વીતી ગયા હતા. તેણે વિચાર કર્યો કે હવે કંઇક આરામ લઉં તો ઠીક ! તેણે ભોજન કર્યું; પણ રખેને ઉંઘ આવી જાય એ વિચારે સૂતો નહિ. છેવટે તડકો બહુ જ સખત લાગવાથી તેને ઉંઘ આવવા લાગી. થોડીવાર આરામ લઇને પાછું તેણે ચાલવા માંડયું. વિચારવા લાગ્યો કે એક દિવસની મહેનત છે; પણ પછી તો આખી જીન્દગી આરામ જ મળવાનો છે ને ! તે બહુ જ દૂર નીકળી ગયો હતો અને હવે બીજી બાજુએ વળવાનું કરતો હતો પણ એટલામાં તેને વિચાર આવ્યો કે આ સામેની જમીન બહુ જ ફળદ્રુપ છે અને એમાં શણ ખૂબ પાકે એમ છે માટે એને છોડવી નહિ જોઇએ. તેણે એ જમીનને પણ ચક્કર લઇને બીજી બાજુએ ધુળની ઢગલી કરી. પાહોમે ટેકરી તરફ જોયું તો ચારે તરફ લૂ વરસી રહી હતી. વાતાવરણ ભૂખરૂં થઇ રહ્યું હતું. ટેકરીપરના લોકો મહા મુશ્કેલીએ દેખાતા હતા. પાહોમે વિચાર્યું કે બહુ દૂર નીકળી આવ્યો છું. હવે તો પાછા વળવું જોઇએ. સૂર્યની તરફ જોયું તો તે પશ્ચિમ તરફ વધુ ને વધુ નમતો જતો હતો અને તેણે તો હજુ ખેતરની ત્રીજી બાજુ પણ પૂરી કરી ન હતી ! સરદારની

ટોપીનું નિશાન હજુ તો ૧૦ માઇલ દૂર હતું. તેણે વિચાર્યું કે ભલે જમીન ત્રિકોણ આકારે આવે પણ હવે તો મારે સીધું નિશાન તરફ જ ચાલવું જોઇએ. હું વધારે ચાલું તો ખરો, પણ આટલી જમીન શું ઓછી છે?

પાહોમ ટેકરી તરફ જ સીધો ચાલ્યો, પણ હવે તે બહુ જ થાકી ગયો હતો. ગરમી અને ચાલવાના શ્રમને લીધે શ્વાસોચ્છ્વાસ જોસભેર ચાલતો હતો અને પગમાં છાલાં પડી ગયાં હતાં. તેણે આરામ લેવાની બહુયે ઇચ્છા કરી પરંતુ પેલી બાજુ સૂર્ય નમતો જતો હતો; તે કોઇની રાહ જુએ તેમ ન હતો. તેણે વિચાર્યું કે વધુ અને વધુ જમીન મેળવવાના લોભમાં મેં કેવી ભૂલ કરી છે? હવે વખત વીતી જાય એમાં શું નવાઇ? તેણે ટેકરી અને સૂર્ય તરફ જોયું તથા એક અનુભવીની દ્રષ્ટિથી પોતાને અને સૂર્યને કાપવાનાં અંતર માપ્યાં. તેણે નિશાન તરફ નિરાશ દૃષ્ટિએ જોયું. સૂર્ય ડૂબી રહ્યો હતો! પાહોમ ઝપાટાબંધ પગ મારતો ચાલ્યો તોયે નિશાન નજીક આવતું જણાયું નહિ. હવે તેણે પોતાનો કોટ, ટોપી, જોડા અને પાણીની શીશી સઘળું ફેંકી દીધું અને ખૂબ જોરથી દોડવા માંડયું. દોડતાં દોડતાં પસ્તાવા અને શોકથી તે બોલતો ગયો કે હાય! લાલચમાં ફસી જઇને સર્વસ્વ નષ્ટ કર્યું, હવે તો કોઇપણ પ્રકારે વખતસર નહિ પહોંચી શકું.

જેમ જેમ તે ઉપલા શબ્દો વિચારતો ગયો અને બોલતો ગયો તેમતેમ તે નિરાશ થતો ગયો; તોપણ તેણે દોડવાનું તો ચાલુ જ રાખ્યું. જીભ તાળવા સાથે ચોંટી ગઇ; છાતી લુહારની ધમણની માફક ઉંચી નીચી થવા લાગી અને અંતઃકરણના ધબકારા હથોડાની માફક અવાજ કરવા લાગ્યા; પગ સૂઝીને થાંભલા થઇ ગયા. પાહોમ બીધો કે રખેને અહીં જ ન મરી જવાય! તે વધુ ને વધુ દોડતો જ

ગયો. તેણે વિચાર્યું કે આટલી બધી મહેનત કર્યા પછી જો થોડા સારૂ જ અટકી પડીશ તો લોકો મારી મૂર્ખાઇપર હસશે. દૂરથી વશકીર લોકોની પ્રોત્સાહક બૂમો સાંભળીને તેના પગમાં જોર આવ્યું અને પોતાની સઘળી હિંમત એકઠી કરીને તેણે દોડવા માંડયું.

સૂર્યનું મોટું થતું લાલ બિમ્બ અર્ધું ડૂબી રહ્યું હતું. પાહોમ પણ પોતાના નિશાનની નજીક આવતો જતો હતો; ટેકરી પરના લોકો તેને હિંમત આપી રહ્યા હતા.

પાહોમે પેલી ટોપી જોઇ; તેમાં રૂપિયા ભરેલા હતા અને સરદાર ટોપી નજીક બેઠો હતો. અત્યારે તેને પોતાનું ગઇ રાતનું સ્વપ્ન યાદ આવ્યું. જમીન તો ઘણી હાથ આવી ગઇ છે પણ તે ભોગવવાને પ્રભુ મને જીવતો રાખશે? હાય! મારા પ્રાણ નીકળી જાય છે. હવે તો કોઇપણ પ્રકારે હું ત્યાં પહોંચી શકું તેમ નથી. સૂર્ય તરફ નજર કરી તો થોડોક જ ડૂબવાનો બાકી રહ્યો હતો. રહ્યું સહ્યું જોર એકઠું કરી તેણે દોડવા માંડયું. તેને બ્હીક લાગી કે રખેને પડી જાઉં! જ્યારે તે ટેકરીની નજીક પહોંચ્યો ત્યારે અંધારૂં થઇ ગયું હતું. સૂર્ય તો કયારનોયે ડૂબી ચૂકયો હતો. તે બૂમ પાડી બોલી "ઉઠયોઃ "હાય! સઘળી મહેનત વ્યર્થ ગઇ." તે ત્યાંજ અટકી જવાનું કરતો હતો એટલામાં ટેકરીપરના લોકો બૂમ પાડી બોલી ઉઠયાઃ "ચાલ્યા આવો; હજુ અમે સૂર્ય જોઇ શકીએ છીએ!" વળી એક લાંબો શ્વાસ ભરીને તે દોડયો. તેને લાગ્યું કે હજુ થોડું અજવાળું બાકી છે. તે ટેકરીપર પહોંચી ગયો. ટોપી જોઇ; સામે સરદાર હસતો હસતો બેઠો હતો. તેને વળી પાછો ફરીથી સ્વપ્નનો ખ્યાલ આવ્યો! તે બૂમ પાડી ઉઠયો કે મારા પગ રહી ગયા છે. આટલું કહેતાં કહેતાંમાં તો તે નીચે પડયો અને પોતાના હાથ લંબાવીને ટોપી પકડી લીધી!

સરદારે હસીને કહ્યું: "ખૂબ કરી ભાઇ! જમીનપર ઠીક હાથ

માર્યો હો ? પાહોમનો નોકર પણ એટલામાં દોડતો દોડતો આવી પહોંચ્યો. તેણે પોતાના શેઠને ઉઠાડવાની કોશિશ કરી, પણ તેના મ્હોંમાંથી લોહી વહી રહ્યું હતું અને તે મરી ગયો હતો ! ! આ જોઈને વશકીરોને ઘણીજ દિલગીરી થઇ.

નોકરે પેલાજ પાવડાવતી એક કબર ખોદી પાહોમને તેમાં સુવાડયો અને પછી માપી જોયું તો પાહોમને માથાથી તે પગસુધી **ફક્ત છ ફીટજ જમીનની આવશ્યકતા હતી ! !**





# બલિદાન.

( 'હિંદી મનોરંજન' નામક માસિકમાંથી. )

મૂળ લેખક: પ્રતાપનારાયણ શ્રી વાસ્તવ્ય.

"तेरे ही काम आउं, तेरा ही मंत्र गाउं,
मन और देह तुझपे, बलिदान में चढाउं."

( ૧ )

વિનોદ આ વર્ષે બી. એ.ની પરીક્ષામાં પાસ થયો છે. મુબારકબાદીના પત્રોના ઢગલે ઢગલા આવે છે; મિત્રોનાં ટોળેટોળાં વધામણી દેવા આવે છે. પોતાના ઓરડામાં મિત્રોથી વીંટળાઇને બેઠેલો વિનોદ સઘળાની શુભ લાગણીઓ ઝીલે છે.

એક મિત્રને ગયે હમણાં થોડીજ વાર થઇ છે એટલામાં તેનો એક પરમ મિત્ર ધીરેન્દ્ર આવી પહોંચ્યો. ધીરેન્દ્ર અને વિનોદ મેટ્રિક સુધી સાથે અભ્યાસ કરતા હતા. પિતાના મૃત્યુ પછી ઘરનો સઘળો કારભાર ધીરેન્દ્રને માથે આવી પડવાથી તેણે પોતાનો અભ્યાસ છોડી સંસારસાગરમાં ઝંપલાવ્યું હતું. અત્યારે ધીરેન્દ્ર એક સમાચારપત્ર ચલાવતો હતો અને તેની ઉપજમાંથી પોતાનો નિર્વાહ કરતો હતો. ધીરેન્દ્રે આવીને મ્હોં મલકાવીને કહ્યું: " મુબારક બાદી ! "

વિનોદે હસીને કહ્યું:-" આભાર થયો "

ધીરેન્દ્ર—બોલો, હવે આગળ શું કરવાનો વિચાર રાખ્યો છે?

વિનોદ—બસ, હવે આજથી અભ્યાસની ઇતિશ્રી થઇ ગઈ.

ધીરેન્દ્ર—( કંઇક આશ્ચર્ય પામીને ) કેમ?

વિનોદ—પિતાજીની ઇચ્છા એવી છે; અને મારી ઇચ્છા પણ હવે આગળ અભ્યાસ કરવાની નથી.

ધીરેન્દ્ર—એમ. એ. થઇ ગયા હોત તો સારૂં હતું.

વિનોદ—બસ; જે થવાનું હતું તે થઇ ગયા; હવે તો પોલિસ ઈન્સ્પેક્ટર બનીને મઝાહ ઉડાવીશું.

ધીરેન્દ્ર—( ચકિત થઇને ) શું મસ્કરી કરો છો?

વિનોદ—મસ્કરી નહિ, સાચી વાત છે. હું પોલિસ ઇન્સ્પેક્ટર તરીકે નીમાઈ પણ ગયો.

ધીરેન્દ્ર—આટલી વારમાં?

વિનોદ—હા મારી વગ-સિફારસ બહુ હતી.

ધીરેન્દ્ર—આ તો બહુ ખોટું થયું. તમે શું એ જગ્યાને સારી ગણો છો?

વિનોદ—કેમ? એ તો એવો હોદ્દો છે કે માણસને ગર્વનું કારણ થઈ પડે. પોલિસ ઇન્સ્પેક્ટર એટલે શું?

ધીરેન્દ્ર—ક્ષમા કરજો; મને એમ ખબર ન હતી કે આપના વિચાર આટલા બધા વિચિત્ર હશે. ખબર છે? આપણે બાલપણમાં પ્રતિજ્ઞાઓ લીધી હતી તે? શું બધું ભૂલી ગયા?

વિનોદ—કઇ પ્રતિજ્ઞાઓ?

ધીરેન્દ્ર—માતૃભૂમિની સેવા કરવાની.

વિનોદ—પોલિસ ઇન્સ્પેક્ટર બનીને પણ હું માતૃભૂમિની સેવા કરી શકીશ.

ધીરેન્દ્ર—એ તો બધી મ્હોડાની વાતો. એ હોદ્દાપર રહીને માતૃભૂમિની સેવા કરે એવા લાખમાં એકાદ બે મનુષ્ય પણ નીકળે તો ભાગ્ય!

વિનોદ—ધારો કે એમ જ થયું, તો પણ શું થઇ ગયું? માતૃભૂમિની સેવા કરનારા મારા સિવાય બીજા હજારો જણ પડ્યા છે! મ્હારા જેવો એકાદ એમાં ન આવ્યો તો પણ શું બગડી જવાનું હતું?

ધીરેન્દ્ર—જો તમારા વિચાર આવા જ હોય તો તો પછી કંઈ કહેવાનું રહેતું જ નથી.

વિનોદ—કહેવાનું હોય કે ન હોય, પણ હું મારી ઉચ્ચાભિલાષાઓનું બલિદાન આપીને માતૃભૂમિની સેવા કરવા નથી ઇચ્છતો.

ધીરેન્દ્ર—માતૃભૂમિની સેવા કરવામાં કંઇ ને કંઈ બલિદાન તો અવશ્ય આપવું જ પડે.

વિનોદ—પરંતુ હું તો કંઇ પણ બલિદાન આપ્યા વિના સ્વદેશસેવા થઈ શકશે તો કરીશ.

ધીરેન્દ્ર—તમારા જેવા માણસોને તો જ્યારે પરાણે કોઈ મોટું બલિદાન આપવું પડે ત્યારે જ માતૃભૂમિની સેવા કરવાનું સૂઝે તેમ છે. યાદ રાખજો કે તમારે પણ માતૃભૂમિને માટે કોઈ વાર તેવું બલિદાન આપવું પડશે અને ત્યારેજ તમે સ્વદેશસેવાનું મહત્ત્વ સ્હમજશો.

વિનોદ—એ તો જોઈ લઇશું.

( ૨. )

ઉપરોક્ત ઘટનાને આજ વીશ વર્ષ વીતી ગયાં છે. વીશ વર્ષ વીતતાં કંઇયે વાર ન લાગી. દિવસ પછી રાત અને રાત પછી દિવસ, ગ્રીષ્મ પછી વર્ષા અને વર્ષા પછી શરદ, એમ સમય તો વીતતો ચાલે છે. સમયરૂપી ચક્રને વર્ષ કે શતાબ્દિ કંઇ પણ હિસાબમાં નથી. આંખો મીચીને તે પોતાનું ચક્ર ફેરવ્યે જ જાય છે. રાજા અને

રંક, શ્રીમંત અને દરિદ્રી–કંગાલકનાં જીવનપ્રભાત ઉગે છે અને એ અનન્ત ચક્રના સપાટામાં આવી અનન્તતામાં આથમી જાય છે.

વિનોદ આ સમયે વીશ વર્ષ પહેલાંનો વિનોદ નથી. અત્યારે તે બે પુત્રો અને એક પુત્રીનો પિતા છે. મોટો પુત્ર કે જેનું વય ૧૮ વર્ષનું છે તે કૉલેજના ફર્સ્ટ ઇયરમાં અભ્યાસ કરે છે. વચલો પુત્ર ૧૩ વર્ષનો છે અને તે સાતમી ચોપડી ભણે છે. વિનોદ ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલિસ બની ગયો છે. તેનો મોટો પુત્ર પ્રમોદ અલ્લાહાબાદની એમ. સી. કૉલેજમાં અભ્યાસ કરે છે. પ્રમોદની રૂચિ શરૂઆતથી જ સ્વદેશસેવા તરફ પુષ્કળ છે. પુત્રનું હૃદય માતૃ-ભૂમિના પ્રેમથી પરિપૂર્ણ છે અને પિતાના હૃદયમાં એ પ્રેમનું બિંદુ માત્ર પણ નહિ! પિતા અને પુત્રમાં આકાશ–પાતાળનું અંતર હતું. વિનોદ પોતાના પુત્રને રાજનૈતિક વાતોમાં ભાગ લેતો જોતો ત્યારે શીખામણ આપતો કે "બેટા પ્રમોદ! તું આ જંજાળમાં શા માટે ફસે છે? આપણને વળી એવા ઝગડાઓ સાથે શો સંબંધ? આપણે આપણા કામથી કામ. જો, ધીરેન્દ્ર રાજનૈતિક બાબતોમાં ભાગ લેતો હતો એ જ કારણથી મારી મિત્રતા તેની સાથેથી તૂટી ગઈ. તું આવી નિરર્થક વાતમાં શામાટે તારો સમય ગુમાવ્યા કરે છે? એમાં કંઇ લાભ નથી; ઉલટી હાની છે."

પ્રમોદ જો કે આજ્ઞાંકિત પુત્ર હતો, પરંતુ આવી વાતોમાં તે પિતાનું કહેલું સાંભળતો નહિ. આ સમયે 'સ્વરાજ્ય'ની લહેર સમસ્ત ભારતમાં ચારે તરફ ઉડી રહી હતી. ભારતમાં 'સ્વરાજ્ય'ના સૂર્યનો ઉદય થઇ રહ્યો હતો. દેશભક્ત ભારતવાસીઓ એકી ટશે 'સ્વરાજ્ય' 'સ્વરાજ્ય' પોકારી રહ્યા હતા. અનેક લોકો નજરકેદ કરાતા અને જેલમાં પણ નખાતા.

આ ગરબડમાં ધીરેન્દ્રપર પણ પોલિસની કોપદૃષ્ટિ થઇ અને તેને જેલમાં ખોસી દેવામાં આવ્યો ! વિનોદે ઇચ્છયું હોત તો તે નિરપરાધી ધીરેન્દ્રને સહેલાઇથી બચાવી શકત, પરંતુ તેણે તો ચૂપ-ચાપ બેસી રહીને તમાશો જોવાનું જ યોગ્ય ધાર્યું. તેના એક મિત્રે તેને પૂછ્યું કે "ધીરેન્દ્ર તો તમારા ખાસ મિત્ર છે. તમે તેને બચા-વવાને કંઇ જ યત્ન ન કર્યો એ શું કહેવાય ? "

વિનોદે હસીને ઉત્તર આપ્યો કે "હા, જો હું ઇચ્છત તો એને બચાવી શકત, પણ મારે ધીરેન્દ્રને કાંઇક શિક્ષા થવા દેવી છે; અને એજ કારણથી હું ચૂપચાપ બેસી રહ્યો છું ! "

મિત્ર બોલ્યો: " શાની શિક્ષા ? "

વિનોદે કહ્યું: "એજ કે સમજ્યા કર્યા વિના કામ કરવાથી આવું પરિણામ આવે છે ! "

(૩)

ભોજન કર્યા પછી વિનોદ પોતાના ઓરડામાં હોક્કાનો આનન્દ લૂટી રહ્યો છે એટલામાં એક તાર આવ્યો. વિનોદે ઉત્સુકતાપૂર્વક તે ઉઘાડીને વાંચ્યો. તે તાર પ્રમોદના એક મિત્રે કર્યો હતો. તેમાં આટલા શબ્દો હતા:—

" પ્રમોદને ગઇકાલે સ્હાંજે કેદ કરવામાં આવ્યો છે. "

તાર વાંચતાંની સાથેજ વિનોદની આંખે અંધારાં આવ્યાં. આખી પૃથ્વી તેને ગોળ ચક્કર ફરતી લાગી. તેનાપર જાણે વજ્રપાત થયો ! આંસુભરી આંખે તે પ્રમોદની માતા પાસે ગયો અને આક્રંદ કરતો બોલ્યો: "જે વાતની મને બ્હીક હતી તેજ વાત આખરે બની."

તેની સ્ત્રી ગભરાઇને બોલી: " કઇ વાત ? "

વિનોદ—શું કઇ વાત ? તારા સપૂતને મેં ના કહી હતી કે તું આ સ્વરાજ્ય અને દેશના ઝગડામાં ન પડ; પણ તેણે માન્યું

નહિ ! તેની સંગત બહુજ ખરાબ હતી અને આખરે કાલે ભાઈપર આફત આવી !

સ્ત્રી—શું થયું ?

વિનોદ—પોલિસે કેદ કર્યો.

પ્રમોદની મા આ સાંભળીને છાતી અને માથું પીટવા લાગી અને વાળ પીંખવા લાગી. ઘરની બીજી સ્ત્રીઓ તેને અટકાવવા દોડી. ધોતીના છેડાથી આંખમાંનાં આંસુ લૂછતો લૂછતો વિનોદ પોતાના ઓરડામાં ગયો.

હજારો નિર્દોષ નવયુવકોને કેદમાં પૂરતાં જે હૃદય જરાપણ પીગળ્યું ન હતું; અનેક માતાપિતાઓના આક્રંદની પરવા ન કરતાં તેમના એકના એક પુત્રને વિખૂટા પાડી જેલમાં ખોસી દેતાં જે અંતઃકરણમાં કંપારી સરખીયે આવી ન હતી; તે હૃદય-તે અંતઃકરણ આજે પ્રમોદની કેદની વાત સાંભળીને પાણી પાણી થઇ ગયું !

વિનોદ તેજ દિવસે અલ્લાહાબાદ જવા ઉપડી ગયો.

બીજે દહાડે વિનોદ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને બંગલે ગયો. આ મૅજિસ્ટ્રેટ સાહેબ વિનોદના શહેરમાં આગળ આવી ગયેલા હોવાથી વિનોદને પૂરી આશા હતી કે પ્રમોદચન્દ્ર વિનોદચન્દ્રનો પુત્ર છે એ સાંભળીને મૅજિસ્ટ્રેટ સાહેબ તરતજ પ્રમોદને છોડી દેશે. વિનોદે પોતાના નામનું કાર્ડ મૅજિસ્ટ્રેટ સાહેબને મોકલ્યું.

કાર્ડ જોતાંજ મૅજિસ્ટ્રેટ સાહેબે તેને બોલાવ્યો અને સત્કાર-પૂર્વક બેસાડી પૂછ્યું: "કેમ મિ. વિનોદચન્દ્ર ! આપ અહીં ક્યાંથી આવી પહોંચ્યા ?"

વિનોદ—આપની સેવામાં જ; કંઇક કામને માટે.

મૅજિસ્ટ્રેટ—બોલો.

વિનોદ—પરમદિવસ એમ. સી. કૉલેજના પ્રમોદચન્દ્ર નામના

વિદ્યાર્થીને પોલિસદ્વારા કેદ કરવામાં આવ્યો છે.

મૅજિસ્ટ્રેટ—હા, હા; તેની પાસેથી થોડાંક ફિતુરી પુસ્તકો નીકળ્યાં હતાં.

વિનોદ—ખેર, એ વાતની મને ખબર નથી. હું તો ફક્ત આપને એટલુંજ કહેવા આવ્યો છું કે તે મારો પુત્ર છે.

મૅજિસ્ટ્રેટ સાહેબ અચાનક ચોંકીને બોલી ઉઠ્યાઃ—આપનો પુત્ર ?

વિનોદ—હા, મારો પુત્ર.

મૅજિસ્ટ્રેટ—એતો બહુ આશ્ચર્યની વાત કહેવાય કે આપ આવા રાજ્યભક્ત છો અને આપનો પુત્ર એવો નીકળ્યો !

વિનોદ—શું કહું ? હું તો એને ઘણુંયે સમજાવતો પરન્તુ... પણ એતો ફક્ત સભા સોસાયટિઓમાં માત્ર જોવાને જ જતો. સરકારની વિરુદ્ધ કોઇ પણ વાત......

મૅજિસ્ટ્રેટ—પરન્તુ જે પુસ્તકો નીકળ્યાં છે તે પરથી તો એમ જણાય છે કે તે અધિક ગંભીર મામલાઓમાં ભાગ લેતો હોવો જોઇએ.

વિનોદ—હું એની સાબીતી શી રીતે આપું ? મને કાંઈ સુમજ પડતી નથી. કોઈ શત્રુએ હેરાન કરવાને માટે એમ કર્યું હશે.

મૅજિસ્ટ્રેટ—પરન્તુ કંઈ સાબીતી ન મળે ત્યાં સુધી એ વાત કેમ મનાય ?

વિનોદ—હા, એતો ખરૂંતો.

મૅજિસ્ટ્રેટ—આ વાત સાંભળીને મને બહુ દિલગીરી થાય છે અને આને માટે મારી આપ તરફ પૂરતી સહાનુભૂતિ છે.

મૅજિસ્ટ્રેટની આ વાત સાંભળીને વિનોદ ઉત્સાહિત થઇને બોલ્યોઃ—આપની એ લાગણી માટે હું અંતઃકરણપૂર્વક આપનો આભાર માનું છું; અને મને આશા છે કે આપ સાહેબ એ નાદાન બચ્ચાંને ક્ષમા......

મૅજિસ્ટ્રેટ—હું એવી રીતનું કંઇ વચન તો નથી આપી શકતો; પરન્તુ જો તે નિરપરાધી હશે તો નિરપરાધીજ ઠરાવવામાં આવશે.

× × × ×

યોગ્ય સમયે પ્રમોદચન્દ્રની બાબત હાથમાં લેવાઈ. તેની નિર્દોષતા સાબીત ન કરી શકાઇ. વિનોદચન્દ્રે બહુ બહુ મહેનત કરી; મૅજિસ્ટ્રેટ સાહેબને બહુ બહુ કાલાવાલા કર્યા; સરકારની આજ દિન સુધી કરેલી વફાદારીભરેલી પોતાની સેવાઓ ગણાવી; પરન્તુ મૅજિસ્ટ્રેટે પ્રમોદને ન છોડયો. એણે પ્રમોદને ફક્ત ત્રણુજ માસની સજા કરી અને વિનોદને કહ્યું:–"હું આને એક વર્ષથી ઓછી સજા ન કરત, પરંતુ તે આપનો પુત્ર છે; વળી આપ સરકારી નોકર છો અને આપે સરકારની વફાદારીભરી બહુ બહુ સેવાઓ બજાવી છે. આ સઘળું ધ્યાનમાં લઇનેજ મેં તેને ફક્ત ત્રણુ માસની સજા કરી છે."

(૪)

પ્રમોદને જેલમાં ગયે આજ બે મહિના અને ૭ દિવસ વીતી ગયા છે. તેના છૂટવા આડા ૨૫ દિવસ બાકી રહ્યા છે. જેમ જેમ પ્રમોદના છૂટવાના દિવસો નજીક આવતા જાય છે તેમ તેમ વિનોદની દિલગીરી ઓછી થતી જાય છે.

આ પ્રકારે વળી થોડા દિવસ વીતી ગયા. પ્રમોદને છૂટવાને હવે ફક્ત ૧૫ દિવસ બાકી રહ્યા છે. હવે તો વિનોદને મન એક એક દિવસ એક એક વર્ષ સમાન થઇ પડે છે.

આ રીતે વળી એક અઠવાડિયું વીત્યું; હવે તો ફક્ત સાતજ દિવસ બાકી રહ્યા ! વિનોદ પોતાના વહાલા પ્રમોદના ધ્યાનમાં બેઠો હતો. તે વિચારતો હતો કે આજથી બરાબર સાતમે દિવસે તો મારો એ પ્યારો પુત્ર છુટો થઇને આવશે. પરંતુ એટલામાં જ એક તાર

આવ્યો ! તાર અલ્લાહાબાદના જેલર તરફથી આવ્યો હતો તેમાં લખ્યું હતું કે ' ગઈકાલે કૉલેરાથી પ્રમોદનું મૃત્યુ થયું છે ! '

વિનોદચન્દ્રના હાથમાંથી તાર પડી ગયો. તે અચેત થઇ ભોંય પડ્યો !

વિનોદચન્દ્ર ત્રણ દિવસ સુધી અચેત અવસ્થામાં રહ્યો. વચમાં કોઇકોઇવાર ભાનમાં આવતાં ' પ્રમોદ–પ્રમોદ ' કહી બૂમો પાડતો અને એમ બોલતાં બોલતાં જ પાછો બેહોશ થઇ જતો. આ અવસ્થામાં તેણે એક સ્વપ્ન જોયું ! જાણે કે પ્રમોદ તેની પાસે આવ્યો છે. તેને જોતાંજ વિનોદ પાગલની માફક તેને ભેટી પડવા દોડ્યો, પરંતુ પ્રમોદ બાજુ પર હટી ગયો. વિનોદે કહ્યું:–"બેટા પ્રમોદ, તું અમને છોડીને ક્યાં જતો રહ્યો ?" પ્રમોદના મુખપર ગંભીરતા હતી. તેણે શુષ્કતાપૂર્વક ઉત્તર આપ્યો: "હું મારી ખુશીથી નથી ગયો. આપે મને દૂર કર્યો છે. આપે કોણ જાણે કેટલાયે નવયુવકોને જેલમાં મોકલ્યા અને જેલમાં જતા જોયા ! જે દુ:ખ આપને અત્યારે થાય છે એવું જ દુ:ખ એમનાં માતાપિતાને થતું હતું–અને હજુ થાય છે. આપે આપના પરમ મિત્ર ધીરેન્દ્રને પણ બચાવવાની તજવીજ ન કરી. આ સર્વ નિરપરાધીઓ ફક્ત આપની એક માત્ર જીભ હલાવવાથી જ છૂટી જઇ શકત; પરન્તુ આપ તો તમાશો જોતા હતા અને દૂર ઉભા ઉભા હસતા હતા ! એ પાપોનું જ આ પ્રાયશ્ચિત છે કે આપે મને ખોયો ! " આટલું કહીને પ્રમોદ અદૃશ્ય થઇ ગયો.

આ પછી વિનોદચન્દ્ર હોશમાં આવ્યો. ધીમેધીમે તે પોતાની અસલી હાલતમાં આવ્યો. સ્વસ્થ થયા પછી વિનોદચન્દ્રે પહેલું જ કામ નોકરીનું રાજીનામું આપી દેવાનું કર્યું.

ઘણાએ તેને કહ્યું કે "શામાટે રાજીનામું આપો છો ? તમે સરકારની બહુ સેવા કરી છે; અને થોડા માસ પછી તો તમને પેન્શન મળશે." પણ તેણે ન માન્યું.

આજ ધીરેન્દ્રને છૂટવાનો દિવસ છે. છૂટવાના સમય અગાઉ કેટલીયે વારથી વિનોદ જેલના દરવાજા આગળ ટેલી રહ્યો છે. વારંવાર તે જેલના દરવાજા તરફ બેચેનીથી જોયા કરે છે. એ પરથી સ્પષ્ટ જણાય છે કે ધીરેન્દ્રના નીકળવાની રાહ તે બહુ ઉત્સુકતાથી જુએ છે. જેલનો દરવાજો ઉઘડયો. ધીરેન્દ્ર બહાર નીકળ્યો. વિનોદ એકદમ દોડીને તેને ભેટી પડયો અને તેનાં ચરણોમાં પડીને તેણે ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા માંડયું.

ધીરેન્દ્ર વિસ્મત થઇને બોલ્યોઃ—"વિનોદ, તમે અહીં કયાંથી? તમારી આ શી દશા? તમે રૂઓ છો શા માટે?"

વિનોદચન્દ્ર રોતાં રોતાં બોલ્યોઃ—"ભાઈ, મારો અપરાધ ક્ષમા કરો. મારાં પાપનું ફલ મને મળ્યું છે."

ધીરેન્દ્ર—પણ શું થયું છે તે તો કહો?

વિનોદ—તમારૂં કથન પૂર્ણ થયું. પૂરી હકીકત તો નિરાંતે કહીશ. ટુંકામાં એટલું કે પ્રમોદને ખોઇને હું દેશસેવાનો મર્મ સમજ્યો છું. દેશસેવા માટે ઉચિત બલિદાન અપાયું; હવે હું બાકીનું જીવન દેશસેવામાં જ ગાળીશ.

ધીરેન્દ્રને આ સાંભળી એટલો તો ડૂમો ભરાયો કે તે કાંઇ બોલી જ ન શકયો; પરંતુ તેની આંખમાંથી વેગબંધ વહેતાં આંસુનાં પૂરે તેની સહૃદયતાની ખાત્રી કરી આપી.




('પ્રેમ પૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી.)

**મૂળ લેખકઃ શ્રીયુત પ્રેમચન્દ.**

(૧)

કાનપુર જિલ્લામાં પંડિત ભૃગુદત્ત નામના એક મોટા જમીનદાર હતા. મુન્શી સત્યનારાયણ તેના મુખ્ય મુનીમ હતા. તે એટલા તો સ્વામીભક્ત, પ્રમાણિક અને સચ્ચારિત્ર્યવાન પુરુષ હતા કે પુષ્કળ વહિવટ તેમને હાથે થવા છતાં તેમની નિયત જરાયે બગડતી ન હતી. તેમની કાળજીપૂર્વકની વ્યવસ્થાથી પંડિતજીની મિલ્કત દિન પ્રતિદિન વધતી જતી હતી. આવા કર્ત્તવ્યપરાયણ સેવકનું જેટલું સન્માન સામાન્ય રીતે હોવું જોઇએ તે કરતાં પણ અધિક રાખવામાં આવતું. સારા માઠા પ્રત્યેક પ્રસંગે પંડિતજી ઘણી ઉદારતાથી તેમને મદદ કરતા. ધીમેધીમે પંડિતજીનો વિશ્વાસ એટલો વધી ગયો કે તેમણે હિસાબ કિતાબ તપાસવાનું પણ છોડી દીધું. સંભવિત છે કે આખું જીવન આમ ને આમ વીતી જાત; પરંતુ પંડિતજીનું પ્રયાગના કુંભ મેળાની યાત્રાએ જવું થતાં ત્યાંજ તેમનું શરીર છૂટી ગયું.

હવે મુન્શી સત્યનારાયણનો અધિકાર વધી ગયો. એક હતભા-

ગિની વિધવા અને બે નાનાં નાનાં બાળકો સિવાય પંડિતજીના ઘરમાં બીજું કોઇ ન હતું. ઉત્તરક્રિયા ઇત્યાદિ સમાપ્ત થયા પછી પંડિતજીની વિધવાએ મુન્શીને બોલાવીને રડતાં રડતાં કહ્યું: “લાલા ! પંડિતજી તો અમને આ મધ્ય દરિયે મૂકી ચાલ્યા ગયા ! હવે આ સઘળી વ્યવસ્થા તમારી જ કરેલી હોવાથી સઘળું યંત્ર તમારા હાથમાંજ મૂકું છું. આ બાળકો તમારાં છે; તેને પોતાનાં ગણી પાળજો. જ્યાં સુધી પંડિતજી હતા ત્યાં સુધી એમણે તમને સગા ભાઈ સમાન ગણ્યા છે; અને મને વિશ્વાસ છે કે તમે તેવી જ રીતે ગણીને આ ભાર ઉપાડી લેશો.”

સત્યનારાયણે રડતાં રડતાં જવાબ દીધો: “ભાભી ! ભાઈ ચાલ્યા ગયા અને મારાં નશીબ ફૂટી ગયાં ! નહિતર તે મારી સંપૂર્ણ સંભાળ લેત. મેં તેમનું નિમક ખાધું છે; એ ખાઇને હું જીવ્યો છું. હું એમના કુટુંબની સેવા કરતાં કરતાં જ હું મરીશ. આપ કોઇપણ પ્રકારે ચિન્તા ન કરશો. જ્યાં લગી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આપની સેવા નહિ તજું.”

(૨)

આ બનાવ બન્યા પછી ઘણાં વર્ષો સુધી મુન્શીજીએ જાગીર અને માલમિલ્કતની સંભાળપૂર્વક વ્યવસ્થા કરી. તે પોતાના કામમાં એટલા તો કાબેલ હતા કે કદિ એક કોડીની પણ ભૂલ જણાતી ન હતી. આખા જિલ્લામાં તેમનું સન્માન વધી પડયું. લોકો પંડિતજીને ભૂલી ગયા ! દરબારો અને કમિટિઓમાં પણ ત્યારે તેઓજ હાજરી આપતા અને જિલ્લાના અધિકારીઓ તેમને જ જાગીરદાર સમજતા.

પરંતુ માનવૃદ્ધિ એ બહુ મોંઘી ચીજ છે; અને બીજી સ્ત્રીઓની માફક ભાનુકુંવર (પંડિતજીની વિધવા) ને પણ પૈસો બહુ જ વહાલો

હતો. તે મનુષ્યની મનોવૃત્તિઓથી પરિચિત ન હતી. પંડિતજી પોતાની હયાતીમાં જ્યારે ને ત્યારે, સારે નરસે અવસરે, અવાર નવાર લાલાજી-ને ઇનામ અકરામ આપતા રહેતા. તે જાણતા હતા કે જ્ઞાન પછી, પ્રમાણિકપણાનો બીજો સ્તંભ આપણી સુદશા છે. આ સિવાય પંડિતજી વખતોવખત કાગળો અને હિસાબપર પણ પોતાની સૂક્ષ્મ નજર ફેરવી જતા હતા. કહેવાય તો એમજ કે પંડિતજી માત્ર સહીજ કરે છે, પરંતુ એમ બિલાડાં ખેંચવાથી પણ કેટલીકવાર મોટી ભૂલો સુધરી જતી વા અટકી જતી. પ્રમાણિકપણાનો સૌથી મોટો શત્રુ ' તક ' છે; માત્ર દૈવી મનુષ્યોજ તક મળવા છતાં અપ્રમાણિક નથી થતા. આ અનુભવીઓનાં રહસ્ય ભાનુકુંવર સમજતી ન હતી. પરિણામે 'ધનાભાવ' અને ' તક ' જેવા પ્રબલ શત્રુઓના હાથમાંથી મુન્શીજીનું પ્રમાણિકપણું ટકી રહેવું મુશ્કેલ થઇ પડયું.

કાનપુરની પડોશમાં જ, બરોબર ગંગાના કિનારાપર એક ઘણું આબાદ અને સારી ઉપજવાળું ગામ હતું. પંડિતજી જીવતા હતા ત્યારે તેમનો વિચાર આ ગામ ખરીદ કરીને, નદી કિનારે એક પાકો ઘાટ, મંન્દર, બાગ અને મકાન ઇત્યાદિ બંધાવવાનો હતો; પરંતુ તેમની આ અભિલાષા પૂરી થયા પહેલાંજ તેમનું અવસાન થયું. સંયોગવશાત એ ગામ હવે વેચાવા લાગ્યું.

મુન્શીજીએ આ સમાચાર કચેરીમાં સાંભળ્યા અને તેમને એ ખરીદ કરી લેવાની ચટપટી લાગી. બન્ને બાજુવાળાને ગરજ હતી તેથી સોદો પતી જતાં વાર ન લાગી. દસ્તાવેજ તૈયાર થઈ ગયો. રૂપિયા હાજર ન હતા, પરંતુ બજારમાં શાખ હતી. એક શેઠને ત્યાંથી રૂા. ૩૦૦૦૦) ત્રીસ હજાર મંગાવીને આપી દેવામાં આવ્યા. કામ-કાજમાં સુગમતા પડે એ ખાતર મુન્શીજીએ આ સઘળું—દસ્તા-વેજ વગેરે—લખાણ પોતાનાજ નામનું કર્યું. પંડિતજીના પુત્રો

હજી ઉમરલાયક ન હોવાથી તેમના નામપર લખાવવામાં કેટલીક ઢીલ અને તરખડ થઈ પડે એમ હતું અને તેથી કદાચ આ સોદો છટકી જાય એમ હતો. આનંદમાં મગ્ન થતા મુન્શીજી દસ્તાવેજ લઇને ભાનુકુંવર પાસે આવ્યા; અને પડદા આડેથી આ શુભ સમાચાર તેને સંભળાવ્યા. ભાનુકુંવરે સજળ નેત્રે તેમનો અત્યંત આભાર માન્યો અને પંડિતજીની ભાવના પૂરી કરવા તથા તેમનું નામ અમર રાખવા માટે તેમનાજ નામથી તે ગામમાં એક મંદિર અને ઘાટ બંધાવવાનો વિચાર પણ પાકો થઇ ગયો.

બીજેજ દિવસે મુન્શીજી એ ગામમાં ગયા. ગામલોકો નવા ગામધણી આગળ નજરાણાં લઈ હાજર થયા. ગામના લોકોએ ઉત્સવ ઉજવ્યો; સર્વેએ નાવમાં બેસીને ગંગાનદીમાં ખૂબ સહેલ કરી. મંદિર આદિ બનાવવા માટે વસ્તીથી અલગ એક રમણીય સ્થાન પસંદ કરવામાં આવ્યું.

( ૩ )

પોતાના નામપર ગામ ખરીદતી વખતે જોકે મુન્શીજીના મનમાં જરાપણ કપટભાવ ન હતો, પરંતુ થોડાજ વખતમાં તેનાં અંકુર ફૂટયાં અને ધીરે ધીરે વધવા લાગ્યાં. મુન્શીજી આ ગામની આવક–ખર્ચનો હિસાબ જૂદોજ રાખતા ચાલ્યા ! એ બાબતની કાંઇપણ હકીકત તેણે પોતાની શેઠાણીને જણાવી નહિ. ભાનુકુંવરને તો કશો સંશય આવે તેમજ ન હતું. પરંતુ બીજા મુનીમ, કારકુન ઇત્યાદિ તરફથી ઉપલી વાતો સાંભળી તેના મનમાં શંકા ઉપજી કે રખને મુન્શીજી દગો દે ! પરંતુ કદાચ અદેખાઇથી મુન્શીજીની આબરૂને ધોકો પહોંચાડવા સારૂજ આવી વાતો બનાવવામાં આવતી હશે એમ ધારીને તે આ વાત એણે વધારે ચુંથી નહિ.

આમ કેટલાંક વર્ષો વીતી ગયાં. હવે તો કપટના અંકુરે

મુન્શીજીના હૃદયમાં ઝાડનું સ્વરૂપ લીધું હતું. ભાનુકુંવરને પણ મુન્શીજી માટે વધારે ને વધારે વહેમ પડવા લાગ્યો. અહીં મુન્શીજી તો એમજ સમજતા કે કાયદાએ નીતિપર વિજય મેળવ્યો છે; અને તેથી તેમણે પોતાના મનમાં નિર્ણય કરી દીધો કે "ગામ મારૂં છે. હું ભાનુ-કુંવરનો ૩૦ હજારનો ઋણી તો અવશ્ય છું જ. તે બહુ બહુ કરશે તો એના રૂપિયા માગશે. બીજું શું કરી શકે એમ છે?"

બીજી બાજુ ભાનુકુંવર, આ કપટ પ્રકટ કરવા સારૂ કોઇ યોગ્ય તકની રાહ જોઈ રહી હતી. આખરે એક દિવસ તેણે સાહસ કરીને મુન્શીજીને અંદર બોલાવ્યા અને કહ્યું: "લાલાજી! આપણે પેલું ગામ ખરીદ્યું છે તેમાં મંદિર ચણાવવાનું કામ હવે ક્યારે શરૂ કરીશું? એ વાતમાં ને વાતમાં આઠ વર્ષ તો વીતી ગયાં. હવે તો કંઇક કામ શરૂ થાય તો ઠીક; આ જીંદગીનું કાંઇ ઠેકાણું નથી. ક્ષણભંગુર જીવનમાં તો જે કર્યું તે કામ!"

આવી રીતે આ વિષય ઘણીજ ચતુરાઇથી ભાનુકુંવરે ઉપા-ડ્યો. મુન્શીજી પણ મનમાં ને મનમાં તેની ચતુરાઇનાં વખાણ કરવા લાગ્યા; આખરે કંઇક વિચાર કરીને એ બોલ્યા: "મારો યે વિચાર તો બહુ વાર થયો, પણ એને લાયકની મોકાસર જમીન ક્યાંય નથી મળતી. ગંગાતટપરની સઘળી જમીન જુદાજુદા લોકોના કબજામાં છે; અને એ લોકો તે આપવાને રાજી નથી."

ભાનુકુંવર—આ વાતની તો મને આજ ખબર પડે છે. આજ આઠ આઠ વર્ષ થયાં, પણ આપે આ ગામની બાબતમાં ભૂલેચુકે પણ કંઇ વાત નથી કાઢી! શું આવક છે? શું ખર્ચ છે? તેની વ્યવસ્થા કેમ ચાલે છે? ગામ કેવુંક છે? આ બાબતની તો મને કંઇ ખબરજ નથી પડી! જે કરો છો તે આપ જાતે એકલા જ કરો છો! મને કંઇક તો ખબર પડવી જોઇએ ને?

મુન્શીજી ચેતી ગયા. તેમણે વિચાર્યું કે આ ચતુર સ્ત્રીની સાથે વધુ સમય કપટબાજી ખેલવામાં બહુ મુશ્કેલી છે. જો આપણે ગામ લઇજ લેવું છે તો હવે બ્હીક શાની ? તેમણે બેધડક જવાબ આપ્યો: "આપને એની સાથે કંઇ લાગતું વળગતું ન હોવાથી એ બાબતમાં આપને નાહક તસ્દી આપવાનું મને ઉચિત ન લાગ્યું."

ભાનુકુંવરના હૃદયમાં જાણે વજ્રાઘાત થયો ! તે એકદમ પડદા આડેથી બહાર આવી અને પોતાનાં ક્રોધી નયનનાં તેજસ્વી કિરણ મુન્શીજીની આંખપર નાખતી બોલી: "આપ આ શું કહો છો ? આપે ગામ મારે માટે ખરીદ્યું હતું કે આપને માટે ? રૂપિયા મેં આપ્યા કે આપે ? અને એનાપર આજદિન સુધી જે ખર્ચ થયું તે મારૂં ગયું કે આપનું ? હું નથી સમજી શકતી કે આપ આ કેવી વાત કરો છો !"

મુન્શીજીએ સાવધાનીથી ઠંડે પેટે ઉત્તર આપ્યો: "આપ એ તો જાણો છો ને કે ગામ મારા નામથી ખરીદાયું છે ! રૂપિયા જરૂર આપે આપ્યા છે; અને હું આપનો એટલો દેવાદાર છું. હવે બાકી રહી આવક–ખર્ચની વાત ! એ બાબતનું સઘળું ખર્ચ હમેશાં મેં મારી પાસેથી જ કર્યું છે અને હિસાબ પણ મારો અલગ જ છે."

ભાનુકુંવર ક્રોધથી કંપતી કંપતી બોલી: "આ કપટનું ફળ આપને અવશ્ય મળવાનું જ. આટલી નિર્દયતાથી મારાં બાલકોની ગરદનપર ઇશ્વર આપને છરી નહિ ફેરવવા દે. મને ખબર ન હતી કે આપના હૃદયમાં આ છરી છુપાવેલી હતી, નહિતર આ દહાડો જોવા વખત ન આવત. હવે આજથી આપે મારાં નાણાં કે હિસાબ કિતાબ કોઈ પણ ચીજને અડકવું પણ નહિ; આપ સીધાવો ! એકાન્તમાં જઇને જરા ઉંડો વિચાર કરજો. પાપથી કોઇનું ભલું નથી થયું. તમે તમારા મનમાં સમજતા હશો કે આ બાલકો અનાથ

છે, એટલે એમની સંપત્તિ હજમ કરી લઇશ! પણ હજી મને નહિ ઓળખતા હો."

આટલું કહીને ભાનુકુંવર પાછી પડદાની આડમાં આવી બેઠી અને રોવા લાગી. સ્ત્રીઓનો એ સ્વભાવજ હોય છે. ક્રોધ પછી કોઇ ને કોઈ બહાને તેમને રોયા વિના નથી ચાલતું! લાલા સાહેબને કાંઇપણ જવાબ ન સૂઝયો. ત્યાંથી તે ઉઠીને બહાર ઑફિસમાં આવ્યા અને કંઇક કાગળિયાં શીંદવા તથા ઉલટપાલટ કરવા લાગ્યા. પરંતુ ભાનુકુંવર પણ તેમની પાછળ પાછળ ઑફિસમાં આવી અને ભભૂકી ઉઠી: "ખબરદાર! મારા એક પણ કાગળને ન અડતા; નહિતર જોયા જેવી થશે!"

મુન્શીજી કાગળિયાંમાં કંઇક ગોટાળો કરવા ઇચ્છતા હતા, પરંતુ હવે તે નિરૂપાય થઈ ગયા. તેમણે તીજોરીની કુંચી ફેંકી દીધી; ચોપડા ફેંકી દીધા; ધડાકાની સાથે કપાટ બંધ કરી દીધું અને પવનની માફક ચુપકીદીથી બહાર નીકળી ગયા!

બીજા મુનિમોએ જ્યારે આ હકીકત સાંભળી ત્યારે તેમના હરખનો પાર ન રહ્યો. મુન્શીજી આગળ તેમનું કંઈ ચાલતું ન હતું. ભાનુકુંવરની પાસે આવીને હવે એ લોકો આગપર તેલ છાંટવા લાગ્યા. બધા આ બાબતમાં તો એકમત હતાજ કે મુન્શી સત્યનારાયણે વિશ્વાસઘાત કર્યો છે.

બન્ને બાજુથી મુકદ્દમો ચલાવવાની તૈયારીઓ ચાલવા લાગી. એક તરફ ન્યાયનું શરીર હતું; બીજી બાજુએ ન્યાયનો આત્મા. પ્રકૃતિએ પુરુષ સાથે લડવાનું સાહસ ખેડયું હતું.

ભાનુકુંવરે લાલા છક્કનલાલને પૂછયું કે આપણો વકીલ કોણ છે? છક્કનલાલે આમતેમ જોઇને કહ્યું: "આપણા વકીલ તો શેઠજી છે, પણ સત્યનારાયણે પહેલેથીજ એની સાથે એક ગાંઠ કરી હશે.

આ મુકદ્દમા માટે તો કોઇ હુશિયાર વકીલની જરૂર છે. આજકાલ મહેન્દ્ર બાબુ બહુ હુશિયાર ગણાય છે. જાણે ન્યાયાધીશની કલમજ પકડી લે છે! બોલે છે તો જાણે મોટરગાડી છૂટી! અરે બાઇ સાહેબ! શું વાત કરૂં? કેટલાયે લોકોને એમણે ફાંસીએથી છોડાવ્યા છે! એમની સામે કોઇ વકીલ એક શબ્દ પણ બોલી શકતો નથી. આપની ઇચ્છા હોય તો એમને આપણા મુકદ્દમા માટે રોકીએ."

છક્કનલાલની આ અતિશયોક્તિએ સંશય પેદા કર્યો. ભાનુકુંવર બોલી: "નાહ, પ્રથમ શેઠજીને પૂછવું જોઈએ. પછી જોઇ લઇશું. જરા તમે એમને બોલાવી લાવો."

છક્કનલાલ પોતાના નશીબને દોષ દેતા દેતા શેઠજી વકીલ પાસે પહોંચ્યા. શેઠજી પંડિત ભૃગુદત્તનું કાયદાસંબંધી સઘળું કામ જીવન-કાલથી કરી રહ્યા હતા; તેથી મુકદ્દમાનું નામ પડતાંજ ઝપ દઇને ઉભા થઇ ગયા! સત્યનારાયણને તે બહુ પ્રમાણિક માણસ સમજતા હતા. તેનું આવું કપટ સાંભળી તેમને બહુ ખેદ થયો. તે સપાટા-બંધ ભાનુકુંવર પાસે આવ્યા. ભાનુકુંવરે પોતાની વિપત્તિની કથા રોતાં રોતાં કહી સંભળાવી અને પછી પોતાનાં બન્ને બાળકો તેની સન્મુખ ધરીને બોલી: "આપ આ અનાથોની રક્ષા કરજો; એ હું આપને સોંપું છું." વકીલે પ્રથમ તો સલાહ-સમજુતી કરવાની વાત છેડીને કહ્યું: "આમ અંદર અંદર લડવું એ સારૂં નથી."

ભાનુકુંવર—અન્યાયીની સાથે તો લડવું જ સારૂં છે.

વકીલ—પણ આપણો પક્ષ નિર્બળ છે.

ભાનુકુંવર ફરીથી પડદાની બહાર આવી અને વિસ્મિત થઇને બોલી: "શું કહ્યું? આપણો પક્ષ નિર્બળ છે? આખી દુનિયા જાણે છે કે ગામ મારૂં છે. જોઉં તો ખરી કે મારી પાસેથી લેવાની કોની તાકાત છે! આપ પ્રથમ સઘળાં કાગળિયાં જોઇ જાઓ.

આપની મહેનત નિષ્ફળ નહિ જવા દઉં. સત્યનારાયણની નિયત પહેલાં ખરાબ ન હતી. જુઓ તો ખરા કે જે મિતિએ ગામ ખરીદ કરવામાં આવ્યું છે એ મિતિમાં ક્યાંય ત્રીશ હજારનું ખર્ચ ચડાવ્યું છે? જો તેણે એ ત્રીશ હજાર રૂપિયા પોતાના નામપર ઉધાર લીધા હોય તો વાર્ષિક વ્યાજ ચૂકવ્યું છે કે નહિ?"

શેઠજી સમજી ગયા કે પતાવટ સમજાવટથી ઉકેલ આવે તેમ નથી. કાગળિયાં તથા ચોપડા જોવાજ જોઇશે. મુકદ્દમો ચલાવવાની તૈયારીઓ થવા લાગી.

( ૪ )

મુન્શી સત્યનારાયણ ખસિયાણા પડી ઘેર ગયા. છોકરાએ ખાવાનું માગ્યું, તેને માર્યો! સ્ત્રીને ધમકાવી કે તેં શામાટે છોકરાને મારી પાસે આવવા દીધો! પોતાની વૃદ્ધ માતાને ગુસ્સામાં કહ્યું કે "તમને એટલી પણ સૂઝ નથી પડતી કે જરા છોકરાને રમાડીએ! એક તો હું આખા દહાડાનો થાક્યો પાક્યો ઘેર આવું અને વળી પાછો છોકરાને રમાડવા બેસું! મારે તે કંઈ દુનિયામાં બીજા કામ-ધંધા હશે કે નહિ હોય?" ઘરમાં આમ ચારે તરફ તોફાન મચાવીને પછી એક જગાએ બેસીને વિચાર કરવા લાગ્યા: "હવે રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું? હું ધારત તો ચોપડા બધા નવા બનાવી શકત, કે જેમાં આ ગામ કે રૂપિયા બાબતની કંઇયે હકીકત ન હોત. પણ શું ખબર કે એ ચુડેલ આટલી હદ સુધી મારી સાથે વર્તશે અને કાગળિયાંને હાથ સરખોયે નહિ અડાડવા દે!"

છેવટે મુન્શીજીએ નક્કી કર્યું કે કોઈ પણ રીતે એ કાગળિયાં ચોરી લાવી ગુમ કરવાં જોઇએ. એ કામ છે તો બહુ જોખમનું, પરંતુ ગમે તે પ્રકારે કર્યા વિના છુટકો નથી.

ખરાબ વિચારોને એકવાર નમતું આપ્યા પછી તેને દૂર કરવા

એ બહુ કઠિન કામ છે. પાપનદીના ઉંડા જળમાં એકવાર ફસાયા પછી પ્રતિ ક્ષણે નીચેજ ગયા સમજવા.

( ૫ )

રાતના દશ વાગી ગયા હતા. મુન્શી સત્યનારાયણ કુંચીઓ વાળાને ત્યાંથી કેટલીક કુંચીઓ મેળવી તેનો ઝુડો ગજવામાં સંતાડી છાનામાના ઘરમાંથી બહાર નીકળ્યા. બારણા આગળ જ કોઈક બેઠેલું જોઈને ચમક્યા! બ્હીકથી છાતી ધડકવા લાગી! પગલાં અટકી ગયાં! પરંતુ ધ્યાનથી જોયું તો એ તો પોતાનાજ વિચારમાં બેઠો હતો. જાણ્યું કે કંઇ હરકત નથી. હવે કંઇક હિંમત આવી અને આગળ વધ્યા. ચાલતાં ચાલતાં મનને સમજાવવા માંડ્યું કે હું કેવો ડરપોક છું? મારા પોતાના બારણા આગળ તે વળી કોની બ્હીક હોય? હું તો મારે રસ્તે ચાલ્યો જાઉં છું. કોઇ આડી નજરે ઝાંખીને જોતું પણ નથી. જો કોઈ ચોરી કરતાં જુએ—પકડે તો તો બ્હીવાની વાત ખરી, પરંતુ એ વખતે પણ બચાવની યુક્તિ શોધતાં શી વાર? હોઠ સાજા તો ઉત્તર ઝાઝા!

અકસ્માત તેમણે ભાનુકુંવરના એક ચપરાસીને સામો આવતો જોયો! કલેજું ધડકી ઉઠ્યું! લપાઇને એક અંધારી ગલીમાં ઘુસી ગયા! કેટલીકવાર ત્યાં ઉભા રહ્યા! અને પેલો ચપરાસી આંખથી દૂર ગયો ત્યારેજ સડકપર આવ્યા. એજ ચપરાસી આજ સવાર સુધી એમનો ગુલામ હતો! એને કેટલીયે ગાળો દીધી હતી; લાત મારી હતી; પણ અત્યારે એને જોતાં જ જીવ સુકાઇ ગયો!

વળી એમણે તર્કનું શરણુ લીધું: “હું તે કંઇ ગાંડો થયો છું કે શું? આ ચપરાશીથી આટલો બ્હીનો? ધારો કે એણે મને જોયો હોત તો એ શું કરી નાખત? રસ્તા ઉપર તો હજારો માણસો ચાલે છે; એમ હું પણ ચાલું છું. એ તે શું અંતર્યામી થઇ ગયો

કે મારા મનમાં શું છે તે જાણી શકે! ઉલટું, મને જોઇને એ અદબથી સલામ કરત અને ત્યાંની કંઇક હકીકતની પણ ખબર પડત ! પણ હું કેવો ! એને મ્હોડું સરખું યે ન બતાવી શકયો ! આમ મનને સમજાવીને એમણે આગળ ચાલવા માંડયું. સાચું છે કે પાપના પંજામાં ફસાયેલું મન પાકી ગયેલા પાંદડા જેવું છે. જરા સરખો પવન લાગતાંજ એ નીચે ખરી પડે છે.

મુન્શીજી બજારમાં આવ્યા. ઘણીખરી દુકાનો બંધ થઇ ગઇ હતી. રસ્તાપર રખડતાં ઢોર બેઠાં બેઠાં વાગોળતાં હતાં. કોઇ કોઇ હલવાઇની દુકાન ઉઘાડી હતી. સઘળા હલવાઈ મુન્શીજીને ઓળખતા હોવાથી મુન્શીજીએ માથું નીચું નમાવી દીધું; ચાલ પણ બદલી અને લપાઇને ચાલવા માંડયું. એકાએક સામેથી તેમણે એક ગાડી આવતી જોઇ. એ ગાડી શેઠ વલ્લભદાસ વકીલની હતી. એજ ગાડીમાં બેસીને મુન્શીજી હજારોવાર વકીલ સાથે કચેરીમાં ગયા હતા. પરંતુ આજ એ ગાડી જાણે સાક્ષાત યમરાજા સામા આવતા હોય એવી લાગી ! એકદમ તે એક બંધ કરેલી દુકાનના ઓટલાપર ચ્હડી ગયા. ત્યાં એક સાંઢ બેઠો હતો. તેના મનમાં આવ્યું કે મુન્શીજી મને મારવા આવ્યા ! એટલે એણે તો માથું નીચું નમાવી ફુંફાડા મારવા માંડયા અને ઉભો થઈ ગયો ! પરંતુ એટલામાં તો ગાડી પસાર થઇ ગઈ અને મુન્શીજીના જીવમાં જીવ આવ્યો. સારૂં થયું કે વકીલે મને જોયો નહિ; નહિતો મને જોઇને જ એ બધી હકીકત પામી જાત !

થોડું એક આગળ ચાલ્યા પછી મુન્શીજી એક ગલીમાં વળ્યા. એ ભાનુકુંવરના ઘરનો રસ્તો હતો. એક ઝાંખું ફાનસ દરવાજા આગળ બળી રહ્યું હતું. મુન્શીજીના અનુમાન મુજબ પહેરેગીરનો પત્તો ન હતો ! તબેલામાં ભંગીઓની એક ટોળી ભજન ગઈ રહી હતી તેનો અવાજ સંભળાતો હતો. બન્ને પહેરેગીર ત્યાં ભજન સાંભળવા ગયા હતા !

મુન્શીજી દબાતે પગલે ફાનસની નજીક ગયા અને બિલાડી ઉંદરપર જેમ સફાઇથી તરાપ મારે એમ ફાનસ ઠારી નાખ્યું. લડાઇનો એક ભાગ તો જીતાયો ! આ કામને એ જેટલું મુશ્કેલ સમજતા હતા એટલું તેમને એ અત્યારે ન લાગ્યું ! હૃદય કંઇક મજબૂત–દઢ થયું. દફતરખાનાના બારણા આગળ પહોંચ્યા. કાન માંડીને થોડી વાર સુધી શાંતિથી સાંભળ્યા કર્યું. ચારે તરફ શાન્તિ હતી. ફક્ત દૂરથી ભજનનો અવાજ સંભળાતો હતો.

દફતરખાનાના દરવાજાપર એજ જૂનું તાળું વાસેલું હતું. એની કુંચી એ આજે બજારમાંથી બહુ શોધ કરીને ખરીદી લાવ્યા હતા. તાળું ઉઘડયું. કમાડે પણ આજે બહુજ ધીમેથી અવાજ કર્યો. મુન્શીજી દફતરખાનામાં દાખલ થયા. અંદર દીવો બળી રહ્યો હતો. મુન્શીજીને જોઇને જાણે કે એ તેમને અંદર આવતાં રોકતો હોય એમ જરાક એની જ્યોત થડકી. મુન્શીજીના પગ થરથર કંપી રહ્યા હતા. પગની એડીઓ જાણે જમીનપરથી ઉછળી રહી હતી ! કેમ જાણે પાપનો બોજો તેમનાથી સહન થતો ન હોય !

એક પળભર મુન્શીજીએ આમ તેમ ચોપડા ઉલટાવ્યા. એ લખાણ તો એમની આંખોમાંજ તરી રહ્યું હતું ! જરૂરી કાગળિયાં ચોપડાઓમાંથી ફાડી લેવા જેટલો અવકાશ ન હતો. તેમણે સઘળા ચોપડા એકઠા કરીને એક ગાંસડી બાંધી. ધનુષ્યમાંથી બાણ છૂટે એમ તે ઓરડામાંથી બ્હાર આવ્યા અને ગાંસડી માથે ઉચકી અંધારી ગલીમાં ગેબ થઇ ગયા !

સાંકડી, અંધારી, દુર્ગંધીથી ભરેલી, કીચડવાળી ગલીઓમાં થઇને, ઉઘાડે પગે, સ્વાર્થ, લોભ અને કપટનો બોજો માથાપર ઉચકીને એ ઝપાટાબંધ રસ્તો કાપી રહ્યા હતા. જાણે પાપમય આત્મા નર્કની ગલીઓમાં ચાલતો હોય નહિ !

લાંબો રસ્તો કાપ્યા પછી ગંગા કિનારો આવી પહોંચ્યો. મુન્શીજીએ પોતાનું પોટલું ઉતાર્યું; અને તેને એક ચાદરમાં મજબૂત બાંધીને ખૂબ જોરથી, બન્યું તેટલું આઘે નદીમાં ફેંકી દીધું! નદીના શાંત જળમાં કંઇક હલચલ થઇ; ફરી પાછી શાન્તિ ફેલાઈ રહી!

( ૬ )

મુન્શી સત્યનારાયણની માતા અને પત્ની બન્ને અશિક્ષિત હતી. સારાં સારાં કપડાં, મોજાં યા બુટ સપાટ તેઓ પહેરતી ન હતી; કે નહોતું તે બેમાંથી એકેક્યને હારમૉનિયમ વગાડતાં કે ગાતાં આવડતું. હેરપિન, બ્રુચેઝ, લૉકેટ, ઇત્યાદિ ચીજો કે જેને કેળવાયેલી–સુધરેલી સ્ત્રીઓ બહુજ ઉપયોગી વસ્તુઓ માને છે તેનાં તો એમણે નામ સરખાંયે સાંભળ્યાં ન હતાં! વહુમાં અંગ્રેજી ભણેલીઓના જેવું જરાપણ આત્મ સન્માન ન હતું; અને સાસુમાં નહોતું આત્મગૌરવ! તેમનામાં માત્ર વંશપરંપરાથી ઉતરી આવેલ કેટલાંક વ્રત અને ધર્મ નીતિની જૂની પુરાણી કહેવાતી માન્યતાઓ જ હતી. એક પૈસાનો પણ ખપ હોય તો વહુ સાસુ પાસે માગતી! અને સાસુ પોતાની વહુને દીકરી સમાન ગણીને તેના યોગ ક્ષેમની દરેક રીતે સંભાળ લેતી. આમ આ બિચારી (!) બંને જણીઓ હાલની સુધરેલી સ્ત્રીઓના હક અધિકારથી અજ્ઞાત હોઇને પોતાનું સાદું જીવન સંતોષથી ગાળ્યા કરતી હતી.

( ૭ )

મુન્શીજીએ મા પાસે જઇને કહ્યું:–"મા! હવે શું થશે? ભાનુકુંવરે તો મને રજા આપી!"

માતાએ ગભરાઇને પૂછ્યું: "રજા આપી?"

મુન્શીજી–હા, તદ્દન બેકસૂર!

માતા—પણ થયું શું? ભાનુકુવરનો સ્વભાવ એવો તો નથી!

મુન્શીજી—વાત તો કંઇયે ન હતી. મેં જે ગામ આપણા નામથી લીધું હતું તે મેં મારા અધિકારમાં લઈ લીધું. એ બાબતની સ્પષ્ટ વાત કાલે મારે એમની સાથે થઇ. મેં કહ્યું કે એ ગામ મારૂં છે; મેં મારા નામથી લીધું છે. તેમાં તમારૂં કંઇ પણ લાગતું વળગતું નથી. બસ આટલું કહેતામાં તો એ બદલાઇ ઉઠી અને મોંમાં આવ્યું એમ આડું અવળું ભરડવા મંડી. મને એજ વખતે કહાડી મૂકયો અને ધમકાવીને કહ્યું: 'હું તારાપર દાવો બાંધીશ અને મારૂં ગામ લીધે છૂટકો કરીશ!' હવે મારાપર એ બાબતનો મુકદ્દમો ચાલવાનો છે. પણ એથી થવાનું શું હતું? ગામ તો મારૂં છે જ. એક તો શું પણ હજાર મુકદ્દમા ચલાવે તોયે એ મારો વાળ વાંકો કરી શકે એમ નથી.

માતા વહુની તરફ કંઇક ભેદભરેલી નજરે જોઇને બોલી: "કેમ ભાઇ! એ ગામ તો તેં એના વાસ્તે અને એનાજ રૂપિયાથી ખરીદ્યું'તું ને?"

મુન્શીજી—એ તો લીધું'તું ત્યારે લીધું'તું. એવું આબાદ અને માલદાર ગામ કંઈ એમ હાથમાંથી જવા દેવાય નહિ. એ મને કંઇપણ કરી શકે એમ નથી. એ મારી પાસેથી રૂપિયા પણ માગી શકે એમ નથી. એને દોઢસો ગામ તો છે; તોયે હજુ લોભ પૂરો થતો નથી.

માતા—બેટા, કોઇને ઘેર પૈસો વધારે હોય તે કંઈ ઓછોજ ફેંકી દે છે? તેં તારી નિયત બગાડી એ સારૂં કામ નથી કર્યું. દુનિયા તને શું કહેશે? દુનિયા કહે કે ન કહે, પણ તું જેના હાથમાં મોટો થયો અને જેનું લુણ આજ દિન સુધી ખાધું એને હવે દગો દેવા બેઠો! પરમેશ્વરે તને શું નથી આપ્યું? આનન્દથી ખાય છે પીએ છે; પરમેશ્વરનો આપ્યો ઘરમાં ચાર પૈસાનો જીવ છે; બાલબચ્ચાં છે. બીજું તારે શું જોઇએ? મારૂં કહેવું માન અને કાળી

ટીલી હાથે કરીને ન લે. ઘરમાં બરકત તો આપણા પરસેવાના પૈસાથી જ થાય છે. હરામની એક કોડી પણ ઘરમાં પેઠી એટલે એ આખા ઘરનો નાશ કરી નાખે છે.

મુન્શીજી–ઉંહ, એવી વાતો તો બધી બહુયે સાંભળી નાખી છે! જ્યાં સુધી પંડિતજી હતા ત્યાં સુધી મારી નિયતની–મારા પ્રમાણિકપણાની કિંમત થતી હતી. એ સમયે મારે આવી રીતે આંખમાં ધૂળ નાખવાની જરૂર પડતી ન હતી. એ એમની મેળે સમજીનેજ મારી કદર કરતા. એમને મરી ગયે આજ આઠ આઠ વર્ષ થયાં; એ અરસામાં મેં મારા આ હાથે એને હજારો રૂપિયાનો ફાયદો કરાવી આપ્યો છે, પણ કસમ ખાવા પાનસોપારીની પણ એક પાઇ સરખી મને આપી નથી. એને શું એટલી સમજણ પણ નહિ હોય, કે આ બિચારો આટલી ઈમાનદારીથી મહેનત કરે છે તો બદલામાં એને કંઇક પણ મળવું તો જોઇએ જ! હવે આ અવસર આટલે દહાડે હાથમાં આવ્યો છે તે કેમ ચૂકું ?

હાલની સુધરેલી ટચાક સ્ત્રીઓને મન જંગલી જેવી અને દયાપાત્ર લાગે એવી, પરંતુ વાસ્તવમાં સાદાઇ અને સદ્‌ગુણયુક્ત આ આર્યમાતાની આંખમાં આ સાંભળીને આંસુ ભરાઈ આવ્યાં. તે બોલીઃ "બેટા, મેં આવી વાત કદિપણ તારે મ્હોડે નહોતી સાંભળી! તને શું થઇ ગયું છે ? બેટા! ભગવાન બધું જ જુએ છે. વળી તારે હજુ નાનાં નાનાં છોકરાં છે. તારા બાપનું નામ હજી પણ ગામના લોક સંભાર્યા કરે છે. એવાનો દીકરો થઇને આવું કામ ન કરીશ. આગમાં હાથ નાખવા જેવું આ કામ છે. મરનારનું નામ બોળાશે ને મારાથી પણ લોકોમાં મ્હોં બતાવાશે નહિ.

ભપકા અને ભણતર વગરની વહુએ પણ સાસુની તરફ જોઇને કહ્યું: "આપણે એવું હરામનું ધન જોઇતું નથી. જાર બાજરીનો રોટલો

મળે છે તેજ આપણે તો ભલો ! પૈસાદાર ભલે ન થવાય પણ ધરમ તો નહિ જાય ! સાદા રોટલાથી ને સંપથી આપણે કેટલાં બધાં સુખી છીએ ! બળ્યો એવો પૈસો. આબરૂ જાય ને નરકમાં જવું પડે એવું ધન આપણે નથી જોઇતું.

મુન્શીજી—બહુ સારૂં; તમે ભલે જાર બાજરીના જ રોટલા ખાજો અને ગજી–ખાદીનાંજ કપડાં પહેરજો. મને તો હવે શીરો પૂરી ખાવાની ઇચ્છા છે. હું તો મારી મરજી પડશે તેમ કરીશ.

માતા—આ અધર્મ મારાથી જોવાશે નહિ; હું તો ગંગામાં ડૂબી મરીશ.

પત્ની—તમારે જો આ કામ કરવું હોય તો મને છોકરાં સાથે મારે પિયર મોકલી આપો. અમારે પણ આ ઘરમાં રહેવું નથી ને પાપનાં ભાગી થવું નથી. હે ભગવાન! હે ત્રિલોકીના નાથ! વહારે ધાજો અને આમને સારી બુદ્ધિ આપજો.

મુન્શીજીએ ગુસ્સે થઇને કહ્યું: "તમે બધાંએ તો ભાંગ જ ખાધી લાગે છે! હું તો મારે મેં જે કર્યું છે એનું સુખ જ લૂટીશ; તમે તમારી મરજીમાં આવે તેમ કરો.

( ૮ )

સવારે દફતરખાનું ખોલ્યું તો કાગળિયાં–ચોપડા બધું ગેબ થઈ ગયેલું જણાયું! મુન્શી છક્કનલાલ બ્હીતા બ્હીતા ઘરમાં ગયા અને ભાનુકુંવરને પૂછયું: "ચોપડા વિગેરે આપે ત્યાંથી લેવડાવી લીધા છે ?" ભાનુકુંવરે કહ્યું: "મને તો કંઇ ખબર પણ નથી; જ્યાં આપે મૂકયા હશે ત્યાં ને ત્યાંજ હોવા જોઇએ ! " અને પછી તો આખા ઘરમાં શોધમશોધા થઇ રહી ! પહેરેગીરોપર માર પડવા લાગ્યો. ભાનુકુંવરને તરતજ મુન્શી સત્યનારાયણપર શક ગયો. પરંતુ તેણે ધાર્યું કે છક્કનલાલની મદદ વિના આ કામ થવું અસંભવિત હતું. પોલીસમાં

ખબર કરવામાં આવી. ચોર કોણ છે તે શોધી કાઢવા માટે એક નજુમીને પણ બોલાવવામાં આવ્યો. મૌલવી સાહેબે પાસા ફેંક્યા અને નજુમમાં આવ્યું કે એક ઘરડી ડોસીનું આ કામ છે! કોઇ ઘરની ભેદુ હોવી જોઇએ!

આમ સાંજસુધી દોડધામ થઇ. ઠેઠ સાંજે બધા વિચાર કરવા બેઠા કે આ કાગળિયાં વિના મુકદ્દમો કેમ ચાલશે? પક્ષ તો પહેલેથીજ નિર્બળ હતો; જે કંઇ આધાર હતો તે એ ચોપડાઓનોજ હતો. તે પણ હવે તો હાથથી ગયા! દાવામાં હવે કંઇ માલ રહ્યો નહિ. પરંતુ ભાનુકુંવરે કહ્યું: "શું આટલી વિપત્તિથી હારી જઇશું! આપણી ચીજ કોઇ છીનવી લે તો તેની સામે લડવાનો આપણો ધર્મ છે. હારીને બેસી રહેવું એ તો કાયરોનું કામ છે." શેઠજી (વકીલ) ને આ દુર્ઘટનાના સમાચાર મળ્યા ત્યારે એમણે પણ એમ જ કહ્યું કે આપણો કેસ લૂલો થઇ ગયો! દાવો કરવામાં હવે માલ નથી. ફક્ત અનુમાન અને તર્કપર જ હવે આધાર રાખી શકાય. સિવાય કોઇ આધાર નથી કૉર્ટ જો એ અનુમાન અને તર્કના આધારપર આપણી બાજુ ફેંસલો આપે તો ઠીક, નહિતર પરાણે હાર કબૂલ કરવી પડશે. પરંતુ વકીલ સાહેબનું કંઇ પણ કહેવું ભાનુકુંવરે માન્યું નહિ. લખનૌ અને અલ્લાહાબાદથી બે હુશિયાર બૅરિસ્ટર બોલાવવામાં આવ્યા. મુકદ્દમો શરૂ થયો.

આખા શહેરમાં આ મુકદ્દમાની ચર્ચા ચાલી રહી હતી. ભાનુકુંવરે શહેરના લોકોને પોતા તરફથી સાક્ષી તરીકે રાખ્યા હતા. મુકદ્દમો શરૂ થતાં કૉર્ટમાં હજારો આદમીઓની ભીડ થતી. લોકોને વધારે કૌતક અને આકર્ષણનું કારણ તો એ હતું કે ખુદ ભાનુકુંવર એક પડદાની આડમાં બેસીને કૉર્ટનું સઘળું કામકાજ જોતી–સાંભળતી હતી; કેમકે હવે તેને પોતાના કોઇ પણ નોકરપર વિશ્વાસ રહ્યો ન હતો.

શહેરના કેટલાયે લોકોએ સાક્ષી આપી; પરંતુ એ બધી સાંભળેલી વાતો હતી. કોઇ ચોક્કસ પૂરાવો ન આપી શક્યું.

પ્રતિવાદીના પણ ઘણા સાક્ષીઓ હાજર કરવામાં આવ્યા; તેમાં મોટે ભાગે એ ગામની આસપાસની જાગીરોના જમીનદારો હતા. તેમણે કહ્યું કે અમે મુન્શી સત્યનારાયણના માણસોને એમના નામની સહીની રસીદો આપતાં અને એમના નામથી જ ખજાનામાં રૂપિયા જમા કરાવતાં જોયા છે.

બન્ને તરફના બૅરિસ્ટરોએ ખૂબ બાહોશીથી પોતપોતાના પક્ષના સમર્થનમાં ભાષણો કર્યાં.

એક અઠવાડિયા પછી ફેંસલો સંભળાવવાનો અદાલતે હુકમ કર્યો.

( ૯ )

હવે સત્યનારાયણને પોતાની જીત માટે કંઇપણ શક ન હતો. વાદી પક્ષના સાક્ષીઓની જુબાની તદ્દન લૂલી હતી અને એ કેસ તદ્દન પાંગળો થઈ ગયો હતો. તે ધારતો હતો કે હવે પોતાની ગણત્રી જમીનદારોમાં થશે અને પોતે લોકોમાં મોટો માણસ ગણાશે. પરંતુ ગમે તે કારણથી પણ હવે તે ગામના અગ્રગણ્ય અને માન્ય પુરુષો સામે ઉંચી આંખે જોઈ શકતા નહિ. તેમને જોતાં જ મુન્શીજીને પોતાનું માથું નમાવી દેવું પડતું. તે મનમાં ડરતા હતા કે રખેને આ લોકો પેલા વિષે કંઈ પૂછપરછ કરે! મુન્શીજી બજારમાં નીકળતા ત્યારે દુકાનદારો એક બીજામાં ઘુસપુસ છાની છાની વાતો કરતા અને સહુ કોઇ આડી નજરે તેના તરફ જોતું. આજ દિવસ સુધી તો લોકો એમને વિવેકશીલ અને સદ્‌ગુણી સમજતા હતા. શહેરના ભલભલા ખાનદાન અને પૈસાદાર લોકો તેમના તરફ માનની નજરે

જોતા અને તેમનો બહુ આદર કરતા. આજદિવસ સુધી મુન્શીજીએ કદિ પણ કોઇની તરફથી પોતાને વિષે હુંકારો તુંકારો, કે ચર્ચા સાંભળી હતી. પરંતુ હવે તો એમને એમનું પોતાનું જ મન અંદરથી પોકારીને કહેવા લાગ્યું કે આ વાત કોઇથી છાની રહી નથી. ભલેને અદાલતમાં એમની જીત થાય, પરંતુ લોકોમાંથી તો શાખ ગઇ તે ગઇ! હવે લોકો એમને સ્વાર્થી, દગાબાજ અને કપટી ગણવા લાગ્યા. બીજાની વાતો તો બાજુએ રહી પણ એમનાં ઘરનાં માણસો પણ એમનો તિરસ્કાર કરતાં હતાં. ઘરડી માતાએ આજ ત્રણ દિવસ થયાં મ્હોંમાં અન્નનો દાણો સરખોયે નાખ્યો હતો. સ્ત્રી પણ વારંવાર હાથ જોડીને એજ કહેતી હતી કે: “ આ બિચારાં બાળકોપર તો દયા કરો! બુરાં કામનું ફળ કદિયે સારૂં નથી આવવાનું! પહેલાં મને ઝેર ખવડાવીને મારી નાખો; પછી તમારી મરજીમાં આવે એમ કરો!

જે દહાડે ફેંસલો સંભળાવવાનો હતો તે દિવસે સવારે ચાકરડી શાક લઇને આવી અને મુન્શીજીની સ્ત્રીને કહેવા લાગી: “ બાઈ સાહેબ! બજારમાં મેં આજે એક વાત સાંભળી છે. તમને ખોટું ન લાગે તો કહું. જેને જુઓ એના મ્હોંમાં બસ એજ વાત છે કે મુન્શી બાબૂએ છળકપટ કરીને પંડિતજીની એક જાગીર લઈ લીધી! મને તો આ કંઈ સાચું ન લાગ્યું. બાબુ સાહેબે સંભાળ ન લીધી હોત તો પંડિતાણીની પૂર જમીન પણ ન બચત. જેમણે આટલો બધો કારોબાર સાચી નિષ્ઠાથી ચલાવ્યો તે હવે શું પોતાની શેઠાણીને દગો દેવા બેસે! મને તો બાઈ, આ કંઈ માનવામાં આવતું નથી. બાઇ સાહેબ, આ સંસારમાં આપણે શું લઇને આવ્યા છીએ ને શું સાથે લઇ જવું છે? ભલાઈ અને બુરાઇ બેજ વાનાં રહી જાય છે; બુરાનું ફળ તો બુરૂંજ આવે. માણસ નથી જોતા પણ ભગવાન તો બધું જુએ છે ને?”

બાઇ સાહેબ ઉપર તો આ સાંભળીને જાણે ઘડો પાણી પડયું હોય એમ ઠંડાંગાર થઇ ગયાં! મનમાં એમ થયું કે જો ધરતી માર્ગ આપે તો અંદર સમાઇ જાઉં! હિંદુ કુટુંબની કુલિન સ્ત્રીઓ સાધારણ રીતે જ લજ્જાવતી હોય છે. આત્માભિમાન તેઓમાં પુરૂષ કરતાં પણ વધુ હોય છે. તેઓ પોતાના ઘરની નિંદા યા અપમાન સહન નથી કરી શકતી. તે માથું નમાવીને એટલું જ બોલી: "હું એ વાતમાં શું જાણું? વારૂ, પણ શાક શાનું લાવી છો?"

મુન્શી સત્યનારાયણ પોતાના ઓરડામાં ટેલતા ટેલતા ચાકરડીની વાતો સાંભળી રહ્યા હતા. તેના ગયા પછી તેમણે પોતાની સ્ત્રીને પૂછયું: "આ ચુડેલ શું બકતી હતી?"

સ્ત્રીએ પતિ સામેથી પોતાનું મોં ફેરવી લીધું અને જમીન તરફ નજર કરીને બોલી: "તમે પણ સાંભળ્યુંને? તમારાજ ગુણગાન કરતી'તી! તમારી પાછળ અમારે આ કોના કોના મ્હોંની વાતો સાંભળવી પડે છે; અને કોના કોના આગળ મ્હોં સંતાડવાં પડે છે?"

મુન્શીજી સ્ત્રીને કંઇપણ જવાબ આપ્યા વિના વળી પાછા પોતાના ઓરડામાં આવ્યા. તેમનો આત્મા હવે શરમને લીધે હીન થઇ ગયો. જે મનુષ્ય સદા સર્વદા ચારે તરફ માનપાન પામતો હોય; જે હમેશાં આત્મગૌરવથી માથું ઉચકીને જ ચાલતો હોય અને જેના સદ્દગુણ અને સુકૃત્યોની પ્રશંસા આખું શહેર એક મુખે ગાતું હોય; તે કદિપણ લજ્જાશૂન્ય નજ હોઈ શકે. **અવાવ્ય રસ્તે જનારની સૌથી મ્હોટી શત્રુ લજ્જા છે.** કુવાસનાઓના ભ્રમમાં પડીને મુન્શીજીએ વિચાર્યું હતું કે હું આ કામ એવી તો ચુપકીદીથી કરીશ કે ત્રીજા કાનને ખબર જ નહિ પડે, પરંતુ તેમની આ ધારણા નિષ્ફળ નીવડી. આડી અનેક અડચણો આવી નડી. એક ગુન્હાને છુપાવવા સારૂ બીજો ગુન્હો કરવો પડે છે અને બીજાને છુપાવવા સારૂ ત્રીજો

ગુન્હો કરવો પડે છે. એમ તેમને ખરાબ રસ્તે કામ લેવું પડયું. આ બધું તેમણે શરમમાંથી બચવાને માટે જ કર્યું હતું કે જેથી કોઈ એમ ન કહી શકે કે એમણે પોતાની શેઠાણીને દગો દીધો! પરન્તુ આટ આટલા યત્ન કરવા છતાંયે તે નિંદાના પંજામાંથી તો બચી ન શકયા! બજારમાં ફેરી કરનારા પણ હવે તો તેમની અપકીર્તિ કરતા હતા! કુકર્મના ભાર નીચે દબાગેલી લજ્જા આ આઘાત સહન ન કરી શકી. મુન્શીજી વિચારવા લાગ્યા કે હવે ધન–ઐશ્વર્ય મળશે અને સમ્પત્તિવાન થઈશ તોપણ નિંદા તો મારો પીછો નહિ જ મૂકે. અદાલતનો ફેંસલો મારી તરફેણમાં થશે, પરંતુ તે કંઇ મને લોક-નિંદાથી બચાવી શકશે નહિ. આ ધન, ધામ અને ઐશ્વર્યનું ફળ શું? માન અને મર્યાદા હોય તોજ એ બધું શોભે છે. માનમર્યાદા ન હોય તો એ ઐશ્વર્યને શું કરવું? સદ્‌ગુણ અને યશને ગુમાવીને, લોકલજ્જા સહન કરીને, જન સમુદાયમાં નીચ બનીને અને મારા પોતાના જ ઘરમાં કંકાસનું બીજ રોપીને હું આ સંપત્તિથી કેવી રીતે સુખી થઇ શકીશ? સત્યવાદી મનુષ્યપર જો કંઈ આફત આવી પડે છે તો સંસારના લોકો તેને હરેક પ્રકારે સહાય આપવા તત્પર થઈ જાય છે; પરંતુ દુષ્ટોની વિપત્તિ તો લોકોના વ્યંગનો–તિરસ્કાર અને નિંદાનો–જ ભોગ બને છે. સત્યવાદીઓની વિપત્તિ વખતે ઇશ્વરને અન્યાયી કહેવામાં આવે છે; પરંતુ દુષ્ટોની વિપત્તિ ઇશ્વરના ન્યાયને સિદ્ધ કરે છે. હે પરમાત્મન્! હે દીન દયાળ પ્રભુ! ગમે તે પ્રકારે આ દુર્દશામાંથી મારો ઉદ્ધાર કરો! હું શું કરૂં? ભાનુકુંવર પાસે જઇને તેના પગપર પડીને માફી માગું અને આ મુકદમો પાછો ખેંચી લેવાને વિનતિ કરૂં? હે પ્રભુ! આ વાત મને પહેલાં કેમ ન સૂઝી? અરે હજુ કાલ સુધી જો હું તેની પાસે જઇને માફી માગી આવ્યો હોત તો પણ સઘળું ઠીકઠાક થઈ જાત. પરંતુ હવે શું થઇ શકે? આજ તો ચુકાદો મળવાનો છે!

મુન્શીજી લાંબા સમયસુધી વિચારમાં બેસી રહ્યા, પરંતુ શું કરવું એના નિર્ણયપર ન આવી શક્યા.

ભાનુકુંવરના મનને પણ હવે ખાત્રી થઇ ગઇ કે ગામ હાથથી ગયું ! બીચારી હાથ ચોળીને બેસી રહી ! આખી રાત તેને ઉંઘ ન આવી. તેને રહી રહીને મુન્શી સત્યનારાયણપર ક્રોધ આવતો હતો. હાય ! એ પાપી છચોક મારો પચાસ હજારનો માલ લઇ જાય છે અને હું એને કંઇપણ કરી નથી શકતી ! આજકાલનો ન્યાય પણ કેવો ? ન્યાય તો એનું નામ કે જે દૂધ અને પાણીને હંસની માફક છૂટાં પાડી આપે ! આવા ન્યાયને લીધે જ મુન્શી જેવા કપટી, દગાબાજ દુરાત્માઓ ફાવી જાય છે. ખેર, ગામ જાય તો ભલે, પણ સત્યનારાયણ ! તું તો હવે શહેરમાં ઉંચું મ્હોં લઇને ફરી શકવાનો નથી જ. તું મારૂં એક ગામ લઇ ગયો, પણ ભગવાનને ઘેર ન્યાય હશે તો તને એથી સુખ નહિ મળે. તું રૌરવ નર્કમાં પડીશ અને તારા ઘરમાં કોઇ દીવો સળગાવનારૂંયે નહિ રહે !

( ૧૦ )

ફેંસલાની સુનાવણીનો સમય થઇ ગયો છે. આજે કૉર્ટમાં બહુ જ ભીડ છે. ગામના મોટા મોટા શેઠ અને મહાનુભાવ ગૃહસ્થો હાજર થયા છે. વકીલોની તો જાણી એક પલટણ જ ભરાઇ છે. મુકરર સમયે જજ સાહેબે પધારીને કૉર્ટને સુશોભિત કરી. આખા વિશાળ ન્યાયભવનમાં શાંતિ છવાઇ રહી. કારકુને પેટીમાંથી ચુકાદાનાં કાગળિયાં કાઢયાં. લોકો શાન્ત ઉત્સુકતાથી એક એક ડગલું આગળ વધ્યા !

જજ સાહેબે ફેંસલો સંભળાવ્યોઃ "વાદીનો દાવો કહાડી નાખવામાં આવે છે. બન્ને પક્ષે પોતપોતાનું ખર્ચ સહન કરી લેવું."

જો કે ફેંસલો લોકોના અનુમાન મુજબનો જ હતો, છતાં

પણ જજ સાહેબના મુખમાંથી ઉપલા શબ્દો નીકળતાંજ લોકોમાં ખળભળાટ થયો. ઉદાસીન ભાવથી આ મુકદ્દમાપર અંદર અંદર ચર્ચા કરતા લોકો ધીરેધીરે અદાલતના ઓરડામાંથી બહાર નીકળવા લાગ્યા.

એકાએક ભાનુકુંવર ઘુમટો દૂર કરીને કચેરીમાં આવીને ઉભી રહી! આ વાતની ખબર પડતાં જ લોકો જતા હતા તે પાછા ફર્યા; અને જે લોકો બહાર નીકળી ગયા હતા તેઓ પણ દોડતા દોડતા આવીને કુતૂહલથી ભાનુકુંવરની સામે જોઇ રહ્યા.

ભાનુકુંવરે ધ્રૂજતે અવાજે જજને પૂછ્યું: "સરકાર, જો આપનો હુકમ હોય તો મુન્શીજીને બે વાતો પૂછું."

જો કે આ નિયમવિરૂદ્ધ હતું છતાં જજે દયાપૂર્વક તેની આ વિનતિ સ્વીકારી.

ભાનુકુંવરે સત્યનારાયણ તરફ ફરીને કહ્યું: "મુન્શીજી! સરકારે તમારી આબરૂ તો રાખી. ગામ તમને મુબારક હો. પરંતુ ઈમાન–પ્રમાણિકપણું એ જ મનુષ્યનું સર્વસ્વ છે. ખરા ઇમાનથી કહી દો કે ગામ કોનું છે?"

આ વાક્ય સાંભળીને હજારો મનુષ્યો કુતૂહલભરી નજરે મુન્શી સત્યનારાયણની તરફ જોવા લાગ્યા. મુન્શીજી વિચારસાગરમાં ડુબી ગયા! હૃદયક્ષેત્રમાં સંકલ્પવિકલ્પનો ઘોર સંગ્રામ મચી રહ્યો! હજારો મનુષ્યોની આંખો તેમના તરફ તાકી રહી હતી. ખરી વાત કોઇથી છાની ન હતી. આટલા મનુષ્યોની રૂબરૂ અસત્ય વાત મ્હોંમાંથી ન નીકળી શકી! લજ્જાને લીધે જીભ શીવાઈ ગઇ. "મારૂં" એટલુંજ કહેવાથી કામ પાકી જતું હતું! કહેવામાં કંઇ પણ હરકત ન હતી, પરંતુ ઘોર પાપ કરવા માટે સમાજ જે સજા કરે છે તે સજાનો તેમને અત્યાર અગાઉ અનુભવ મળવા માંડયો હતો. "તમારૂં" એટલું

કહેવાથી હાથમાં આવેલી બાજી જતી રહે એમ હતું, પરંતુ સાચું બોલવાથી સમાજ તરફથી જે માન આબરૂ મળે છે તેની સંપૂર્ણ આશા હતી. આખરે આશાએ ભય ઉપર જીત મેળવી. તેમને એ વખતે સુઝી આવ્યું કે પ્રભુએ મારૂં મ્હોં ઉજ્જવલ કરવા સારૂજ આ અમૂલ્ય અવસર આપ્યો છે. હજી પણ હું માનવસમાજના સન્માનને પાત્ર બની શકું એમ છું; હજી પણ મારી આબરૂ અને આત્માની હું રક્ષા કરી શકું એમ છું. તેમણે આગળ આવીને ભાનુકુંવરને પ્રણામ કર્યા અને ધ્રૂજતા સ્વરથી બોલ્યાઃ "તમારૂં છે!"

હજારો મનુષ્યોના મ્હોંમાંથી ગગનસ્પર્શી ધ્વનિ નીકળ્યોઃ "સત્યનો જય!"

જજ સાહેબે ઉભા થઇને કહ્યુંઃ "આ કંઇ કૉર્ટનો કે કાયદાનો ન્યાય નથી. આ તો "**ઈશ્વરી ન્યાય**" છે!

આ વાતને કલ્પિત ન સમજતા. એ સાચી બનેલી હકીકત છે. ભાનુકુંવર અને સત્યનારાયણ હજુપણ જીવતાં છે. મુન્શીજીના આ નૈતિક સાહસપર લોકો મુગ્ધ થઇ ગયા! માનવીના ન્યાયપર ઈશ્વરી ન્યાયે જે વિજય મેળવ્યો તેની ચર્ચા શહેરમાં મહિનાઓ સુધી થઈ. ભાનુકુંવર મુન્શીજીને ઘેર જઇને તેમને મનાવી લાવી અને પ્રથમની માફકજ પોતાનો સઘળો કારભાર એમને પાછો સોંપ્યો. કેટલાક દિવસ પછી પેલું ગામ પણ તેમને બક્ષિસ આપી તેમના નામનો દસ્તાવેજ કરાવી આપ્યો! મુન્શીજીને પણ તે પોતાના અધિકારમાં રાખવું ઉચિત ન લાગવાથી તેમણે એ કૃષ્ણાર્પણ કરી દીધું! હજુપણ એ ગામની આવક દીન દુઃખી લોકોમાં અને વિદ્યા પ્રચારમાંજ ખર્ચાય છે.

# ગરીબની હાય.

( 'પ્રેમપૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી. )

**મૂળ લેખક: શ્રીયુત પ્રેમચન્દ.**

તુલસી હાય ગરીબકી, કભી ન ખાલી જાય;
મુએ ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય !

( ૧ )

મુન્શી રામસુન્દર ભવાં ચડાવીને ઘરમાંથી બહાર નીકળતાં બોલ્યા: "આવા જીવતર કરતાં તો મરવું સારૂં !" ખરેખર, સંસારના લોકો તરફથી આવી રીતે મૃત્યુને જેટલાં જેટલાં આમંત્રણ કરવામાં આવે છે તે બધાંયે જો તેણે સ્વીકાર્યાં હોત તો આજે આખો સંસાર ઉજ્જડ થઇ ગયો હોત !

મુન્શી રામસુન્દર ચંદ્રપુર ગામના એક આબરૂદાર નાગરિક ગણાતા. એ સર્વગુણસંપન્ન (!) હતા. માનવચારિત્ર્યની દુર્બલતાઓ એ એમના જીવનનો આધાર હતી. તે હમેશાં મુન્સફની કચેરીની નજીક એક ભાંગ્યાતૂટયા ઓટલાપર કાગળપત્રનું બંડલ ખોલીને બેસતા. બીજા વકીલોની માફક તે એલએલ.બી. કે બરિસ્ટર ઍટ લૉ ની પદવી પામ્યા ન હતા; તેમજ તેમને કોઇએ કોઇ મુકદમાની બાબતમાં

કચેરીમાં કાનૂની લડત ચલાવતા પણ જોયા ન હતા. લોકો તેમને 'મુખ્ત્યાર સાહેબ' કહીને બોલાવતા. ગમે એટલી સખત ગરમી પડે, વાવાઝોડું થાય, વર્ષાદ વરસે પણ મુખ્ત્યાર સાહેબ પોતાની એ ઓટલીપરથી તસુ પણ ખસતા નહિ! બાર માસમાં એવો એક પણ દિન નહિ હોય કે જે દહાડે આવતા જતા લોકોએ એ ઓટલાપર બેઠેલી, નાકપર ભાંગેલા ચશ્માવાળી મુખ્ત્યાર સાહેબની વિચિત્ર મૂર્તિ નહિ જોઈ હોય! જ્યારે એ કચેરીમાં આવતા ત્યારે ગામડિયા અસીલોનાં ઝુંડનાં ઝુંડ તેમની આસપાસ વીંટળાતાં; અને ચારે તરફથી તેમનાપર આદરમાનનો વર્ષાદ વરસતો. અસીલોનો તેમનાપર સંપૂર્ણ વિશ્વાસ હતો. લોકોમાં એવી વાત ચાલતી હતી કે તેમની જીભપર તો સાક્ષાત સરસ્વતી વિરાજે છે! એમના ધંધાને વકીલાત કહો કે મુખ્ત્યારી કહો, પરંતુ એ તો પોતાની વંશપરંપરાની પ્રતિષ્ઠા જાળવી રહ્યા હતા; અને વશે કે કવશે 'વકીલ' ગણાતા. આવક પણ કંઈ બહુ ન હતી. ચાંદીના સિક્કાની તો વાતજ શું કરવી? કદિ કદિ તો તાંબાના સિક્કા પણ તેમની પાસે આવતાં અચકાતા! મુન્શીજીનાકાયદાના જ્ઞાન સંબંધે તો કંઈ શંકાજ ન હતી! પરંતુ તેઓ "પાસ" થવાની અને "સર્ટિફિકેટ" મેળવવાની તરખડમાં પડ્યા ન હતા! ગમે તેમ હોય, પરંતુ તેમનો ઉદ્દેશ તો જેમ તેમ કરીને આબરૂ સાચવવાનો હતો. વળી તેમને કંઈ આબરૂ ન હતી એમ પણ નહિ! તેમના નિર્વાહનું મુખ્ય સાધન આસપાસની અનાથ, પરંતુ ખાધેપીધે સુખી, એવી વિધવાઓ અને ભોળા પરંતુ વૃદ્ધ ધનવાનોની શ્રદ્ધા હતી. વિધવાઓ પોતાના રૂપિયા મુન્શીજીને ત્યાં જમા રાખતી. વૃદ્ધ માણસો પણ રખેને પોતાના કપુત છોકરાઓ પોતાની પાસેનું ધન છીનવી લે એ બ્હીકે મુન્શીજીનેજ એ ધન સોંપી દેતા! પરંતુ રૂપિયાઓનો પણ કોણ જાણે એવોજ સ્વભાવ પડી ગયેલો કે એ મુન્શીજીના ઘરમાં પેઠા એટલે ફરી કદિ

પણ પાછા નીકળવાનું એમને મન ન થતું! મુન્શીજી પણ પોતાને જરૂર પડે ત્યારે કરજે કાઢીને જ રૂપીઆ લઇ આવતા. સાંજે જ પાછા વાળી દેવાના વાયદાપર તે રૂપીયા ઉછીતા લઇ આવતા; પરંતુ અફસોસ ! એ સાંજ પાછી કદિ આવતી જ નહિ ! સારાંશ કે મુન્શીજી કરજ લેતાં શીખ્યા હતા પણ આપતાં નહોતા શીખ્યા ! અને આ તો એમના કુળનો વંશપરંપરાનો ધંધો હતો ! આ બધી તરખડો એમના સુખચેનમાં સદા વિઘ્ન નાખતી. કાયદા કાનૂન અને કૉર્ટનો તો એમને કોઇ પણ પ્રકારે ડરજ ન હતો; કારણ કે કૉર્ટના મેદાનમાં એમની સામે બાથ ભીડવી એ તો પાણીમાં પડીને મગરની સાથે યુદ્ધ કરવા જેવું મુશ્કેલ હતું. પરંતુ જ્યારે કોઇ દુષ્ટ તેમને ધમકી દેતો; તેમની આબરૂ (!) પર હાથ નાખતો; તેમને સારૂં ખોટું કહેતો; અથવા તો તેમની ઇમાનદારી વિષે શંકા લાવતો ત્યારે તેમના હૃદયપર બહુ સખત આઘાત થતો. આવા પ્રકારના બનાવ ઘણીવાર અન્યાજ કરતા. કોણ જાણે આખા ગામમાં બધા એવા જ લોકો રહેતા હતા કે જે મુન્શીજી સરખા આદમીઓને નીચું જોવ-ડાવવામાં જ આનન્દ પામતા ! અને આવા માણસોની મદદ-ઓથને લીધે જ હલકા પંક્તિના લોકો મુન્શીજીને જેમ તેમ બોલી લેતા; નહિં તો વળી એક કંગાલ શાક વેચનારી—કાછિયણ—ની તે શી વિસાત કે મુન્શીજીને ઘેર આવીને એમને સારૂં ખોટું કરી જાય ? મુન્શીજી એ કાછિયણના જૂના પૂરાણા ગ્રાહક હતા. આજ કેટલાંયે વર્ષો થયાં મુન્શીજી એને ત્યાંથીજ શાકભાજી લેતા. વખતે તેમની પાસે પૈસા ન હોય તો એ કાછિયણે સંતોષ પકડી લેવો જોઇતો હતો ! વહેલા મોડા એ પૈસા મળવાના તો હતા જ! તોપણ એ ફાટેલી કાછિયણ ફક્ત બે જ વરસમાં ગભરાઇ ગઇ ! અને ફક્ત થોડાક જ આનાના પૈસાને માટે એણે મુન્શીજી સરખા પ્રતિષ્ઠિત ગૃહસ્થની આબરૂના કાંકરા કરી નાખ્યા !

( ૨ )

આ ગામમાં પાર્વતી નામની એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. તેનો પતિ બ્રહ્મદેશની કાળી પલ્ટનમાં હવાલદાર હતો અને એ લડાઈમાં માર્યો ગયો હતો તેથી સરકાર તરફથી એની સારી નોકરીની કદર તરીકે એની વિધવા ( પાર્વતી ) ને પાંચસો રૂપિયા આપવામાં આવ્યા હતા. આપણે જાણીએ તો છીએ જ કે આ આજકાલનો જમાનો બહુ ખરાબ છે. તેથી એ બિચારીએ એ સઘળા રૂપિયા મુન્શી રામસુન્દરને સોંપી દીધા; અને મહિને મહિને એમાંથી થોડા થોડા માગી લઇને પોતાનો નિર્વાહ ચલાવવા લાગી.

મુન્શીજીએ આ ફરજ લગભગ એકાદ વર્ષ સુધી તો બહુજ ઇમાનદારીથી અદા કરી. પરંતુ જ્યારે પાર્વતી ઘરડી થવા છતાં પણ મરી નહિ અને મુન્શીજીને ચિન્તા પેઠી કે રખેને તે એમાંથી અડધી રકમ પણ આપણે માટે નહિ રહેવા દે, ત્યારે એક દિવસ એમણે પાર્વતીને કહ્યું: “ પાર્વતી, હવે તારે મરી જવું છે કે નહિ ? ચોકખું કહી દે, નહિ તો પછી હુંજ હવે મરવાની તૈયારી કરૂં ! ” હવે પાર્વતીની આંખો ઉઘડી અને તેની ઉંઘ ઉડી. તેણે કહ્યું: “ મારો હિસાબ કરો. ” હિસાબનો ચોપડો તૈયારજ હતો ! અનામતમાં એક કોડી પણ વધી ન હતી ! પાર્વતીએ ગુસ્સે થઇને મુન્શીજીનો હાથ પકડી કહ્યું: “હજી મારા અઢીસો રૂપિયા તમારી પાસે નીકળે. તમે એ દબાવી રાખ્યા છે; પણ હું એમાંથી એક કોડી સરખીયે છોડનાર નથી ! ”

પરંતુ અનાથોનો ક્રોધ એતો તૂતીના અવાજ જેવો ! એ સાંભળીને તો બાળકો જ બ્હીએ; કંઈ બીજી અસર ન થાય ! અદાલતમાં પણ એનું કંઈ જોર ચાલે એમ ન હતું. ન હતો કંઇ દસ્તાવેજ કે ન હતો હિસાબ કિતાબ ! મુન્શીજી પણ કંઈ કાચા ન હતા. પાર્વતીને

તો હવે ફક્ત પંચાયતપર કંઈક આશા રાખવાની હતી. પંચાયત બેઠી. ગામના કેટલાક લોકો એકઠા થયા. મુન્શીજી તો આબરૂદાર અને દાનતના ચોકખા, એટલે એમને કોનો ડર હોય? સભામાં ઉભા થઈને એમણે પંચને કહ્યું: "ભાઈઓ, આપ સઘળા લોકો સત્ય-પરાયણ અને કુલીન છો. હું તો આપ સઘળાનો દાસ છું. આપ સઘળા સાહેબોની ઉદારતા, દયા અને પ્રેમને લીધે મારૂં રોમેરોમ કૃતજ્ઞ છે. આપને શું એવો વિચાર સરખો પણ આવે છે ખરો, કે હું આ અનાથ અને વિધવા સ્ત્રીના રૂપિયા હજમ કરી ગયો હોઉં?"

પંચે એક અવાજે કહ્યું: "નહિ નહિ; આપ કદિ પણ એવું કરો એવા નથી!" મુન્શીજી બોલ્યા: "તેમ છતાં પણ જો આપ સઘળા એમજ ધારતા હો કે મેં એના રૂપિઆ દબાવ્યા છે, તો પછી મારે તો ડૂબી મરવા સિવાય બીજો રસ્તો જ નથી! હું કાંઈ ધનાઢ્ય નથી; તેમ કંઇ ઉદાર હોવાનો પણ હું ડોળ નથી કરતો. આપ લોકોના પ્રતાપે મારી કલમની કૃપાથી પરમેશ્વર મને બે પૈસા આપી રહે છે, એટલે કોઈના ઓશિયાળા મારે શા માટે રહેવું જોઇએ? અરે! શું હું એટલો બધો નીચ બનું કે એક અનાથ વિધવાનાં નાણાં હજમ કરૂં!" પંચે એક અવાજે કબૂલ કર્યું કે "નહિ નહિ; આપ એવું કરો એવા માણસ નથી!"

દુનિયામાં હમેશાં મ્હોં જોઇને જ ચાંલ્લો કરવામાં આવે છે! પંચે મુન્શીજીને બેગુનાહ ગણી છોડી દીધા! પંચાયત ઉઠી ગઈ! પાર્વતીએ એક લાંબો નિશ્વાસ નાખી સંતોષ લીધો અને મનમાં બોલી: "વારૂ, અહીં ન આપ્યા તો કાંઇ નહિ; પણ ત્યાં ક્યાં જઈશ?"

( ૩ )

પાર્વતીનું દુઃખ સાંભળનારૂં કે તેને મદદ કરનારૂં હવે કોઈ ન હતું. દરિદ્રતાને લીધે જે જે દુઃખો ભોગવવાં પડે છે તે સઘળાં એ

બિચારીને વેઠવાં પડયાં. તે શરીરે પુષ્ટ હતી; જો ઇચ્છત તો મહેનત મજૂરી કરીને ગૂજરાન ચલાવી શકત. પરંતુ જે દિવસે પંચાયત પૂરી થઈ તેજ દિવસે તેણે કામ ન કરવાના સોગન ખાધા. હવે તો એને રાત દિવસ રૂપિયાની જ રટ લાગી. ઉઠતાં, બેસતાં, ઉંઘતાં, જાગતાં હવે તેને એકજ કામ કામ હતું; અને તે મુન્શી રામસુન્દરને આશીર્વાદ (!) આપવાનું ! ઝુંપડીના બારણા આગળ બેસીને તે અંતઃ-કરણપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. પોતાની એ પ્રાર્થનામાં તે એવા એવા કવિતાના ભાવ અને ઉપમાઓ વાપરતી કે લોકો એ સાંભળીને અચંબો પામી જતા. ધીમેધીમે પાર્વતી ગાંડી થઈ ગઇ ! ઉઘાડે માથે અને ઉઘાડે શરીરે, હાથમાં એક ટીનપાટ લઇને એકાન્ત સ્થાનોમાં જઇને એ બેસતી. એની ઝુંપડીને બદલે હવે એ સ્મશાનમાં, નદી કિનારે કે ખંડેરોમાં નજરે પડતી. વિખરાયેલી વાળની લટો, લાલ ઘૂમ જેવી આંખો, ગાંડા મનુષ્યો જેવો વિકરાળ બ્હેબાકળો ચ્હેરો અને સૂકાઇ ગયેલા હાથ પગવાળું તેનું સ્વરૂપ જોઇને લોકો બ્હીવા લાગ્યા. હવે તો કોઈ એને મશ્કરીમાં પણ છેડતું નહિ. જો કદાચ એ ગામમાં નીકળતી તો સ્ત્રીઓ એને જોઇને બારણાં બંધ કરી દેતી ! રસ્તે ચાલતા પુરૂષો પણ એનાથી ફંટાઇને દૂરથી ચાલ્યા જતા અને બાળકો તો એને જોતાંજ ચીસ પાડીને નાસી જતાં ! આખા ગામમાં જો એનાથી કોઈ છોકરો ન બ્હીએ એવો હોય તો તે એક મુન્શી રામસુન્દરનો છોકરો રામકૃષ્ણ જ હતો ! બાપમાં જે કંઇ થોડી ઘણી કસર રહી ગઈ હતી તે બેટામાં સંપૂર્ણ હતી ! બાપ કરતાં બેટો સવાઇ હતો. આખા ગામના છોકરાઓને એ નાકે દમ આણતો. ગામના કાણા અને લંગડા લોકો તેનું મ્હોડું જોતાંજ ચ્હીડાઇ જતા. ગાળો ખાવામાં તો એના જેટલો આનન્દ કોઇને પણ નહિ આવતો હોય ! તે પાર્વતીને બહુ કનેડતો. તેની પાછળ

તાળીઓ વગાડતો અને કુતરાઓ લઈને તેની પાછળ દોડીને તેને બિચારીને એટલી હેરાન કરતો કે આખરે તે કાયર થઈને ગામ બહાર નાસી જતી. સંસારનો ન્યાય તો જુઓ ! ધનસંપત્તિ ખોઈ, હાલહવાલ થઈ અને ઉપરથી બિચારીને ' ગાંડી ' ની પદવી મળી ! હવે તો તે ખરેખર ગાંડી બની ગઈ હતી. એકલી બેઠી બેઠી કલાકોના કલાકો સુધી પોતાના મન સાથે વાતો કર્યા કરતી. એ વાતોમાં રામસુન્દરનું માંસ, હાડકાં, ચામડું, આંખો, કલેજું ઈત્યાદિ તોડી વછોડીને ખાઈ જવાની પ્રબળ ઇચ્છા પ્રકટ થતી હતી. અને જ્યારે આ ઈચ્છા બહુજ ઉત્કટ બની જતી ત્યારે રામસુન્દરના ઘર તરફ મ્હોં કરીને બીહામણા ભયંકર શબ્દોમાં ચીસ પાડીને તે બોલી ઉઠતીઃ " તારૂં લોહી પીશ ! "

ઘણીયે વાર રાતની નિરવ શાન્તિમાં આ ભયાનક ચીસ સાંભળીને સ્ત્રીઓ ચમકી ઉઠતી. પરંતુ આ અવાજ કરતાંયે વધુ ભયાનક તો તેનું રાક્ષસી હાસ્ય હતું. વકીલ સાહેબનું લોહી પીવાની કલ્પિત ખુશાલીમાં એ ભયંકર રીતે ખડખડાટ હસતી. આ હાસ્યમાં એવી આસુરી ભયંકરતા અને ઉગ્રતા હતી કે રાતની શાન્તિમાં એ સાંભળીને લોકોનાં હૃદય થડકી ઉઠતાં અને લોહી ઠંડુંગાર બની જતું. મુન્શીજી બહુ બહાદૂર અને હિંમતવાન આદમી હતા. ન તો એમને દીવાનીની બ્હીક હતી, કે ન હતી ફોજદારીની બ્હીક. પરંતુ પાર્વતીનું આ બીહામણું હાસ્ય અને ભયાનક શબ્દો સાંભળીને તેમનું કાળજું હાથમાં ન રહેતું. મનુષ્યને માનવજાતિના ન્યાયની બ્હીક કદાચ નથી હોતી, પણ ઈશ્વરના ન્યાયનો ડર તો પ્રત્યેક હૃદયમાં સ્વાભાવિક જ હોય છે. પાર્વતીના રાતના આ ભયાનક ઘૂમવાને લીધે મુન્શીજી અને તેમની સ્રીના હૃદયમાં ઈશ્વરના ન્યાયનો ડર કદિ કદિ ઉત્પન્ન થતો. તેમની સ્રી બહુ ચતુર હતી. તે સર્વ વાતમાં

તેમને સલાહ આપતી. લોકો એમ કહેતા કે મુન્શીજીની જીભપર સરસ્વતી બિરાજે છે; પરંતુ એમ કહેવામાં એમની ભુલ હતી. એ ગુણ તો ખરૂં જોતાં એમની સ્ત્રીમાં હતો. મુન્શીજી જેટલા લખવામાં તેજ હતા એટલીજ એ બોલવામાં તેજ હતી. પાર્વતીના ગાંડા બની ગયા પછી આ બન્ને સ્ત્રી પુરુષ ઘણીવાર વિચાર કરતાં કે હવે કરવું શું?

( ૪ )

અર્ધી રાતનો સુમાર હતો. મુન્શીજી હમેશની માફક પોતાની ચિંતા દૂર કરવાને માટે દારૂના બેએક ગ્લાસ પીને સૂઈ ગયા હતા. એકાએક પાર્વતીએ તેમના બારણા આગળ આવીને જોરથી બુમ પાડી: "તારૂં લોહી પીશ!" પછી ખૂબ જોરથી ખડખડાટ હસી!

મુન્શીજી આ ભયાનક હાસ્ય સાંભળીને ચમકી ઉઠયા. ડરને લીધે પગ થરથર કંપવા લાગ્યા અને કાળજું ફફડવા લાગ્યું! પણ જરા જોર રાખીને પાસેના ઓરડાનું બારણું ઉઘાડીને (પોતાની સ્ત્રી) નારાયણીને ઢંઢોળીને ઉઠાડી. નારાયણીએ ચ્હીડાઇને પૂછ્યું: "શું છે? શું કહો છો?" મુન્શીજી દબાયેલા અવાજે બોલ્યા: "પેલી બારણા આગળ આવીને ઉભી છે."

નારાયણી—એ શું કહે છે?

મુન્શીજી—કપાળ તારૂં; ઉઠને ઉઠતી હોય તો!

નારાયણી—શું, ઠેઠ બારણા આગળ આવી ગઈ?

મુન્શીજી—હા; જો ને, અવાજ નથી સાંભળતી?

નારાયણી પાર્વતીથી નહિ, પરંતુ તે ગાંડી છે—અને શા કારણે ગાંડી થઈ ગઇ છે—એ ખ્યાલ આવતાં બહુ બહીતી. પણ તેને ખાતરી હતી કે બોલવામાં હું તેને હરાવી શકીશ ખરી. તેણે પૂછ્યું: "જો કહો તો તેને બે વાતો કહું." પરંતુ મુન્શીજીએ ના કહી.

બન્ને જણુ દબાયેલે પગલે બારણા આગળ જઈને ફાટમાંથી જોવા લાગ્યાં. પાર્વતીનું વિકરાળ બની ગયેલું શરીર જમીનપર પડયું હતું; તેના જોરથી ચાલી રહેલા શ્વાસનો અવાજ સંભળાતો હતો. રામસુન્દરના લોહી અને માંસની ભૂખમાં તે પોતાનાં જ લોહી-માંસ સુકાવી બેઠી હતી. તે એટલી તો દુર્બળ થઇ ગઈ હતી કે એક નાનું છોકરૂં પણ તેને ધક્કો મારીને પાડી નાખી શકે. પણ આખું ગામ તેનાથી થરથર કંપતું. મનુષ્યો જેટલા માણસથી નથી બ્હીતા તેટલા મડદાથી બ્હીએ છે. રાત ધીમે ધીમે વીતી ગઈ. બારણું બંધ હતું, તોપણુ મુન્શીજી અને નારાયણીએ બેઠાં બેઠાં જ આખી રાત કાઢી! પાર્વતી તો અંદર આવી શકે એમ ન હતું, પણ તેના અવાજને કોણ રોકી શકે એમ હતું? પાર્વતી કરતાં યે વધુ ભયાનક તો તેનો અવાજ હતો!

પરોઢિયે મુન્શીજીએ બહાર નીકળીને પાર્વતીને કહ્યું: "અહીં કેમ પડી છે?"

પાર્વતી બોલી: "તારૂં લોહી પીવા."

નારાયણીએ ગુસ્સે થઇને બરાડ મારી: "તારૂં મ્હોડું જ ફોડી નાખીશ." પરંતુ તેના બોલવાની કંઇ પણ અસર પાર્વતીપર ન થઇ. તે તો જોરથી તિરસ્કારપૂર્વક ખડખડાટ હસી. નારાયણી ઝંખવાણી પડી ગઈ. તિરસ્કારયુક્ત હાસ્યની સામે હમેશાં માણસનું મ્હોં બંધ થઇ જાય છે.

મુન્શીજી ફરીથી બોલ્યા: "ચાલ, ઉઠ અહીંથી."

પાર્વતી—નહિ ઉઠું.

મુન્શીજી—ક્યાં સુધી પડી રહીશ?

પાર્વતી—તારૂં લોહી પીશ ત્યાં સુધી.

મુન્શીજીની તેજદાર કલમનું પણ અહીં કંઈ ચાલી ન શક્યું

અને નારાયણીની જીભપર બેઠેલી સરસ્વતી પણ ઠંડીગાર બની ગઇ! બન્નેજણ ઘરમાં જઇને વિચાર કરવા લાગ્યાં કે " આ બલા અહીંથી ટળશે કેમ ? હવે આમાંથી છુટકારો કેમ થાય ? "

દેવી આવે છે તો બકરાનું લોહી પીને ચાલી જાય છે, પરંતુ આ ડાકણ તો મનુષ્યનું લોહી પીવા આવી હતી; અને તે લોહી પણ એવા માણસનું કે જેને, કવચિદ્ કલમ ઘડતાં આંગળીમાંથી લોહીનું એકાદ ટીપું પડયું હોય તો મહિનાઓ સુધી અફસોસ થયા કરતો, અને એ વાત આખા શહેરમાં ઘેરેઘેર ફેલાઇ જતી! શું આવા માણસનું લોહી પીને પાર્વતીનું સૂકાયેલું શરીર તાજું થઈ શકે એમ હતું ?

આખા ગામમાં ખબર પડી ગઈ કે પાર્વતી મુન્શીજીના બારણા આગળ લાંઘવા બેઠી છે! મુન્શીજીના અપમાનમાં ગામના નિર્દય (!) લોકોને કોણ જાણે શાથી બહુ જ મઝા પડતી! જોતજોતામાં તો સેંકડો લોકો એકઠા થઇ ગયા. અગાઉ પણ વખતે વખતે મુન્શીજીના બારણા આગળ આવી ભીડ થતી હતી ખરી! મુન્શીજીના પનોતા પુત્ર રામકૃષ્ણને આ ભીડ જરા પણ પસંદ ન હતી. પાર્વતીપર તેને એટલો તો ગુસ્સો આવ્યો કે તેનું ચાલત તો તે પાર્વતીને કુવામાંજ ધકેલી દેત! આ વિચાર આવતાં જ તેના મનમાં કંઇ કંઇ થઇ ગયું અને મહામહેનતે તે પોતાનું હાસ્ય દબાવી શકયો! અહા! પાર્વતી કુવામાં પડે તો કેવી મઝા આવે! કેટલો સરસ ધબાકો થાય અને એ ડાકણ કેવાં તરફડિયાં મારે! પણ આ ચુડેલ અહીંથી ટળતી જ નથી; હવે કરવું શું ? મુન્શીજીને એક ગાય હતી. તેને ઘાસ, દાણા ઇત્યાદિ ખવડાવવામાં તો ખૂબ આવતું, પરંતુ એ સઘળું તેના હાડકામાં જ મળી જતું! રામકૃષ્ણે એ ગાયનું છાણ એક ટોપલામાં એકઠું કરી બિચારી પાર્વતી પર ફેંકયું! અને તેના થોડા

થોડા છાંટા જોનારા લોકોપર પણ નાખ્યા ! બિચારી પાર્વતી તો હદબહ થઇ ગઇ ને લોકો ન્હાસીને દૂર ખસી ગયા. લોકો કહેવા લાગ્યા કે " આ રામકૃષ્ણભાઇનું ઘર છે. અહીં જે કોઇ મહેમાન આવે એનો આ જ પ્રમાણે આદરસત્કાર કરવાનો શિષ્ટાચાર છે ! ન્હાસો ભાઈ, નહિતર આના કરતાં પણ વધારે માનપાન મળશે ! " લોકોની ભીડ ઓછી થઈ અને રામકૃષ્ણ ઘરમાં જઇને હસવા તથા તાળીઓ વગાડવા મંડ્યો. મુન્શીજીએ આ ફોગટની ભીડને આટલી સહેલાઈથી ને આટલી સુન્દર રીતે વિખેરી નાખવા માટે પોતાના સુશીલ પુત્રની પીઠ થાબડી ! લોકો તો ધીરે ધીરે વેરાઈ ગયા, પરંતુ બિચારી પાર્વતી જ્યાંની ત્યાંજ બેસી રહી.

બપોર થયા. પાર્વતીએ કંઇ પણ ખાધું નહતું. સ્હાંજ પડી. તેને ઘણી ઘણી વીનવણી કરવામાં આવી પણ તેણે ખાધું નહિ. ગામના પટેલે પણ પાર્વતીને બહુબહુ પ્રકારે વીનવી, ઘણી ઘણી ખુશામદ કરી અને તે એટલે સુધી કે મુન્શીજી પાસે હાથ સુદ્ધાં જોડાવ્યા, પણ દેવી પ્રસન્ન થઇ નહિ ! છેવટે મુન્શીજી ઉઠીને અંદર ચાલ્યા ગયા. તે કહેતા હતા કે રીસ કરનારને ભૂખજ આવીને મનાવી જાય છે ! રાત પડી. પાર્વતીએ આ રાત પણ અન્ન જળ વિના જ કહાડી. મુન્શીજી અને તેમની પત્નીએ આજ પણ આખી રાત બારણા આગળ જાગતાં બેસીને ઉજાગરો વેઠ્યો. આજ પાર્વતીની બૂમો અને હસવું બહુ જ ઓછું સંભળાતું હતું. ઘરવાળાઓએ જાણ્યું કે ચાલો, પીડા ટળી. પરંતુ સ્હવાર થતાં બારણું ઉઘાડીને જુએ છે તો એ અચેત થઇને પડી હતી. મ્હોંપર માખીઓ બણબણી રહી હતી અને તેનો પ્રાણ ઉડી ગયો હતો ! તે આ બારણા આગળ મરવાને માટેજ આવી હતી. જેણે તેના જીવનની સર્વસ્વ દોલત હરી લીધી હતી તેને એણે પોતાનો પ્રાણ પણ સોંપા દીધો ! પોતાના

શરીરની માટી સુદ્ધાં તેને આપી દીધી ! મનુષ્યને ધનપર કેટલો પ્રેમ હોય છે ! મનુષ્યને ધન પોતાના પ્રાણુ કરતાં પણ અધિક પ્યારૂં લાગે છે; અને તે વિશેષ કરીને ઘડપણમાં. ઋણ ચુકવવાના દિવસો જેમ જેમ નજીક આવતા જાય છે તેમ તેમ તેનું વ્યાજ પણ વધતુંજ જાય છે !

આ બનાવથી ગામમાં કેટલો ખળભળાટ મચી રહ્યો અને મુન્શી રામસુન્દરનું કેવું અપમાન થયું તેનું વર્ણન કરવું વ્યર્થ છે. એક નાના સરખા ગામમાં આવી અસાધારણ ઘટના બનવાથી જેટલો ખળભળાટ થાય તેના કરતાં પણ વધુ હાહાકાર મચી રહ્યો ! મુન્શીજીની સોળેસોળ આના ફજેતી થઇ. તેમનું રહ્યું સહ્યું પાણી પણ હવે ઉતરી ગયું. ગામનો એક ચમાર સરખો પણ તેમના હાથનું પાણી પીવું–અરે ! તેમને અડવું સરખું પણ–લાજિમ ગણતો ન હતો. જો કોઇને ઘેર ગાય ખીલાપર જ મરી જાય છે તો તેને ગૌહત્યાનું પાપ લાગ્યું ગણાય છે; અને તેના પ્રાયશ્ચિત તરીકે મહિનાઓ સુધી તેને ઘેરેઘેર ભીખ માગવી પડે છે. હજામ તેની હજામત નથી કરતો, કે નથી પખાલી તેનું પાણી ભરતો. આ ગૌહત્યાનું પ્રાયશ્ચિત. પણ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત તો તેથી પણ કપરૂં છે; અને એથી અપમાન, ધિક્કાર અને પાપ પણ બહુ છે. પાર્વતી આ સઘળું સમજતી હતી અને તેથીજ મુન્શીજીને બારણે આવીને મરી હતી ! તે જાણતી હતી કે હું જીવતાં જીવત તો કંઇ નહિ કરી શકું, પણ મરીને બહુ સારૂં વેર વાળી શકીશ.

( ૫ )

રામસુન્દર વકીલ હતા. કાયદાની દૃષ્ટિએ તે કોઇપણ રીતે ગુન્હેગાર ન હતા. પાર્વતી કોઇપણ કાયદાની રૂએ મરી ન હતી ! કાયદાના પુસ્તકમાં આવું એક પણ ઉદાહરણ ન મળ્યું ! આ કારણથી

જે લોકો તેમની પાસે પ્રાયશ્ચિત કરાવવા માગતા હતા તેમની મોટી ભૂલ હતી! "પખાલી પાણી નહિ ભરે તો કંઈ હરકત નહિ; આપણે આપણી જાતે ભરી લઈશું! આપણું કામ આપણી જાતે કરવામાં ન્હાનમ નથી. હજામ હજામત નહિ કરે એટલુંજ ને? હજામત કરાવવાનું કામ પણ શું છે? દાઢી પણ બહુ સુન્દર છે! દાઢી એ તો મર્દની શોભા અને શણગાર રૂપ છે! અને કદાચ વાળ વધારવા નહિ ગમે તો અસ્તરા ક્યાં નથી મળતા? ધોબી કપડાં ન ધુએ તોયે હરકત નહિ. સાબુ, તો ગલીએ ગલીએ વેચાય છે! એક ગોળા સાબુમાં તો એક ડઝન કપડાં ધોવાય! ધોબી પત્થરપર ઝીકી ઝીકીને કપડાનો ડૂચો તો કરી નાખે છે! વળી પોતે પહેરે, ભાડું લઈને બીજાને પહેરવા આપે, ભઠ્ઠીમાં નાખે, આરમાં પલાળે, ઉપર ધગધગતી અસ્ત્રી ફેરવે એમ કરીને હરેક પ્રકારે કપડાનું આયુષ્ય ટુંકું થાય તે તો નફામાં! આ કારણુને લીધેજ ધોબીને હાથે ધોવાતાં કપડાં વધુ નથી પહોંચતાં; નહિ તો અમારા દાદા હતા તે પાંચ પાંચ વર્ષે બેજ અંગરખાં અને બેજ પહેરણ શીવડાવતા!" આવા આવા તર્ક કરીને મુન્શીજી અને તેમની પત્નીએ પોતાના મનને સમજાવવામાં દિવસ તો ગાળી નાખ્યો; પરંતુ સ્હાંજ પડતાંની સાથેજ તેમની કલ્પનાઓ શિથિલ થઈ ગઈ!

હવે બ્હીકે તેમના મનપર ચઢાઈ કરી. જેમ જેમ રાત વીતતી ગઈ તેમ તેમ ભય વધતોજ ગયો. ખડકીનું બારણું ભૂલથી ઉઘાડું રહી ગયું હતું, પરંતુ કોઈની હિંમત ન હતી કે જઈને તે બંધ કરી આવે! છેવટે નારાયણીએ હાથમાં દીવો લીધો, મુન્શીજીએ લીધી કુહાડી અને તેમના સુપુત્રે લીધી ડાંગ; અને આ પ્રકારે ત્રણ જણા-નું સરઘસ બ્હીતું ચમકતું ખડકીનું બારણું બંધ કરવા ચાલ્યું! બારણા આગળ પહોંચતાંજ મુન્શીજીએ બહુ બહાદૂરીથી કામ કર્યું!

તેમણે બેધડક ખડકી બહાર નીકળવાનો યત્ન કર્યો. ધ્રૂજતા પણ કંઇક ઉંચા સ્વરે તેમણે પોતાની પત્નીને કહ્યુઃ "તું તો નકામી ડરે છે; હવે તે અહીં ક્યાં બેસી રહી હતી ?" પરંતુ તેમની હેતાળ પત્નીએ તેમને અંદર ખેંચી લીધા અને કંઇક રોષથી કહ્યુંઃ "આ છોકરવાદી સારી નહિ." છેવટે આ મોટું યુદ્ધ જીતીને ત્રણે જણ રસોડામાં જઈ રાંધવાના અને ખાવા પીવાના કામમાં પડયાં.

પરંતુ પાર્વતી તેમની આંખોમાં ઘુસી ગઈ હતી. પોતાનો પડછાયો જોઇને પણ તેમને પાર્વતીનો ડર લાગતો ! ઘરના અંધારા ખૂણામાં પણ તેમને પાર્વતી બેઠેલી જણાતી ! એજ હાડકાંનો માળો, એજ વિખરાયેલા વાળ અને અને એજ ભયાનક આંખો ! રસોડામાં એક ખૂણે ચોખા, દાળ, લોટ ઈત્યાદિની થોડીક માટલીઓ પડી હતી અને તેની પાસે જૂનાં પૂરાણાં ચીથરાંનો એક ઢગલો પડયો હતો. એક ભૂખ્યો ઉંદર (જો કે માટલીમાં તો અનાજનો દાણો સરખોયે ન હોય, પરંતુ આખું ગામ જાણતું હતું કે આ ઘરના ઉંદર ગજબના ચોર છે ! ) કંઇક ખોરાક મેળવવાની આશાએ માટલી નજીક ચીથરાંના ઢગલાની નીચે આવ્યો અને ચીથરાંમાં કંઈક ખડખડાટ થયો. આમ તેમ વિખરાયેલાં ચીથરાંએ પાર્વતીના સૂકા પગ અને ભયાનક શરીરનું સ્વરૂપ ધારણ કર્યું. આ જોતાંજ નારાયણીએ કારમી ચીસ પાડી ! મુન્શીજી પણ ગાભરા બનીને બારણા પાછળ સંતાઈ ગયા અને રામકૃષ્ણ પણ દોડીને પિતાને બાઝી પડયો ! છેવટે ચીથરાંમાંથી ઉંદર બહાર નીકળ્યો ત્યારેજ આ લોકોને કંઈક જીવમાં જીવ આવ્યો ! હવે મુન્શીજી સાહસ કરીને માટલી તરફ જવા લાગ્યા. પરંતુ નારાયણીએ કહ્યુંઃ "રહેવા દો; એ તો જોઈ તમારી બહાદૂરી !"

પોતાની પ્રિયતમાએ કરેલા આ અનાદરથી મુન્શીજી છેડાઈ

પડયાઃ "શું તું એમ સમજે છે કે હું ડરી ગયો? હવે બ્હીકની વાત જ ક્યાં રહી? પાર્વતી તો મરી પણ ગઇ, એ શું અહીં બેસી રહી છે? અરે, હજુ હમણાં જ હું ખડકીની બહાર નહોતો નીકળ્યો? તું તો મને રોકતી જ રહી, ને હું બહાર નીકળી ગયો!"

મુન્શીજીની આ દલીલે નારાયણીને નિરુત્તર કરી દીધી; કેમકે ખડકીની બહાર નીકળી જવું કે નીકળવાની કોશિશ કરવી એ કંઇ સાધારણ કામ ન હતું! જે પુરુષના સાહસનું આવું સરસ પ્રમાણ મળી શકે, તેને કોણ ડરપોક કહી શકે? નારાયણી જો કહેતી હોય તો એ તો માત્ર તેની હઠજ છે!

વાળુ કરીને ત્રણે જણ સૂવાના ઓરડામાં આવ્યાં, પરંતુ પાર્વતીએ અહીં પણ તેમનો પીછો ન મૂક્યો! ત્રણે જણ બેઠાં બેઠાં વાતો કરીને મનને ખુશ રાખવાનો પ્રયત્ન કરતાં હતાં. નારાયણીએ બત્રીસ પુતળીની વાર્તા કહી; મુન્શીજીએ કેટલાક ફોજદારી મુકદ્દમાની કહાણીઓ કહી સંભળાવી; પરન્તુ આમ છતાં પણ તેમની નજર આગળથી પાર્વતીની મૂર્તિ ખસતી ન હતી. જરાક ખડખડાટ થતાં ત્રણે જણ ચમકી ઉઠતાં. બહાર ઝાડનાં પાંદડાંમાં ખડખડાટ થતો સો અહીં ત્રણેનાં રૂવાં ઉભાં થઇ જતાં! રહી રહીને જાણે કે પૃથ્વીના ઉંડાણમાંથી સંભળાતો હોય એવો એક ધીમો અવાજ ત્રણેના કાનમાં ગુંજ્યા કરતો હતો કે "તારૂં લોહી પીશ."

અર્ધી રાત્રે નારાયણી ઉંઘમાંથી ઝબકી ઉઠી! આ અરસામાં તે ગર્ભવતી હતી. લાલચોળ આંખો અને લાંબા તીણા દાંતવાળી પાર્વતી જાણે પોતાની છાતીપર ચ્હડી બેઠી હોય એમ તેને લાગતું હતું. તેણે કારમી ચીસ પાડી અને બ્હાવરીની માફક પથારીમાંથી કૂદી બહાર પરસાળમાં આવીને તે ચત્તીપાટ ભોંયપર પડી. આખા શરીરે પરસેવો પરસેવો થઇ રહ્યો. મુન્શીજી પણ તેની ચીસ સાંભળીને

જાગ્યા'તા તો ખરા, પણ બ્હીકને લીધે તેમના આંખો ઉઘડી શકી નહિ ! મીંચેલી જ આંખે પથારીમાંથી ઉઠી બારણા માટે ફાંફાં મારવા માંડ્યાં ! ઘણીવારે બારણું જડ્યું અને તે બહાર પરસાળમાં આવ્યા. નારાયણી જમીનપર પડીપડી હાથપગ પછાડી રહી હતી. તેને ઉઠાડીને અંદર લાવ્યા, પણ આખી રાત તેણે આંખ ન ઉઘાડી. સવારમાં બકબકાટ શરૂ થયો અને થોડીજ વારમાં તાવ આવ્યો. આખું શરીર લાલચોળ થઈ ગયું. સાંજ થતાં થતાંમાં તો તેને સન્નિપાત શરૂ થયો અને અર્ધી રાત્રે જ્યારે આખી સૃષ્ટિપર શાંતિ છવાઇને સઘળે સૂનકાર થઈ રહ્યો હતો ત્યારે તે આ સંસારમાંથી ચાલી ગઇ ! પાર્વતીની બ્હીકે તેનો જીવ લીધો. જ્યાં સુધી પાર્વતી જીવતી હતી ત્યાં સુધી તે સદા નારાયણીના ફુંફાડાથી ડરતી હતી. ગાંડી થઈ જવા છતાં પણ તે કદિ નારાયણીની સામે થઈ ન હતી. પરંતુ પોતાનો જીવ આપીને આજ તેણે નારાયણીનો જીવ લીધો ! ભયમાં બહુ મોટી શક્તિ છે. મનુષ્ય હવામાં એક ઇંટ પણ ઉભી નથી કરી શકતો, પણ ભય તો હવામાં આખો કલ્પિત સંસાર પેદા કરે છે !

રાત વીતી ગઈ, દિવસ ચઢતો ગયો પણ નારાયણીનું શબ ઉપાડવા ગામમાંથી કોઇયે આવ્યું નહિ. મુન્શીજી ઘેરઘેર ફર્યા પણ કોઇએ મ્હોં દીધું નહિં. હત્યારાને બારણે તે ભલા કોણ જાય ? હત્યારાની લાશ કોણ ઉપાડે ? આ સમયે મુન્શીજીનો રોફ દમામ, તેમની પ્રબળ કલમનો ભય કે તેમની કાયદાના જ્ઞાનની પ્રતિભા, કશુંયે કામ આવ્યું નહિ. ચારે તરફથી હારીને મુન્શીજી સ્હાંજે ઘેર આવ્યા. તેમને સઘળે અંધકાર જ જણાતો હતો. ખડકી સુધી તો આવ્યા પણ અંદર પગ મુકવાની હિંમત ન ચાલી; તેમ બહાર પણ ઉભા રહી શકાય તેમ ન હતું. બહાર પાર્વતીની બ્હીક હતી અને અંદર નારાયણીની. જેમ તેમ જીવ કઠણ કરી "હનુમાન ચાલીસા "નો

પાઠ અને "નારાયણ બળી"નો મંત્ર ભણતા ભણતા ઘરમાં આવ્યા ! આ સમયે તેમના મનની જે સ્થિતિ હતી તેનું વર્ણન થઇ શકે એમ નથી ઘરમાં શબ પડયું હતું અને કોઇ આગળ પાછળ હતું નહિ. તેમજ બીજું લગ્ન પણ હવે થઇ શકે તેમ ન હતું. હજુ આ ફાગણ મહીને જ તેમને પચાસમું વર્ષ બેઠું હતું. હાય ! હવે આવી સુયોગ્ય અને મોટી જીભવાળી સ્ત્રી કયાં મળશે ? અફસોસ ! હવે ઘેર આવી ઉઘરાણી કરનારાઓની સામે પોતાની જીભના પ્રભાવે યુદ્ધ ચલાવી તેમને મહાત કોણ કરશે ? લેણદેણનો હિસાબ એટલી ખુબીથી હવે કોણ સંભાળશે ? હાય ! આ નુકશાનનો બદલો કદિ વળી શકે એમ નથી. બીજે દિવસે મુન્શીજી શબને એક લ્હારીમાં નાખીને સ્મશાન તરફ લઇ ગયા !

( ૬ )

શબની સાથે કોઇ ગયું ન હતું. એક મુન્શીજી પોતે અને બીજો તેમનો સુપુત્ર રામકૃષ્ણ. આવી બેઇજ્જતીથી તો પાર્વતીની લાશ પણ નહોતી નીકળી !

પાર્વતીએ નારાયણીનો જીવ લીધા છતાં પણ મુન્શીજીને ન છોડયા ! તેમના મનમાં પણ હરવડી પાર્વતીની મૂર્તિજ વિરાજમાન રહેતી હતી. ગમે તે કામ કરતાં પણ તેમના ધ્યાન સમક્ષ એ મૂર્તિ જ આવીને ખડી થતી ! જો કદાચ કંઈ દિલ બહેલાવવાનું સાધન હોત કે કોઈની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળતો રહેતો હોત તો એ આટલા બેચેન ન રહેત; પરંતુ ગામનું એક નાનું છોકરૂં સરખુંયે તેમના બારણા સામે જોતું ન હતું. બિચારા પોતાને હાથે જ પાણી ભરતા ને વાસણ માંજતા ! શોચ અને ક્રોધ, ચિન્તા અને ભય, એ શત્રુઓ સામે ભલા એક મનુષ્યનું મગજ તે કેટલીક ઘડી

ટકી શકે ? અને તે પણ એવું મગજ કે જે હમેશાં કાયદા કાનૂનની લડતો ચલાવી ચલાવીને ખવાઈ ગયું હોય !

એક કેદીની માફક તેમણે દસ બાર દિવસ તો એકલા રહીને ગાળ્યા. ચૌદમે દિવસે મુન્શીજીએ કપડાં બદલ્યાં અને પોતાનો કાગળ-પત્રનો થેલો લઇને કચેરીમાં જવા નીકળ્યા. આજ તેમનો ચ્હેરો કંઇક ખીલેલો જણાતો હતો. તેમના મનમાં આશા હતી કે હું જઇશ કે તરતજ મારા અસીલો મને ઘેરી લેશે અને મારી આ દશા માટે ખરખરો કરશે—આશ્વાસન આપશે. હું પણ આંસુનાં બેચાર ટીપાં પાડીશ. વળી ફરી પાછા અગાઉની માફક ‘ ફરિયાદનામાં,’ ‘ રહેમ-નામાં ’ અને “ સુલેહનામાં ’ના ઢગલેઢગલા આવશે અને આપણી મુઠી તર થશે ! ત્હાંજે જરા નિશાપાણીનો રંગ જામશે અને એને લીધે જીવ પણ જરા આનન્દમાં રહેશે. આવા આવા વિચારમાં મગ્ન થતા મુન્શીજી કૉર્ટમાં પહોંચ્યા.

પરંતુ ત્યાં ‘ ફરિયાદનામાં ’ અને ‘ સુલેહનામાં ’ની વૃષ્ટિને બદલે નિરાશાની રેતાળ જમીનજ નજર આવી. પોતાનો થેલો ખોલીને કલાકો સુધી બેસી રહ્યા પણ કોઇએ તેમના સામું સરખુંયે જોયું નહિ, કે ન કોઇએ તેમને પૂછ્યું કે આપની તબિયત કેમ છે ! નવા અસીલો તો જાણે ઠીક, પણ તેમના મોટા મોટા જૂના અસીલો કે જે તેમના કંઇક પેઢીઓ થયાં બાંધેલા ઘરાક હતા તે પણ આજ તેમનાથી મ્હોં છુપાવવા લાગ્યા ! અને પેલો નાલાયક અનાડી રમ-જાન કે જેની મુન્શીજી રોજ મશ્કરી કરતા અને જેને પૂરૂં શુદ્ધ લખતાં પણ આવડતું ન હતું, તે તો જાણે આજ ગોપીઓમાં કહાન હોય એમ અસીલો તેની ચારે તરફ વીંટળાઇ વળ્યા હતા ! વાહ, નસીબની બલિહારી ! અસીલો તો સામું પણ નહિ જોતાં પરબાર્યાજ મ્હોં ફેરવીને ચાલ્યા જાય છે ! જાણે ઓળખતાજ નથી ! આખો

દિવસ કચેરીની ધૂળ ફાકીને સ્હાંજે મુન્શીજી ઘેર આવવા નીકળ્યા. નિરાશા અને ચિન્તામાં ડુબેલે હૃદયે જેમ જેમ તે ઘરની નજીક આવતા ગયા તેમ તેમ પાર્વતીનું ચિત્ર નજર સામે વધુ સ્પષ્ટ થતું ગયું. ઘેર આવીને બારણું ઠોકયું. તેમના પનોતા પુત્રે રમવા માટે ઘરમાં બે કુતરા પૂર્યા હતા ! રામકૃષ્ણે જેવું બારણું ઉઘાડયું કે પેલા કુતરાઓ ઝપાટાબંધ ધસમસ્યા બહાર નીકળ્યા ! મુન્શીજી પાર્વતીની બ્હીકથી એટલા તો ગભરાઇ ગયા હતા કે કુતરાના બહાર નીકળવાના અવાજથીજ તેમના હોશકોશ ઉડી ગયા અને ચીસ પાડી જમીન-પર પડયા !

મનુષ્યના મન અને મગજપર ભયનો જેટલો પ્રભાવ પડે છે એટલો બીજી કોઇ પણ ચીજનો પડતો નથી. પ્રેમ, ચિન્તા, નિરાશા, હાનિ, આ સઘળાં, અવ્યવસ્ત મનને દુઃખિત કરી મૂકે છે, પણ એ તો હવાના હલકા સપાટા રૂપ છે અને ભય તો એક પ્રચંડ આંધી રૂપ છે. આ બનાવ બન્યા પછી મુન્શીજીપર શું વીત્યું તેની ખબર નથી, પણ લોકોએ તેમને કેટલાક દિવસો સુધી કચેરીમાં જતા અને ત્યાંથી નિરાશ વદને પાછા આવતા જોયા હતા. જો કે કચેરીમાં અસીલ તો એક પણ મળતો ન હતો, પરંતુ ત્યાં જવું એ એમનું કર્તવ્ય હતું ! વળી ઉઘરાણીવાળાઓની પીડામાંથી છૂટવાને અને પોતાના લેણદારોના જીવને ધરપત આપવાને માટે પણ તેમણે આ એક વેષ ભજવ્યા કર્યો. ત્યાર પછી તે કેટલાયે મહિના સુધી ગામમાં જણાયા નહિ. તે બદ્રીનાથ ચાલ્યા ગયા. એક દિવસ એ ગામમાં એક સાધુ આવ્યો. તેણે આખે શરીરે ભભૂત ચોળી હતી, જટા વધારેલી હતી અને હાથમાં કમંડળ હતું. તેનો ચહેરો મુન્શી રામસુન્દરના ચ્હેરાને બહુ મળતો આવતો હતો. તેની બોલવા ચાલવાની ઢબમાં પણ બહુ ફેર ન હતો. તે એક ઝાડની નીચે ધૂણી

જગાવીને બેઠો હતો. તેજ રાત્રે મુન્શી રામસુન્દરના ઘરમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા લોકોની નજરે પડયા. જોતજોતામાં તો આગના ભમૂકા નીકળવા લાગ્યા અને થોડીજ વારમાં આગ વધી ગઇ ! ગામના સેંકડો લોકો દોડી ગયા; નહિ કે આગ બુઝાવવા, પરંતુ તમાશો જોવા ! એક ગરીબની હાયમાં કેટલો પ્રભાવ છે ?

મુન્શીજીના ગેબ થઈ જવા પછી રામકૃષ્ણ પણ પોતાના મામાને ત્યાં ચાલ્યો ગયો હતો. ત્યાં તે થોડા દિવસ રહ્યો, પરન્તુ તેની વર્તણુક ત્યાં કોઇને પસન્દ આવી નહિ.

એક દિવસ તેણે કોઈના ખેતરમાં કંઈ નુકશાન કર્યું તેથી ખેતરવાળાએ તેને બેચાર ધોલ લગાવી દીધી ! આનું વેર વાળવાને, જ્યારે તે ખેતરવાળાના ચણા ખળામાં આવ્યા ત્યારે રામકૃષ્ણે તેમાં આગ લગાડી દીધી. આખું ખળું બળીને ભસ્મ થઇ ગયું અને હજારો રૂપિયાનું નુકશાન થયું. પોલીસને ખબર કરવામાં આવી ને રામકૃષ્ણને પકડવામાં આવ્યો. હજુ પણ તે વગરભાડાની કોટડીમાં હવા ખાય છે !

આ તો ગરીબ મુન્શીજીની વાત છે. મોટા મોટા શેઠિયાઓ પણ કેટલાક આવી રીતે જ પૈસાદાર બન્યા હોય છે. પાછળથી તેમનું કેમ ખેદાનમેદાન થઈ જાય છે એ વાત પણ જગતની જાણ બહાર નથી. તેઓ ભલે એરણની ચોરી કરીને સોયનાં દાન કરવા નિકળે ! જગતની આંખોમાં ધૂળ ભલે નાખે; સર્વજ્ઞ પ્રભુની આંખમાં નાખી શકાતી નથી.

# પુત્રીનો પૈસો.

('પ્રેમપૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી.)

**મૂળ લેખક: શ્રીયુત પ્રેમચન્દ**

( ૧ )

બેટવા નદીના કિનારાપર એક નાનું સરખું ગામ આવેલું છે. એ ગામ પોતાનાં જૂનાં પુરાણાં ખંડિયેરોને લીધે બહુ પ્રસિદ્ધ છે. જાતીય દંતકથાઓ તથા જૂના પુરાણા ઇતિહાસનાં અવશેષરૂપ ખંડિયેરોના શોખીન અને ઇતિહાસપ્રિય સજ્જનો ઘણાજ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક આ ગામમાં આવે છે. ગામનો બુઢ્ઢો માછી સુખલાલ ચૌધરી તેમને ફેરવી ફેરવીને બધાં ખંડિયેરો બતાવે છે. રાણીના મહેલ, રાજાના દરબારગૃહ અને રાજકુંવરની બેઠકનાં રહ્યાંસહ્યાં ચિહ્નો બતાવતાં બતાવતાં નિઃશ્વાસ નાખી રૂંધાયેલા સ્વરે તે કહેતો: "મહાશય ! એક સમય એવો પણ હતો કે જ્યારે માછીમારોને માછલીઓના બદલામાં અશરફીઓ ઇનામમાં મળતી ! ઝાડુ કાઢનારાઓ મહેલમાંથી ઝાડુ કાઢતાં કાઢતાં ઠેકાણે ઠેકાણેથી અશરફીઓ વીણી લેતા હતા ! બેટવા નદીનાં પાણી હમેશાં વધીને મહારાજનાં ચરણ સ્પર્શ કરવાને આવતાં! આટલો પ્રતાપ અને આટલું તેજ તે સમયે હતું: પરંતુ આજ તેની આ દશા છે." આ સુન્દર વચનોપર કોઇનો વિશ્વાસ

બેસાડવો એ તો જો કે ચૌધરીની શક્તિ બહારનું કામ હતું, તોપણ એટલું તો ખરૂં, કે સાંભળનાર લોકો તેની સહૃદયતા અને અનુરાગ જોઇને તેનાપર ખૂશ તો અવશ્ય થઇ જ જતા.

સુખલાલ ચૌધરી બહુ ઉદાર પુરુષ હતો; પરંતુ જેટલું મોટું એનું મ્હોં હતું તેટલો કોળિયો ન હતો ! ત્રણ પુત્રો, ત્રણ વહુઓ અને કેટલુંક પૌત્ર પૌત્રીઓનું પણ લશ્કર હતું ! પુત્રી ફક્ત એકજ ગંગા નામની હતી. ગંગા સુખલાલ ચૌધરીનું સૌથી છેલ્લું સંતાન હતું. પોતાની સ્ત્રીના મરણ પછી તેણે ગંગાને બકરીનું દુધ પાઈ પાઇને ઉછેરી હતી ખાનારો પરિવાર આવડો મોટો હતો, પરંતુ ખેતી ફક્ત થોડાં જ વીઘાંની હતી. આ કારણથી તેમનો નિર્વાહ માંડમાંડ ચાલતો. વૃદ્ધાવસ્થા અને પોતાના પુરાણી વસ્તુઓ તથા ખંડિયેરોના જ્ઞાનને લીધે ગામમાં સુખલાલનાં માન આબરૂ સારાં હતાં. તેની આ પ્રતિષ્ઠા જોઇને ગામનો શરાફ જગન્નાથ મનમાં ને મનમાં ખૂબ બળતો સુખલાલ જ્યારે ગામના લોકોના દેખતાં મોટા મોટા અમલદારોની સાથે લાંબા લાંબા હાથ કરીને હિંમતથી વાતો કરતો અને આખા ગામનાં ખંડિયેર ફેરવી ફેરવીને બતાવતો ત્યારે જગન્નાથ—કે જે ચપરાશીઓના ધક્કા ખાવાની બીકથી અમલદારોની પાસે પણ જઇ શકતો ન હતો તે—મનમાં ને મનમાં બળી જતો ! આથી તે હમેશાં મનમાં કહેતો કે " એક સમય એવો પણ આવશે કે જ્યારે હું મારા ધનને લીધે સુખલાલપર મારો અધિકાર જમાવીશ. " આ શુભ અવસરની તે હમેશાં રાહ જોયા કરતો.

( ૨ )

આ ગામ ઠાકોર જીવણસિંગની જમીનદારીમાં હતું. ઠાકોરના જુલમથી ગામના લોકો ત્રાસી ગયા હતા. આ વરસે જ્યારે જિલ્લા મૅજિસ્ટ્રેટની સ્વારી ગામનાં પુરાતન ખંડિયેરોની મુલાકાત લેવા પધારી

ત્યારે સુખલાલ ચૌધરીએ દબાયેલે સ્વરે ગામના લોકોની મુશ્કેલીઓ અને ઠાકોર જીવણસિંગના જુલમની બધી વાતો સાહેબને કહી સંભળાવી. અમલદારો સાથે વાતો કરતાં સુખલાલ જરા પણ અચકાતો નહિ. જોકે તે બરાબર સમજતો હતો કે ઠાકોર જીવણસિંગની સામે ફરિયાદ કરવી એ સિંહના મુખમાં હાથ નાખવા સમાન છે; પરંતુ જ્યારે ગામના લોકો કહેતા કે "ચૌધરીજી, આવા આવા મોટા અમલદારો સાથે તમારે ઓળખાણ, અને અમારાપર આટલો જુલમ થાય તો પછી તમારી મિત્રતા અમારે ક્યારે ખપમાં આવે!" ત્યારે સુખલાલનો મિજાજ સાતમા આસમાનપર પહોંચી જતો અને ઘડીભર તે ઠાકોર જીવણસિંગની સત્તાનો ભય ભૂલી જતો! સુખલાલે મૅજિસ્ટ્રેટને સઘળી કહાણી કહી સંભળાવ્યાથી મૅજિસ્ટ્રેટે જીવણસિંગ પાસેથી આ વાતનો ખુલાસો માગ્યો. અહીં બીજી બાજુએ જગન્નાથ શરાફે સુખલાલ ચૌધરીના આ સ્વામીદ્રોહની વાત જીવણસિંગને પહોંચાડી દીધી. હવે ઠાકોર સાહેબના મિજાજનું શું પૂછવું? તેમનો ગુસ્સો ભભૂકી ઉઠ્યો અને કારભારી પાસે મહેસુલના ચોપડા મંગાવ્યા. ભોગજોગે ચૌધરીના ખાતામાં આ સાલનું કેટલુંક મહેસુલ ભરવાનું બાકી હતું. કંઇક તો આ વર્ષે ઉપજ ઓછી થઇ હતી અને વળી પાછાં ગંગાનાં લગ્ન હમણાં તાજેતરમાં જ કર્યાં હતાં; અધૂરામાં પૂરૂં નાની વહુએ નાકની નથ બનાવવાની હઠ લીધી હતી તે બનાવવી પડી, એટલે ચૌધરી તદ્દન ખાલી થઇ ગયો હતો; પરંતુ મહેસુલ માટે તેને કંઈ બહુ ચિંતા જેવું ન હતું. તે તો એવા અભિમાનમાં રહ્યો હતો કે જે જીભમાં મોટા મોટા અમલદારોને પ્રસન્ન કરવાની શક્તિ છે તે જીભ શું ઠાકોર સાહેબને વશ નહિ કરી શકે? બુઢ્ઢો ચૌધરી પોતાના ગર્વમાં આમ નિશ્ચિંત હતો અને ત્યાં તેના બાકી રહેલા મહેસુલ માટે દાવો કરવામાં આવ્યો! સમન આવી

પહોંચ્યું, બીજા દિવસનીજ મુકદ્દમાની તારીખ પડી; એટલે ચૌધરીને પોતાની જીભનું જાદુ ચલાવવાનો અવસર મળ્યો નહિ.

જે લોકોના ચ્હડાવવાથી સુખલાલે ઠાકોર વિરુદ્ધ મૅજિસ્ટ્રેટ સાહેબને ફરિયાદ કરી હતી તે લોકોનાં તો દર્શન પણ દુર્લભ થઈ પડયાં! ઠાકોર સાહેબના માણસો અને સિપાઇઓ ગામમાં ચારે તરફ ફરવા લાગ્યા. તેમના ભયથી ચૌધરીની પાસે જવાનું સાહસ પણ કોઈ કરી શક્યું નહિ. કચેરી અહીંથી ત્રણ માઇલ દૂર હતી. વરસાદના દિવસો, રસ્તામાં ઠેર ઠેર પાણી, નદીઓમાં પૂર આવેલાં, રસ્તો કાચો, બળદગાડીની સગવડ નહિ અને પગમાં બળ નહિ. આથી મુકદ્દમાનો ફેંસલો એકતરફી આપવામાં આવ્યો. કે મહેસૂલ વસુલ કરવા ચૌધરીનું ઘર હરરાજ કરવાનો હુકમ થયો.

( ૩ )

હરરાજીની નોટીસ આવી પહોંચતાંજ ચૌધરીના હાથ પગ ઢીલા થઈ ગયા! તેની બધી ચતુરાઇ ઉડી ગઈ! ચૂપચાપ ખાટલાપર બેસી રહી નદી તરફ જોઇ તે મનમાં વિચારવા લાગ્યો " હાય! શું મારા જીવતાંજીવતજ આ ઘર માટીમાં મળી જશે? મારા આ સુંદર બળદોની જોડીના ગળામાં શું બીજાઓની ધુંસરી પડશે?"

આ વિચાર કરતાં કરતાં તેની આંખોમાં આંસુ આવ્યાં. તે બળદોને ગળે વળગીને રોવા લાગ્યો! પણ આ શું? બળદોની આંખમાં આંસુ કેમ હતાં? તે પણ કેમ ઘાસમાં મ્હોં નહોતા નાખતા? શું તેમના હૃદયપર પણ પોતાના સ્વામીના દુઃખને લીધે આઘાત થયો હતો?

પોતાના ઝુંપડા તરફ વિકળ નયને જોઈ રહી તે વિચારવા લાગ્યો: "શું આ ઘરમાંથી મારે નીકળવું પડશે? આ પૂર્વજોની નિશાની શું મારી હયાતીમાંજ છીનવી લેવામાં આવશે?"

કેટલાક લોકો સંકટમાં આવી પડે છે તે સમયે કસોટીમાં દઢ રહે છે. જ્યારે કેટલાક તો દુઃખની આંચ સરખીયે નથી ખમી શકતા. ચૌધરી કલાકોના કલાકો સુધી ખાટલાપર પડ્યો પડ્યો પોતાના કુળદેવ મહાદેવની સ્તુતિ કર્યા કરતો અને તેમના ગુણ ગાયા કરતો. તેના ચિંતાદગ્ધ આત્માને માટે આ સિવાય બીજો કોઇ ઉપાય રહ્યો ન હતો.

અલબત્ત, ચૌધરીની ત્રણે વહુઓ પાસે તો ઘરેણાં હતાં જ. પરંતુ સ્ત્રીનાં ઘરેણાં એ શેરડીના રસ સમાન છે; એ રસ તો પીલવાથીજ નીકળી શકે છે. સુખલાલ જોકે હતો, હલકી જાતનો પરંતુ તેનો સ્વભાવ બહુ ઉમદા હતો. વહુઓ પાસે જઇને ઘરેણાં ઉતરાવવા જેવી નીચ વાત કહેતાં તેને સંકોચ થતો હતો. આવો નીચ વિચાર તેના મનમાં કદાચ ઉત્પન્ન પણ નહિ થયો હોય. ચૌધરીના ત્રણે પુત્રોએ જો જરા બુદ્ધિ વાપરીને કામ લીધું હોત તો એ બિચારા બુઢ્ઢાને દેવતાઓનું શરણ શોધવાની જરૂર ન રહેત ! પરંતુ એ છોકરાઓની વાત તો વળી નિરાળી જ હતી. મોટા છોકરાને તો નદીના ઘાટના કામમાંથી ફુરસદ જ મળતી ન હતી ! બાકીના બે પુત્રો તો વળી આ પ્રશ્નપર કંઇ વિચિત્ર મનસૂબા જ કરી રહ્યા હતા. વચલા છોકરાએ મ્હોં મરડીને કહ્યું: “ ઉંહ ! શું આ ગામ ઉપરજ ભૂંગળું ભાગ્યું છે ? જ્યાં જઇશું ત્યાં કમાઇ ખાઇશું. પછી તો જીવણસિંહની મૂછોના વાળ એક એક કરીને તોડી લેવાની મારામાં સત્તા છે ! ” નાનો ફક્કડ છેલબટાઉ વળી મરડાઇને બોલ્યો: “મૂછો તું ઉખેડી લેજે ને નાક હું કાપી નાખીશ; એને નકટો બનાવીને જ ફેરવવો ! ” આ મનસૂબા કરીને બન્ને જણ પોતાના ઉમદા ( ! ) વિચારપર ખૂબ હસ્યા અને પછી માછલાં મારવા ચાલ્યા ગયા !

આ ગામમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો. તે મન્દિરમાં પૂજા

કરતો અને પોતાના યજમાનોને દર્શન દેવાને માટે હમેશાં સુખલાલની હોડીમાં બેસીને નદીને સામો પાર જતો; પરંતુ હોડીમાં બેસવાનું ભાડું ન આપતો! ત્રીજે દિવસે જમીનદાર જીવણસિંગના ગુપ્તચરોની નજર ચૂકાવીને તે સુખલાલ પાસે આવ્યો અને સહાનુભૂતિ દર્શાવતો બોલ્યો: "ચૌધરીજી, કાલના દહાડાનીજ મુદત બાકી રહી છે ને તમે તો હજુ પડયા પડયા ઉંઘો છો! ઘરની કંઇ ચીજ વસત હોય તે તો ક્યાંક આડી અવળી કરી દો; કે કોઇ જગ્યાએ મોકલી દો! જે કંઇ બચ્યું તે ખરૂં! એ લોકો ઘરની માટી તો થોડીજ ખોદીને લઇ જવાના હતા!"

ચૌધરી સૂતો હતો તે બેઠો થયો અને આકાશ તરફ નજર કરીને બોલ્યો: "જે કંઇ એણે ધાર્યું હશે તે થશે. મારાથી આવું કોઇ પણ પ્રકારનું કપટ થશે નહિ."

કેટલાયે દિવસની નિરંતર ભકિત અને ઉપાસનાને પરિણામે સુખલાલનું અંતઃકરણ પવિત્ર બની ગયું હતું. છળ પ્રપંચ કરવા તરફ તેને તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તેના આ શબ્દો સાંભળીને શીખામણ આપવા આવેલા પંડિતજી—કે જે આવાં કામ કરવામાં બહુ હોશિયાર ગણાતા—તો શરમાઇ જ ગયા.

પરન્તુ ચૌધરીના ઘરના બીજા લોકોને કંઇ ઇશ્વરેચ્છાપર એટલો બધો ભરોસો ન હતો. ધીમે ધીમે ઘરનાં વાસણકુસણ અને બીજી માલમત્તા ઘરમાંથી ખસેડીને વગેસગે કરી દેવામાં આવતી હતી. તે એટલી હદ સુધી કે અનાજનો એક દાણો સરખોયે ઘરમાં રહેવા ન પામ્યો! રાત્રે હોડીમાં ભરીને માલ રવાના કરવામાં આવતો ને સવારે તો હોડી ખાલી થઇને પાછી આવતી! ત્રણ દિવસ સુધી ઘરમાં ચૂલો ન સળગ્યો! બુઢ્ઢા ચૌધરીના મ્હોંમાં અન્નનો એક દાણો તો શું, પણ પાણીનું એક ટીપું સુદ્ધાએ ત્રણ દિવસ સુધી ન

પડયું. સ્ત્રીઓ ચણા ભૂંજીને ખાઇ લેતી અને છોકરાંઓ નદી કિનારેથી માછલાં લઇ આવી ભૂંજીને ઉડાવતા ! બિચારા બુઢ્ઢાની આ 'એકાદશી' માં જો કોઇ સહૃદય ભાગીદાર હોય તો તે એની પુત્રી ગંગા હતી. તે બિચારી પોતાના બુઢ્ઢા બાપને ખાટલાપર અન્ન પાણી વિના પડ્યો રહેલો જોઇને ડુસ્કે ડુસ્કે રડતી હતી.

જેટલો પ્રેમ પુત્રીઓને માતાપિતાપર હોય છે તેટલો પુત્રોને નથી હોતો. ગંગા રાતદિવસ એજ વિચારમાં મગ્ન રહેતી કે "બાપાજીને કયે પ્રકારે હું સહાય કરૂં ? જો અમે સઘળાં ભાઈબ્હેન એકઠાં મળીને ઠાકોર જીવણસિંગની પાસે જઈ દયા માટે પ્રાર્થના કરીએ તો તે અવશ્ય માફી આપશે; પરંતુ બાપાજી માને એવા કયાં છે ? અરે તે પોતેજ જો જરા એક દિવસ મોટા સાહેબ પાસે જઈ આવે તો બધુંયે ઠેકાણે પડી જાય. પરંતુ એમની તો જાણે બુદ્ધિજ બ્હેર મારી ગઈ છે ! કંઇ રસ્તોજ સુઝતો નથી !" આમ વિચાર કરતાં કરતાં ગંગાને એક વિચાર સુઝી આવ્યો અને તેનું કરમાઇ ગયેલું મુખ ખીલી ઉઠયું.

પૂજારી બ્રાહ્મણ સુખલાલ પાસેથી ઉઠીને ચાલ્યો ગયો હતો અને ચૌધરી ઉચ્ચ સ્વરે પોતાના સૂઈ રહેલા કુળદેવતાઓને પોકારી પોકારીને બોલાવી રહ્યો હતો. એટલામાં ગંગા તેની પાસે જઇને ઉભી રહી. ચૌધરીએ તેને જોઇને આશ્ચર્યથી પુછ્યું: "કેમ દીકરી, આ રાતને પહોર કેમ બહાર આવી ?"

ગંગા બોલી: "ભાગ્યમાંજ બહાર રહેવાનું લખ્યું છે, તો પછી અંદર કેમ રહેવાય ?"

સુખલાલ જોરથી બૂમ મારીને બોલી ઉઠયો: "હા ! કૃષ્ણ મોરારી, તમે ક્યાં ગયા ? મારૂં દુઃખ હરો."

ગંગા અત્યાર સુધી ઉભી હતી તે ખાટલાપર બેસી ગઈ અને

ધીમે રહીને બોલીઃ "આમ ભગવાનનું ભજન કરતાં કરતાં તો આજ ત્રણ દિવસ વહી ગયા ! ઘર બચાવવાનો કંઇ વિચાર કર્યો, કે બસ એને આમ ને આમ માટીમાંજ મળી જવા દેવું છે ? અમને ક્યાં રાખશો ? ઝાડ નીચે ?"

ચૌધરી દુઃખભરે અવાજે બોલ્યોઃ "દીકરી, મને તો એકેય ઉપાય નથી સૂઝતો. ભગવાનની મરજી હશે તેમ થશે. હે ગિરિધર ! હે ગોપાળ ! જલ્દી વ્હારે આવો; વિલંબ શાને કરો છો ?"

ગંગા બોલીઃ "મને એક ઉપાય સૂઝયો છે; કહો તો બતાવું."

ચૌધરી એકદમ ઉઠીને બેઠો થયો અને પૂછયુંઃ "શું ઉપાય છે દીકરી ?"

ગંગા બોલીઃ "મારાં ઘરેણાં જગન્નાથ શરાફને ત્યાં ગીરો મૂકીને રૂપિયા લઇ આવી ભરી દો."

ચૌધરી એક ઠંડો નિઃશ્વાસ નાખીને બોલ્યોઃ "દીકરી, આ વાત મારે મ્હોડે કહેતાં તને શરમ નથી આવતી ? તારા ગામના કુવાનું પાણી પણ મારાથી પીવાય નહિ; તારા ઘરની ખડકીમાં મારાથી પગ પણ મૂકાય નહિ. શું તું મને નરકમાં ધકેલવા માગે છે ?"

ગંગા ઉત્તરને માટે પહેલેથીજ તૈયાર હતી. તે બોલીઃ "હું કાંઈ મારાં ઘરેણાં તમને આપી તો થોડાંજ દઉં છું ? આ સમયે કામ ચલાવી લો. મોસમમાં છોડાવી લેજો."

ચૌધરીએ કડકીને કહ્યુંઃ "ના, મારાથી એ નહિ બને."

ગંગા ઉત્તેજિત થઇને બોલીઃ "તમારાથી એ નહિ બને તો હું જાતે જઇશ. ઘરની આવી દુર્દશા મારાથી નથી જોવાતી."

ચૌધરીએ ગુસ્સે થઇને કહ્યુંઃ "અને પછી લોકોમાં હું શું મ્હોં બતાવું ?"

ગંગાએ ચીડાઇને કહ્યુંઃ "લોકોમાં તે કોણ ઢંઢેરો પીટવા જવાનું છે ?"

ચૌધરીએ છેવટના બોલ કહી દીધા: " જગતની હાંસીને માટે હું મારો ધર્મ નહિ બગાડું. "

ગંગા ગુસ્સે થઇને બોલી: " મારી વાત નહિ માનો તો તમારાપર મારી હત્યા ચડશે. હું આજેજ નદીમાં કૂદી પડીને જીવ આપીશ. ઘર ઉજ્જડ પડે એ મારાથી સહન નહિ થાય. "

ચૌધરીએ ઠંડો નિશ્વાસ નાખીને કહ્યું: " દીકરી, મારા ધર્મનો નાશ ન કર. અને જો તારાથી નજ જોઈ શકાતું હોય તો તારી કોઈ ભાભીનાં ઘરેણાં લઇ આવ. "

ગંગા ગંભીર ભાવથી બોલી: " ભાભીનું મ્હોં ઉઘડાવવા કોણ જાય ? એને જો એટલી ફીકર હોય તો શું એના મ્હોંમાં મગ ભર્યા છે ? "

ચૌધરી નિરુત્તર થઈ ગયો. ગંગા ઘરમાં જઇને પોતાનાં ઘરેણાંનો દાબડો લઇ આવી અને એક એક કરીને સઘળાં ઘરેણાં ચૌધરીના ખેસમાં બાંધ્યાં. ચૌધરીએ આંસુભરી આંખે કહ્યું: " હાય, રામ ! આ શરીરની કોણ જાણે શું યે ગતિ લખી હશે ? " આટલું કહીને તે ઉઠયો. મન ઘણુંયે દૃઢ કર્યું પણ આંખમાંનાં આંસુ ન રોકી શકાયાં.

( ૪ )

રાતનો સમય હતો. સરિયામ માર્ગ છોડી બેટવા નદીને કિનારે કિનારે, જાણે કે પાપની પોટલી લઇ જતો હોય એમ સુખલાલ ચૌધરી ઘરેણાંની પોટલી બગલમાં દબાવીને ધીમે ધીમે ચાલ્યો જતો હતો. જગન્નાથ શરાફના મકાન નજીક પહોંચતાં તે અટકયો અને આંખો ખૂબ લુછી નાખી કે જેથી કોઇને એમ માલૂમ ન પડે કે પોતે રોયો હતો.

ફ્રેમ તૂટી જવાથી દોરી બાંધેલાં જૂનાં મોટાં ચશ્માં નાકપર

ચ્હડાવી જગન્નાથ શરાફ ચોપડાનાં પાનાં આમ તેમ ફેરવી હોક્કો પી રહ્યો હતો અને આછી શાહીથી લખેલા અક્ષરો દીપકના ઝાંખા પ્રકાશમાં ઉકેલવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો. તે વારંવાર ચશ્માં સાફ કરતો હતો અને આંખો મસળતો હતો, પણ રખેને વધારે તેલ બળી જાય એ બ્હીકે દીવાને સંકોરીને સતેજ કરતો ન હતો ! એટલામાં સુખલાલ ચૌધરીએ આવીને કહ્યું: " રામ રામ. "

જગન્નાથ શરાફે ચશ્માં સોંસરી નજર કરી અને તેને ઓળખીને બોલ્યો: "ઓહો, રામ રામ, ચૌધરી. બોલો, મુકદ્દમામાં શું થયું ? આ લેવડદેવડનું કામ તો બહુ જંજાળવાળું છે; મને તો આખા દિવસમાં માથું સરખુંયે ઉંચું કરવાની ફુરસદ નથી મળતી."

ચૌધરી પોટલીને ખૂબ સાવધાનીથી સંતાડીને બેપરવાઈથી બોલ્યો: " હજુ તો કંઈ થયું નથી. આવતી કાલે જપ્તી આવવાની છે ઠાકોર સાહેબે કોણ જાણે કયારનું લેણું કઢાડયું. જો મને બે કે ત્રણ દિવસની મુદ્દત હોત તો જપ્તી આવવા ન દેત. નાના સાહેબ અને મૅજિસ્ટ્રેટ સાહેબ બન્ને મને સારી રીતે ઓળખે છે. હજુ હમણાંજ મેં એક દિવસ નદી કિનારાપર તેમની સાથે કલાકેક સુધી વાતો કરી હતી. પરંતુ એક તો વરસાદના દિવસ અને વળી એક પણ દિવસની મુદ્દત ન આપી, એટલે શું થઈ શકે ? આ વખતે તો મને રૂપિયાની ચિંતા પડી છે. "

શરાફે વિસ્મિત થઈને પૂછ્યું: " તમને રૂપિયાની ચિન્તા ? ઘરમાં ભર્યું છે એ બધું કયે દહાડે કામ આવશે ? " જગન્નાથ આ કંઈ મર્મમાં બોલ્યો ન હતો. આખું ગામ તો એમજ જાણતું હતું કે ચૌધરીના ઘરમાં ઘણી લક્ષ્મી છે.

ચૌધરીના ચ્હેરાનો રંગ બદલાવા લાગ્યો. તે બોલ્યો: " શેઠ સાહેબ ! રૂપિયા હોત તો તો પછી ચિન્તાજ શાની હતી ? તમા-

રાથી છાનું રાખીને મારે શું કરવું છે? આજ ત્રણ દિવસ થયાં ઘરમાં ચૂલો નથી સળગ્યો ! શો કકળ થઈ રહી છે ! હવે તો તમે જીવાડો તો જીવું એમ છું. ઠાકોર સાહેબે તો હેરાન કરવામાં કંઇ કસર નથી રાખી ! ”

જગન્નાથ શરાફ જીવણસિંહને ખૂશી રાખવાને તો ઇચ્છતોજ હતો, પરંતુ ચૌધરીને નાખૂશ કરવાની પણ તેની ઉમેદ ન હતી. જો ચક્રવૃદ્ધિ વ્યાજ ચડાવીને મુદ્દલ જેટલુંજ બીજું વ્યાજ વસુલ થાય એમ હોય તો ચૌધરીપર મફતનો ઉપકાર કરવામાં તેમને કંઈ અડચણ ન હતી! ચૌધરીની અમલદારોની વગ અને ઓળખાણને લીધે એ કદાચ ઠાકોરના પંજામાંથી છૂટી જાય તો પછી શું થાય ? તેથી તે બોલ્યોઃ “ શું કહું ચૌધરીજી, આજકાલ હું પણ ખર્ચનો માર્યો તોબાહ પોકારૂં છું. લેણું વસુલ થતું નથી. હજુ હમણાંજ ટૅક્સના રૂપિયા ભરવા પડયા. હમણાં તો હાથ તદ્દન ખાલી છે. તમારે કેટલાક રૂપિયાની જરૂર છે ? ”

ચૌધરીએ કહ્યુંઃ “ખર્ચ સાથે બસોએક રૂપિયાની જરૂર પડશે.”

જગન્નાથે હવે પોતાના પાસા નાખવા માંડયા. તેણે પૂછ્યુંઃ “તમારા છોકરાઓએ પણ કંઇ મદદ ન કરી ? એ ત્રણે જણા થોડું થોડું કમાય છે તો ખરા ! ” જગન્નાથનું આ નિશાન ચૌધરીના હૃદયમાં સચોટ વાગ્યું. પુત્રોની બેપરવાઇને લીધે ચૌધરીના મનમાં જે અગ્નિ સળગ્યા કરતો હતો તે સતેજ થયો. તે બોલ્યોઃ “ ભાઇ, છોકરા જો કોઈ કામમાં આવે એવા હોત તો આ દહાડો જોવા વખત કેમ આવત ? એમને તો પોતાના મોજશોખથી જ મતલબ ! ઘરસંસાર ચલાવવાનો બોજો તો બધો મારાજ માથાપર છે; એમને તો જાણે કંઇ લેવા દેવાજ નહિ ! મરણ પથારીએ પડીશ તોયે એ જંજાળમાંથી મને કોઈ છૂટો કરે એમ નથી. કોણ જાણે મરીશ તોયે ચામડીમાં પરાળ ભરીને મારૂં ખોખું રાખી મૂકશે ! ”

જગન્નાથે બીજું તીર માર્યું: "વહુઓથી પણ કંઇ ન બની શક્યું ?"

ચૌધરી બોલ્યો: "વહુ કે દીકરા, જે જુઓ તે સૌસૌની મોજમાં મસ્ત છે. ત્રણ દિવસ સુધી અન્નનો દાણો સરખોયે મ્હોંમાં નાખ્યા સિવાય હું આંગણામાં પડ્યો રહ્યો, પણ કોઇયે ભાવ સરખોયે નથી પૂછ્યો ! મદદ કેવી ને વાત કેવી ? વહુઓ પાસે રૂપિયા તો ન હોય, પણ ઘરેણાં તો મારાં બનાવી આપેલાં છે ને ? આવે વખતે જો બબ્બે ચાર ચાર જણસો ઉતારી આપી હોત તો કામ ન આવી જાત ? અને હું પાછી એ છોડાવી ન આપત ? આવા દિવસ કાંઈ હમેશાં તે થોડા જ રહે છે ?"

જગન્નાથ સમજી ગયો કે આ તો બધો મફતનો અને જીભનો સોદો કરવા આવ્યો લાગે છે.

જગન્નાથ ભૂલ્યે ચૂક્યે પણ કોઇ દહાડો જીભના સોદા કરતો ન હતો. તે બોલ્યો: "તમારા ઘરનાં માણસો પણ કોણ જાણે મૂરખ છે ! એટલું પણ નથી જાણતાં કે બિચારો બુઢ્ઢો તે રૂપિયા ક્યાંથી લાવવાનો હતો ? ભાઇ હવે તો વખત જ બદલાઇ ગયો છે; કંઇક જમીન લખી આપો અથવા ઘરેણાં ગીરો મૂકો તો કોઇ રૂપિયા આપે. જમીન લખી આપવામાં પણ કેટલાયે બખેડા થાય છે. સહેલો રસ્તો તો ઘરેણાં ગીરો મૂકવાનો જ છે. ઘરવાળાઓને કોઇને ફિકર નથી તો પછી તમે આબરૂ ક્યાં સુધી નીભાવી રાખશો ?"

ચૌધરી અત્યંત નમ્રતાથી બોલ્યો: "શેઠજી, એ આબરૂને લીધેજ મરવાનો વખત આવે એમ છે. તમારાથી શું છુપું છે ? એક દિવસ એવો પણ હતો કે મારા દાદા મહારાજા સાહેબની સવારીની સાથે ચાલતા હતા; આજે દિવસ એવો આવ્યો છે કે ઘરનાં નળિયાં સુદ્ધાં હરરાજ થવા બેઠાં છે ! મારાથી તો કોઇને મ્હોં સર-

મુંયે નથી બતાવાતું. લે: આ ઘરેણાંની પોટલી. જો લોકલાજ ન હોત તો આ લઇને કદિ અહીં ન આવત. પરંતુ આબરૂ રાખવાને માટે આવો અધર્મ કરવો પડે છે. ”

જગન્નાથે આશ્ચર્યથી પૂછ્યું: “ આ ઘરેણાં કોનાં ? ” ચોધરીએ નીચી મુંડીએ ઘણી કઠિનતાથી ઉત્તર આપ્યો: “ મારી દીકરી ગંગાનાં ! ” જગન્નાથ તો સ્તબ્ધજ થઇ ગયો. તે બોલ્યો: “ અરે રામ રામ ! ”

ચૌધરીએ રૂંધાયેલે સ્વરે કહ્યું: “ મને તો ડૂબી મરવાનું જ મન થાય છે. ”

જગન્નાથે ઘણા જ ધાર્મિક ભાવથી કહ્યું: “ દીકરીના ગામનું ઝાડ સરખું જોવાનીયે શાસ્ત્રમાં મના છે. ”

ચૌધરીએ એક લાંબો નિઃશ્વાસ નાખીને કહ્યું: “ કોણ જાણે કયારે ભગવાન મોત આપશે ! મારા બાઇની ત્રણ પુત્રીઓ પરણેલી છે. કદિ ભૂલમાં પણ એમનાં બારણાં મેં નથી જોયાં. પરમાત્માએ આજ લગી તો ટેક રાખી છે; પણ હવે તો આ શરીરની કોણ જાણે કેવીયે દુર્દશા થવાની છે!”

જગન્નાથ શરાફ “ બક્ષિસ લાખની પણ હિસાબ કોડીનો ” એ સિદ્ધાંત અનુસાર વર્તતો હતો. બ્યાજની એક કોડી સરખી પણ તે જવા ન દેતો. જો મહિના ઉપર એક દિવસ વધારે ચ્હડી જાય તો પૂરા મહિનાનું બ્યાજ વસુલ કરતો. પરંતુ નવરાત્રમાં હમેશાં દુર્ગાપાઠ કરાવતો; પિતૃપક્ષમાં હમેશાં બ્રાહ્મણોને સીધું આપતો. વર્ષમાં એકવાર તો જગન્નાથને બારણે ભાગવતની સમાહ બેઠી જ હોય ! જો કોઇ ગરીબ બ્રાહ્મણ દીકરીના વિવાહ કરવાને માટે તેની સામે લાંબો હાથ કરતો તો તે કદિ ખાલી હાથે ન ફરતો. ભીખ માગનારા બ્રાહ્મણ ભલે ગમે તેવા લુચ્ચા કે દગાખોર હોય, છતાં

પણ તેને બારણે કોઇનો તિરસ્કાર ન થતો. તેના ધર્મશાસ્ત્રમાં તો એવું હતું કે કન્યાના ગામના કુવાનું પાણી પીવા કરતાં તો તરસ્યા મરી જવું સારૂં ! તેનું કઠોર હૃદય ચૌધરીની દીન–હીન દશા જોઇ પીગળી ગયું. તેણે વિચાર્યું કે "આ માણસે તો કોઈ દિવસ હલકા વિચારોને મનમાં સ્થાન નથી આપ્યું. નિર્દય કાળની ઠોકરથી તે અધર્મ માર્ગ ઉપર ઉતરી આવ્યો છે, તો તેના ધર્મની રક્ષા કરવી એ મારો ધર્મ છે." આમ વિચાર કરીને તે ગાદીપર ટટ્ટાર થઈ તકિયાને અઢેલીને બેસીને દૃઢ સ્વરે બોલ્યો: "જે પ્રભુએ આજ લગી તમારી ટેક રાખી છે તે આજે પણ રાખશે જ. પુત્રીનાં ઘરેણાં એને પાછાં આપી દો. જેવી એ તમારી પુત્રી છે એવી મારી પણ છે. લો આ રૂપિયા. બેશક તમારા કામમાં ખર્ચો. જ્યારે હાથમાં આવે ત્યારે આવીને આપી જજો."

ચૌધરીપર આ સહાનુભૂતિની ઘણી જ ગંભીર અસર થઈ. તે ખૂબ જોરથી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો. તેને પોતાના ભાવોની ધુનમાં કૃષ્ણ મોરારીની મોહિની મૂર્તિ પોતાની સામે પ્રત્યક્ષ વિરાજમાન થયેલી લાગી. જે જગન્નાથ આખા ગામમાં બદનામ હતો, ચૌધરીએ પોતે પણ જેની ઘણીવાર અમલદારોને મ્હોડે બદબોઇ કરેલી હતી તે આજે ચૌધરીને સાક્ષાત દેવતા જેવો લાગવા માંડ્યો. રૂંધાયેલા ગદ્દગદ્દ કંઠે ચૌધરીએ કહ્યું: "જગન્નાથ ! તમે આ સમયે મારી વાત, મારી લાજ, મારો ધર્મ–ક્યાં સુધી કહું ?–મારૂં સર્વસ્વ સાચવ્યું છે. મારી ડુબતી હોડી તમે પાર પહોંચાડી છે. કૃષ્ણમોરારી આ ઉપકારનું ફળ તમને અવશ્ય આપશે. અને હું તો જીવીશ ત્યાં લગી તમારા ગુણ ગાતો રહીશ."



# પુત્ર પ્રેમ.

( 'સરસ્વતી' નામક હિન્દી માસિકમાંથી. )

**મૂળ લેખકઃ શ્રીયુત પ્રેમચન્દ.**

( ૧ )

બાબુ ચૈતન્યદાસે અર્થશાસ્ત્રનો બહુજ અભ્યાસ કર્યો હતો, એટલુંજ નહિ પરંતુ તેનો યથા યોગ્ય ઉપયોગ વ્યવહારમાં પણ કરતા. પોતે વકીલ હતા; બે ત્રણ ગામમાં એમની જાગીર હતી; બેંકમાં પણ સારી રકમ જમા હતી. આ સઘળું એમના અર્થશાસ્ત્રના જ્ઞાનનું ફળ હતું. જ્યારે કોઇપણ ખર્ચ એમની સામે આવીને ઉભું રહેતું ત્યારે તે પોતાના મનમાં વિચાર કરતા કે "આ ખર્ચ કરવાથી મારૂંજ ભલું થશે કે બીજા કોઈનું ?" જો એમાં કોઇનું પણ ભલું થવાનો સંભવ ન હોય તો તે એ ખર્ચજ ન કરતા. "વ્યર્થ" શબ્દને તો એ ઝેર જેવો ગણતા અને અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો એમના જીવનના આધાર રૂપ બની ગયા હતા.

એમને બે પુત્ર હતા. મોટાનું નામ પ્રભુદાસ હતું અને નાનાનું નામ શિવદાસ. બન્ને પુત્રો કૉલેજમાં અભ્યાસ કરતા હતા. તે બન્ને વચ્ચે ફક્ત એકજ શ્રેણી–વર્ગ–નું અંતર હતું. બન્ને જણ ચતુર

અને સારી આશા આપતા યુવકો હતા. પ્રભુદાસપર બાબુજીનો પ્રેમ વિશેષ હતો. એ પુત્રમાં સદુત્સાહનો ભાગ કંઈક વધારે હતો અને પિતાને એના તરફની મોટી મોટી આશાઓ હતી. તે એને આગળ અભ્યાસ કરવા માટે ઈંગ્લાંડ મોકલવા ઇચ્છતા હતા. પ્રભુદાસ બૅરિસ્ટર બને એ બાબુજીના જીવનની સાથી મોટી અભિલાષા હતી.

( ૨ )

પરંતુ સંયોગો કંઈક એવા બન્યા કે પ્રભુદાસને બી. એ. ની પરીક્ષા આપ્યા પછી તાવ આવવા લાગ્યો. દાક્તરોની દવા કરવા માંડી. દાક્તર સાહેબ એક માસ સુધી હમેશાં આવીને ચિકિત્સા કરતા પણ તાવ ઓછો થયો નહિ. બીજા દાક્તરની દવા લેવા માંડી, પણ એનાથીયે કંઇ લાભ ન થયો. પ્રભુદાસ દિનપ્રતિદિન ક્ષીણ થતો જતો હતો; ઉઠવા બેસવાની શક્તિ રહી નહતી; અને તે એટલે સુધી કે પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પાસ થવાના શુભ સમાચાર સાંભળીને પણ તેના ચ્હેરાપર હર્ષનું ચિન્હ જણાયું નહિ. તે સદા ગાઢ ચિન્તામાં ડુબેલોજ રહેતો. તેને પોતાનું જીવન બોજારૂપ લાગવા માંડયું. એક દિવસ ચૈતન્યદાસે દાક્તરને પૂછયું: “ બબ્બે મહિના થઈ ગયા પણ એક પણ દવાની અસર નથી થતી એ તે કેવી વાત ? ” દાક્તર સાહેબે સન્દેહજનક ઉત્તર આપ્યો: “ હું આપને સંશયમાં નાખવા નથી માગતો; મારૂં અનુમાન એવું છે કે આ ‘ટયુબર કયુલાસિસ’ ( ક્ષય ) છે ! ”

ચૈતન્યદાસ વ્યગ્ર થઇને બોલી ઉઠયા: “ ક્ષય ! ”

દાક્તર—જી હા, તેનાં સઘળાં લક્ષણ જણાય છે.

જાણે એક બહુજ આશ્ચર્યજનક વાત સાંભળી હોય એમ ચૈતન્યદાસે અવિશ્વાસના ભાવથી કહ્યું: “ ક્ષય થઈ ગયો ! ”

દાક્તરે ખેદથી કહ્યું: "આ રોગ બહુજ ગુપ્ત રીતે શરીરમાં પ્રવેશ કરે છે."

ચૈતન્યદાસ—મારા કુળમાં તો આ રોગ કોઇને થયો ન હતો.

દાક્તર—સંભવ છે કે કદાચ મિત્રોમાંથી એનાં જન્તુઓ લાગુ પડયાં હોય.

કેટલીક મિનિટ લગી વિચાર કર્યા પછી ચૈતન્યદાસ બોલ્યા: હવે શું કરવું ?

દાક્તર—દવા કરતા રહેજો. હજુ ફેફસાં સુધી એની અસર પહોંચી નથી, તેથી સાજા થવાની આશા છે ખરી.

ચૈતન્યદાસ—દવાની અસર કયાં સુધી થશે ? આપનું શું ધારવું છે ?

દાક્તર—નિશ્ચયપૂર્વક તો નથી કહી શકતો, પરંતુ આવા દરદીઓ ત્રણચાર મહિનામાં સાજા થઈ શકે છે. શિયાળામાં આ રોગનું જોર ઓછું થતું જાય છે.

ચૈતન્યદાસ—સાજા થયા પછી તો એ અભ્યાસનો પરિશ્રમ કરી શકશે ને ?

દાક્તર—માનસિક પરિશ્રમને માટે તો તે ભાગ્યેજ યોગ્ય થઈ શકે.

ચૈતન્યદાસ—કોઇ સેનેટોરિયમમાં મોકલું તો કેમ ?

દાક્તર—બહુજ ઉત્તમ.

ચૈતન્યદાસ—તો તો પછી એ સંપૂર્ણ રીતે સાજો થઈ જશે ને ?

દાક્તર—થઈ શકે, પરંતુ આ રોગને દબાવી રાખવાને માટે તેણે માનસિક પરિશ્રમ તો હમેશ માટે પડયો મૂકવો પડશે.

ચૈતન્યદાસ નિરાશ થઇને બોલ્યા: "ત્યારે તો આનું જીવનજ નષ્ટ થઈ ગયું !"

( ૩ )

ઉનાળો વીતી ગયો. વર્ષાદના દિવસ આવી લાગ્યા. પ્રભુદાસની દશા દિનપર દિન બગડતીજ ચાલી. મોટા મોટા ડાક્તરોએ આ રોગપર લખેલાં સઘળાં લખાણ તે ખાટલામાં પડયો પડયો વાંચ્યા કરતો અને એ વાંચીને પોતાની અવસ્થા સંબંધે વિચાર અને તુલના કર્યા કરતો. પહેલા થોડાક દિવસ સુધી તો તેનું ચિત્ત અસ્થિર જેવું થઈ ગયું હતું. બેચાર દિવસ જો તબિયત સારી રહેતી તો પુસ્તકો વાંચવા અને વિલાયત જવાની વાતો કરવા મંડી પડતો, અને બેચાર દિવસ જો તાવ વધારે રહેતો તો પોતાના જીવન સંબંધે નિરાશ થઈ જતો; પરંતુ કેટલાક માસ પછી જ્યારે એને ખાત્રી થઈ ગઇ કે આ રોગથી બચવું બહુજ મુશ્કેલ છે ત્યારે એણે જીવનની સઘળી ચિંતા છોડી દીધી. પથ્યાપથ્યનો કંઈપણ વિચાર ન કરતાં; મરજી આવે તે ખાતો અને ઘરવાળાઓની નજર ચૂકાવી દવા પણ જમીનપર ઢોળી દેતો ! મિત્રોની સાથે બેસીને આનંદ કર્યા કરતો. જો કોઈ તેની તબિયતના સમાચાર પૂછતું તો ચિડાઇને મ્હોં મચકોડતો. તેના આચાર વિચારમાં એક પ્રકારની શાન્તિમય ઉદાસીનતા અને તેની ભાષામાં તત્ત્વજ્ઞાનની મર્મજ્ઞતા આવી ગયેલી જણાતી હતી. તે લોકરીતિ અને સામાજિક રીતરિવાજો પર બહુ નિર્ભયતાથી ટીકાઓ કર્યા કરતો. બાબુ ચૈતન્યદાસના મનમાં શંકા ઉઠયા કરતી કે " પરિણામ શું આવવાનું છે તે આપણે જાણીએજ છીએ, તો પછી પૈસાનો નાહક ખર્ચ કરવાથી શું લાભ ? " પરંતુ કંઈક પુત્રપ્રેમને લીધે અને કંઈક લોકલાજના ભયથી ધીરજ ધરીને દવાદારૂ તો કર્યાજ કરતા હતા.

શિયાળાની ઋતુ હતી. ચૈતન્યદાસ પુત્રના ઓશીકા આગળ બેઠેલા ડાક્તર સાહેબ તરફ પ્રશ્નાત્મક દષ્ટિથી જોઈ રહ્યા હતા.

ડાક્તર સાહેબ તાવની ગરમી માપવા માટે થર્મોમિટર મૂકીને ખુરશીપર બેઠા એટલે ચૈતન્યદાસે પૂછ્યું: "શિયાળો તો આવી ગયો; આપને હવે કંઇ ફેર લાગે છે ?"

ડાક્તર—બિલકુલ નહિ; બલ્કે રોગ વધારેને વધારે ઉંડો ઉતરતો જાય છે.

ચૈતન્યદાસે કઠોર સ્વરથી કહ્યું: "ત્યારે આપ સાહેબે મને એવી ખોટી આશા શા માટે આપી કે શિયાળામાં સારૂં થઇ જશે ? બીજાઓની સરલતાનો આવો દુરૂપયોગ કરવો એ આપની મતલબ સાધવાનું સાધન હોય તો ભલે, પણ એને કોઇ સજ્જનતા તો કદાપિ નજ કહે !"

ડાક્તરે નમ્રતાથી કહ્યું: "આવી દશામાં તો અમે ફક્ત અનુમાનજ કરી શકીએ છીએ; અને અનુમાન કંઇ સદા સાચાં નથી પડતાં. આપને દિલગીરી તો અવશ્ય થઇજ હશે, પરંતુ હું આપને ખાત્રી આપું છું કે મારો ઇરાદો આપને ભ્રમમાં નાખવાનો તો હતોજ નહિ."

આ વખતે કૉલેજમાં વૅકેશન હોવાથી શિવદાસ પણ અહીં આવેલો હતો. આ સમયેજ તે ઓરડામાં દાખલ થઇને ડાક્તર પ્રત્યે જોઇને બોલ્યો: "પિતાજીની કફોડી સ્થિતિ અને મુશીબતોનો આપ ખ્યાલ કરી શકો એમ છો. એમની વાતો આપને અયોગ્ય લાગે તો ક્ષમા કરશો."

ચૈતન્યદાસે નાના પુત્ર તરફ વાત્સલ્યભરી નજરે જોઇને કહ્યું: "તારે અહીં આવવાની શી જરૂર હતી ? મેં તને કેટલીવાર કહ્યું છે કે તારે અહીં ન આવવું; પણ તારા માન્યામાં નથી આવતું !"

શિવદાસે શરમાઇને કહ્યું: "હું હમણાંજ ચાલ્યો જાઉં છું;

આપ નારાજ ન થશો. હું તો દાક્તર સાહેબને ફક્ત એટલું પૂછવા આવ્યો હતો કે હવે મોટાભાઇને માટે શો ઉપાય કરવો ?"

દાક્તરે કહ્યું: "હવે ફક્ત એકજ ઉપાય બાકી છે; એમને ઈટાલિના કોઈ સેનેટોરિયમમાં હવા ફેર માટે મોકલવા જોઇએ."

ચૈતન્યદાસે સતેજ થઇને આતુરતાથી પૂછ્યું: "કેટલું ખર્ચ લાગશે ?"

દાક્તર—વધારેમાં વધારે ત્રણહજાર. એક વર્ષ લગી રહેવું પડશે.

ચૈતન્યદાસ—આપને ખાત્રી છે કે એ ત્યાંથી સાજો થઇને આવશે ?

દાક્તર—જી ના. આ તો એક ભયંકર રોગ છે. સાધારણ બિમારીઓમાં પણ કોઇ વાત નિશ્ચિતપણે નથી કહી શકાતી તો પછી આમાં કેમ કહી શકાય ?

ચૈતન્યદાસ—તમે કહો છો એટલું ખર્ચ કરવા છતાં પણ એ ત્યાંથી એવો ને એવોજ પાછો આવે તો ?

દાક્તર—તો ઈશ્વરની ઇચ્છા. પણ આપને એટલો સંતોષ તો રહેશે ને કે એને માટે જેટલું કરવાનું હતું તેટલું આપ કરી ચૂક્યા !

( ૪ )

પ્રભુદાસને ઈટાલિ મોકલવા બાબત ઘરમાં અર્ધી રાત સુધી વાદવિવાદ થયા કર્યો. ચૈતન્યદાસનું કહેવું એમ હતું કે એક સંદિગ્ધ બાબતને માટે ત્રણ હજાર રૂપિયાનું ખર્ચ કરવું એ બુદ્ધિમતાથી પ્રતિકૂળ છે. શિવદાસ પણ એ બાબતમાં સંમત હતો. પરંતુ શિવદાસની માતા તપેશ્વરી આ વાતની વિરૂદ્ધ બહુ દ્રઢતાથી દલીલો કરતી હતી. છેવટે માતાનાં મ્હેંણાંનું પરિણામ એ આવ્યું કે શિવદાસ પણ શરમાઇને માતાના પક્ષમાં ભળ્યો; બાબુસાહેબ એકલા

પડયા. તપેશ્વરીએ કંઇ કંઇ તર્ક લડાવ્યા; પતિના સદ્દભાવોને ઉત્તેજિત કરવાના યત્નો કર્યા; ધનની નશ્વરતાની લોકોક્તિઓ કહી; અને છેવટે આ સાધનોથી પણ વિજય ન મળ્યો ત્યારે અશ્રુપાત કરવા લાગી. જલબિન્દુઓના આ શરપ્રહારની સામે બાબુસાહેબ ટકી ન શક્યા. અંતે પોતાની હાર સ્વીકારીને બોલ્યા: "બહુ સારૂં, તું રો નહિ. તું કહીશ તે પ્રમાણે કરીશું."

તપેશ્વરી—તો પછી ક્યારે ?

ચૈતન્યદાસ—રૂપિયા તો હાથમાં આવવા દે.

તપેશ્વરી—ત્યારે પછી એમજ શામાટે નથી કહેતા કે મોકલવાનો વિચારજ નથી.

ચૈતન્યદાસ—વિચાર તો છે, પણ હાલમાં હાથ ખાલી છે; તું ક્યાં નથી જાણતી ?

તપેશ્વરી—બેંકમાં તો રૂપિયા છેને ? જાગીર તો છેને ? બે ત્રણ હજારની ગોઠવણ કરવામાં બહુ મુશ્કેલી નડે છે ?

ચૈતન્યદાસે પત્ની તરફ એવા દૃષ્ટિથી જોયું કે જાણે તેને ખાઇ જશે. એક ક્ષણ રહીને તે બોલ્યા: "બિલકુલ છોકરવાદી જેવીજ વાતો કરે છે ! ઇટાલિમાં એવી કોઇ સંજિવની નથી ભરી મૂકી કે તે તરતજ ચમત્કાર બતાવી દેશે ! ત્યાં પણ જ્યારે કેવળ પ્રારબ્ધજ અજમાવવા જવાનું છે તો પછી ધીરે ધીરે થઇ પડશે. બાપદાદાઓની જાગીર અને એકઠા કરેલા રૂપિયા આમ એક અનિશ્ચિત હિતની આશાપર હું બલિદાન નથી કરી શકતો !"

તપેશ્વરીએ બ્હીતાં બ્હીતાં કહ્યું: "આખરે એ સંપત્તિમાંથ અર્ધો ભાગ તો પ્રભુદાસનો પણ છે ને ?"

બાબુસાહેબ તિરસ્કારપૂર્વક બોલ્યા: "અરે, એની જો કં આશા હોત તો અર્ધો ભાગ તો શું, પણ મારૂં સર્વસ્વ હું એ

આપી દેત. એ તો આપણા ખાનદાનની આબરૂ અને ઐશ્વર્ય વધારત અને આ એકઠા કરેલા ધનનું કંઇક ફળ બતાવી આપત. પણ હું ફક્ત ભાવુકતામાં પડીને ધનનો નાશ નહિ કરી શકું ? ”

તપેશ્વરી અવાક્ થઇ ગઇ. તે જીતી હતી, છતાં તેની હાર થઇ !

આ બનાવને છ મહિના વીત્યા પછી શિવદાસ બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ ગયો. બાબુ ચૈતન્યદાસે પોતાની જમીનદારીનો બે આની ભાગ અલગ કહાડીને કાયદાના અભ્યાસને માટે એને ઇંગ્લાંડ મોકલ્યો. મુંબાઇ સુધી તો એને જાતે પહોંચાડવા ગયા. ત્યાંથી પાછા આવ્યા ત્યારે એમનું અંતઃકરણ સદિચ્છાઓથી અને શુભાશાઓથી પરિપૂર્ણ હતું. તેમણે એક એવા કામમાં પોતાના રૂપિયા રોક્યા હતા કે જેમાંથી અપરિમિત લાભ થવાની આશા હતી. તેમના મુંબાઇથી પાછા આવ્યા પછી કમનસીબ પ્રભુદાસ પોતાની ઉચ્ચ અભિલાષાઓની સાથેજ સ્વર્ગવાસી થયો !

( ૫ )

મણિકર્ણિકાના ઘાટપર પોતાના સંબંધીઓની સાથે બેઠેલા ચૈતન્યદાસ ચિતાની જ્વાલા સામે જોઇ રહ્યા હતા. તેમનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી હતી. એક ક્ષણને માટે પુત્રપ્રેમે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોપર વિજય મેળવ્યો હતો ! આ વિરક્તાવસ્થામાં તેમના મનમાં એક કલ્પના ઉઠી રહી હતી: “ સમ્ભવ છે કે ઇટાલિ જઇને કદાચ પ્રભુદાસ સાજો થઇ ગયો હોત ! હાય ! મેં ત્રણ હજાર રૂપિયા સ્હામે જોઇને પુત્રરત્નને હાથથી ગુમાવ્યું ! ” આ કલ્પના પ્રતિક્ષણ તેમના મનમાં સતેજ થતી જતી હતી અને ગ્લાનિ, શોક અને પશ્ચાતાપનાં બાણો વડે તેમને વીંધી રહી હતી. રહી રહીને તેમના હૃદયમાં શૂળની માફક વેદના ઉઠતી હતી. તેમના અંતરની

જ્વાળા બહારની ચિતાની જ્વાળા કરતાં ઓછી દાહક નહતી. એટલામાં તેમના કાનપર શરણાઇઓનો અવાજ આવ્યો. તેમણે ઉંચે નજર કરીને જોયું તો એક નનામીની સાથે લોકોનું ટોળું આવતું હતું. તે બધા ગાતા વગાડતા અને પુષ્પવૃષ્ટિ કરતા ચાલ્યા આવતા હતા. ઘાટપર આવીને તેમણે નનામી ઉતારી અને ચિતા ખડકવા લાગ્યા. તેમાંનો એક યુવક ચૈતન્યદાસ પાસે આવીને ઉભો રહ્યો. બાબુસાહેબે પૂછ્યું: "કયા મહોલ્લામાં રહો છો ?"

યુવકે જવાબ આપ્યો: "મારૂં ઘર ગામડામાં છે. કાલ સાંજે ત્યાંથી નીકળ્યા હતા. આ ગુજરી ગયા એ મારા પિતા હતા. અમે અહીં તો બહુજ ઓછા આવીએ છીએ, પણ મારા પિતાજીની ઇચ્છા એવી હતી કે એમને મણિકર્ણિકાના ઘાટપર અગ્નિદાહ દેવો."

ચૈતન્યદાસ—આ સઘળા આદમીઓ તમારી સાથે આવ્યા છે ?

યુવક—હા; હજુ બીજા લોકો પાછળ આવે છે. સોએક આદમીઓ સાથે છે. અહીં સુધી આવવામાં સેંકડો રૂપિયાનું ખર્ચ થયું, પણ મનમાં શાન્તિ થાય છે કે બુઢ્ઢા પિતાજીની ઇચ્છા તો પળાઇ, ધનનો પછી બીજો તે શો ઉપયોગ હતો ?

ચૈતન્યદાસ—એમને શું બિમારી હતી ?

યુવક જાણે કોઈ પોતાના સંબંધીની સાથેજ વાત કરતો હોય એમ ઘણીજ સરલતાથી બોલ્યો: "બિમારી શું હતી એ તો કોઇ જાણીજ શકયું નહિ. વારંવાર તાવ ચડયા કરતો હતો; સુકાઇને કાંટા જેવા થઈ ગયા હતા. ત્રણ વર્ષ સુધી ખાટલે પડયા રહ્યા. જેણે જ્યાં જ્યાં જવાનું કહ્યું ત્યાં ત્યાં એમને લઈ ગયા. ચિત્રકૂટ, હરદ્વાર, પ્રયાગ, વગેરે સઘળાં સ્થાનોપર લઇ લઇને ફર્યા. વૈદ્યોએ જે કંઈ કરવાનું કહ્યું તેમાં કંઈ પણ કસર રાખી નથી."

એટલામાં યુવકનો એક બીજો સાથી ત્યાં આવી લાગ્યો. તે

બોલ્યો: "સાહેબ ખુશામદની વાત નથી, ભગવાન પુત્ર આપે તો આવોજ આપે! એણે રૂપિયા તો ઠીકરા જેવા સમજીને ખર્ચ્યા છે! ઘરની સઘળી પૂંજી પિતાની દવાદારૂમાં સ્વાહા કરી દીધી; થોડીક જમીન પણ વેચી; પણ કાળની સામે મનુષ્યનું શું જોર?"

યુવકે ગદ્દગદ્દ સ્વરથી કહ્યું: "ભાઈ, પૈસા એ તો હાથનો મેલ છે; આવે છે ને જાય છે. પણ મનુષ્ય ફરીથી નથી મળતું. જીંદગી છે તો કમાઇ ખાઇશું; પણ આ ન કર્યું ને પેલા વૈદ્ય પાસે ન ગયા, નહિ તો કદાચ બચી જાત' એવો અસંતોષ તો મનમાં નથી રહી ગયો ને?" હું તો કહું છું કે કોઇ ભલે મારૂં ઘરબાર લખાવી લે પણ પિતાજીને એક બોલ બોલાવી દે! આ માયા–મોહનું નામજ જીંદગી છે. નહિ તો એમાં છે શું? ધનથી પ્યારો જાન; અને જાનથી પ્યારો ઇમાન. બાબુ સાહેબ! આપને સાચુંજ કહું છું કે મારા પિતાજીને માટે આપણા હાથની કોઇ પણ વાત કરવી રહેવા દીધી હોત તો આજે શોક થયા કરત. મારૂંજ મન મને ધિક્કારવા લાગત. મને તો અત્યારે એમજ લાગે છે કે જાણે એક ભારે ઋણુ-માંથી મારો છુટકારો થઇ ગયો. તેમનો આત્મા સુખ શાન્તિમાં રહ્યો છે તો મારૂં સઘળી વાતે કલ્યાણજ થશે."

બાબુ ચૈતન્યદાસ નીચી મુંડીએ આ સઘળી વાતો સાંભળી રહ્યા હતા. દરેકે દરેક શબ્દ તેમના હૃદયમાં તીરની માફક આઘાત કરતો હતો. આ ઉદારતાના પ્રકાશમાં તેમને પોતાની હૃદયહીનતા, આત્મ-શૂન્યતા અને કંજુસાઇ અત્યંત ભયંકર લાગતી હતી. આ ઘટનાનો પ્રભાવ તેમના ચિત્તપર કેટલો બધો પડયો તે આ ઉપરથી જાણી શકાય છે કે પ્રભુદાસ નિમિત્ત પુણ્યદાનમાં તેમણે હજારો રૂપિયા ખર્ચી નાખ્યા. તેમના સંતપ્ત હૃદયની શાંતિને માટે હવે તો ફક્ત એ એકજ ઉપાય બાકી રહ્યો હતો.

# શિકારી રાજકુમાર.

( 'પ્રેમપૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી. )

**મૂળ લેખકઃ શ્રીયુત પ્રેમચન્દ.**

( ૧ )

ચૈત્ર વૈશાખના દિવસો અને મધ્યાન્હનો સમય હતો. સૂર્ય બરાબર માથે આવી રહ્યો હતો. પૃથ્વી જાણે તેના ભયથી થરથર કંપતી હોય એમ લાગતું હતું. આ સમયે એક મનુષ્ય એક સાબરની પાછળ પૂરપાટ ઘોડો દોડાવ્યે જતો હતો. તેનું મ્હોં લાલચોળ થઈ રહ્યું હતું અને ઘોડો પણ પરસેવામાં લદબદ હતો; પરંતુ સાબર પણ એવો નાસતો હતો કે જાણે વાયુવેગે દોડતો હોય! તેના પગ જાણે જમીનને અડતાજ નહોતા એમ લાગતું હતું! તેનું જીવન આ દોડની જીતહાર પરજ આધાર રાખતું હતું.

પવન જોરથી ફૂંકાતો હતો. જાણે અગ્નિ અને ધૂળનો વર્ષાદ વર્ષી રહ્યો હોય એમ લાગતું હતું. ઘોડાનાં નેત્રો લાલચોળ થઈ ગયાં હતાં અને ઘોડેસ્વારનું આખા શરીરનું લોહી જાણે કે ઉકળી રહ્યું હતું. પરંતુ સાબર એટલી ત્વરાથી નાસતો હતો કે તેને પોતાની બંદુક સંભાળવાનો પણ વખત ન હતો. કેટલાંયે ઘાડ જંગલ અને

પર્વતો આવતાં હતાં અને સ્વપ્નની માફક સપાટાબંધ અદશ્ય થઇ જતાં હતાં.

ધીમે ધીમે સાબર અને ઘોડેસ્વાર વચ્ચેનું અંતર વધતું ગયું; એટલામાં અચાનક સાબર અટકી ગયો. સામેની બાજુએ નદીની એક મોટી ઉંચી ભેખડ દીવાલની માફક ઉભી હતી. આગળ નાસવાનો રસ્તો બંધ હતો; અને એ ભેખડપરથી કૂદવું એતો મૃત્યુના મુખમાં કૂદવા બરાબર હતું. સાબરનું શરીર શિથિલ થઇ ગયું. તેણે ચારે તરફ એક કરૂણાભરી દૃષ્ટિ ફેંકી, પરંતુ જ્યાં નજર કરે ત્યાં મૃત્યુજ દેખાતું હતું. આટલો સમય તો ઘોડેસ્વારને માટે બહુ હતો. મૃત્યુએ જાણે કે એક મહા ભયંકર જયધ્વનિ સાથે પ્રચંડ અગ્નિની જ્વાલા પ્રગટાવી હોય તેમ તેની બંદુકમાંથી ગોળી છૂટી; સાબર જમીનપર પડી ગયો.

( ૨ )

સાબર જમીનપર પડ્યો પડ્યો તરફડતો હતો અને ઘોડેસ્વારની ભયંકર અને હિંસાપ્રિય આંખોમાંથી પ્રસન્નતાની જ્યોતિ નીકળી રહી હતી. જાણે તેણે એક બહુજ અસાધ્ય કાર્ય પાર પાડ્યું હોય એમ લાગતું હતું. તેણે એ પશુના શીંગડા તરફ ધ્યાનપૂર્વક જોયું અને મનમાં ને મનમાં પ્રસન્ન થઇ વિચારવા લાગ્યો કે: " આ શીંગડાંથી મારા દીવાનખાનાની શોભામાં બમણો વધારો થશે. "

જ્યાં સુધી તે આ ખ્યાલમાં મગ્ન હતો ત્યાં લગી તેને સૂર્યનાં પ્રચંડ કિરણોનું લેશમાત્ર પણ ધ્યાન નહતું; પરંતુ જેવું તેનું ધ્યાન એ ખ્યાલમાંથી મુક્ત થયું કે તરતજ તે વિહ્વલ થઇ ગયો અને નદીની તરફ એક કરૂણાપૂર્ણ દૃષ્ટિ નાખી. પરંતુ ત્યાં પહોંચવાનો તેને એક પણ માર્ગ જણાયો નહિ, તેમજ એટલામાં એકે ઝાડ પણ નહતું કે જેની છાયામાં તે ઘડીક વિશ્રાંતિ લે.

આ સમયે—તે ચિંતામાં ડુબ્યો હતો તે દરમ્યાન—એક પ્રચંડ પુરુષ જાણે કે જમીનની અંદરથી પ્રકટ થઇને ઉપર આવ્યો હોય તેમ ભેખડ ચ્હડીને ઉપર આવ્યો અને ઘોડેસ્વારની સન્મુખ આવીને ઉભો રહ્યો. તેને જોઇને ઘોડેસ્વાર બહુ આશ્ચર્ય પામ્યો. નવો આવનાર એક સુન્દર હૃષ્ટપુષ્ટ મનુષ્ય હતો. તેનો ચ્હેરો જોવાથી જણાઈ આવતું હતું કે જેવું સુન્દર તેનું શરીર હતું તેવું જ સુન્દર અને સ્વચ્છ તેનું હૃદય અને તેવું જ નિર્મળ તેનું ચારિત્ર્ય હતું. વળી તેના મુખપરથી એમ પણ જણાઈ આવતું હતું કે તે બહુજ દૃઢપ્રતિજ્ઞ અને નિર્ભય મનુષ્ય છે. તે એક સંન્યાસી હતો.

સાબરને જોઇને સંન્યાસીએ સ્થિર અને દૃઢ અવાજે કહ્યું: “રાજકુમાર, તમને આજ ઘણોજ સરસ શિકાર હાથ લાગ્યો. આવડો મોટો સાબર આ સીમામાં તો ક્વચિત જ જોવામાં આવે છે.”

રાજકુમારના અચંબાની સીમા ન રહી! તેણે જોયું કે સાધુ તો એને ઓળખતો હતો!

રાજકુમાર બોલ્યો: “જી હા, હું પણ એજ વિચાર કરૂંછું. મેં પણ આવડો મોટો સાબર આજદિન સુધી નથી જોયો, પણ એની પાછળ મારે આજ બહુ હેરાન થવું પડયું.”

સંન્યાસીએ દયાપૂર્વક કહ્યું: “નિઃસન્દેહ તમને દુઃખ પડયું જ હશે. તમારૂં મ્હોંડું લાલચોળ થઇ ગયું છે અને ઘોડો પણ શ્વાસમાં ભરાઇ ગયો છે. શું તમારા સાથીઓ પાછળ રહી ગયા?”

આનો ઉત્તર રાજકુમારે એવી બેપરવાહીથી આપ્યો કે જાણે તેને એ બાબતની કંઇ ચિંતાજ ન હોય.

સંન્યાસીએ કહ્યું: “અહીં આવી પ્રચંડ ગરમીમાં તમે ક્યાં સુધી એમની રાહ જોયા કરશો? મારી કુટિરમાં આવીને જરા વિશ્રાંતિ લો.

પરમાત્માએ તમને ઐશ્વર્ય તો પુષ્કળ આપ્યું છે; પરંતુ આજ થોડીકવાર સંન્યાસીની કુટિર પણ જુઓ અને વનસ્પતિ અને નદીના શીતલ જલનો સ્વાદ લઇ જુઓ."

આટલું કહીને સંન્યાસીએ તે મૃગનું લોહીલુહાણ શરીર એટલી તો સુગમતાથી પોતાની ખાંધપર ઉપાડી લીધું કે જાણે તે ઘાસનો પૂળો હોય! પછી તેણે રાજકુમારને કહ્યું: "હું તો બહુજ આસાનીથી આ ભેખડ નીચે ઉતરી જઈ શકું છું, પરંતુ કદાચ તમારો ઘોડો નહિ ઉતરી શકે; માટે આપણે ટુંકો રસ્તો છોડીને બહુજ લાંબે રસ્તે ચક્કર ખાઇને જવું પડશે. અહીંથી થોડે દૂર ઘાટ છે અને તેની નજીકજ મારી કુટિર છે."

રાજકુમાર સંન્યાસીની પાછળ પાછળ ચાલ્યો. તેતો સંન્યાસીનું શારીરિક બળ જોઇને આશ્ચર્યચકિતજ થઇ ગયો હતો. અર્ધા કલાક સુધી બન્નેએ ચૂપચાપ ચાલ્યા કર્યું. તે પછી ઢોળાવવાળી ભૂમિ શરૂ થઈ અને થોડીજવારમાં તેઓ ઘાટપર આવી પહોંચ્યા. ત્યાં કદમ્બવૃક્ષની ઘાટી છાયામાં, જ્યાં સર્વદા સુંદર મૃગનાં ટોળેટોળાં આવીને વસતાં, નદીનાં તરંગોનો મધુર ધ્વનિ સદાકાળ જ્યાં સંભળાયા કરતો, હરિયાળી શીતળ જમીનપર મયુર સદા નાચ કરતા અને કપોત આદિ પક્ષિઓ જ્યાં મસ્ત બનીને ફરતા હતા, એવા સ્થાનપર વૃક્ષ અને વેલીઓથી સુશોભિત સંન્યાસીની કુટિર હતી.

( ૩ )

લીલાંછમ વૃક્ષોની નીચે સંન્યાસીની કુટિર જાણે કે સરલતા અને સંતોષનું ચિત્રજ બની રહી હતી! ત્યાં પહોંચતાંજ રાજકુમારની સ્થિતિ બદલાઇ ગઇ. કરમાઈ જતા વૃક્ષપર વર્ષાઋતુની જલવૃષ્ટિની જેવી અસર થાય તેવી અસર તેના થાકેલા શરીરપર ત્યાંના ઠંડા વાયુની થઇ. તેને આજેજ માલુમ પડયું કે તૃપ્ત કંઈ સ્વાદિષ્ટ

ભોજનપરજ આધાર નથી રાખતી, તેમજ નિદ્રાને કંઇ મખમલનાજ તાકયાની જરૂર નથી પડતી.

શીતલ, મન્દ, સુગંધી વાયુ વહી રહ્યો હતો. સંતુષ્ટ નેત્રોથી આ પૃથ્વીને જોતા જોતા સૂર્યદેવ અસ્તાચલ તરફ પ્રયાણ કરી રહ્યા હતા.

સંન્યાસી એક વૃક્ષ નીચે બેસીને ભજન ગાઈ રહ્યો હતોઃ—

"ઉધો, કર્મનકી ગતિ ન્યારી."

સ્વરના ભણકાર રાજકુમારના કાનપર પડતાંજ તેણે ઉઠીને સાંભળવા માંડયું. તેણે મોટા મોટા કલાવંતોનાં ગાયન સાંભળ્યાં હતાં, પરંતુ આજના જેવો આનન્દ તેને કદિપણ પ્રાપ્ત થયો ન હતો. આ ભજને તો જાણે તેના મનપર મોહિનીમંત્ર સરખી અસર કરી; તે જાણે બેશુદ્ધ થઇ ગયો હોય એમ ભજનમાં લીન થઈ ગયો. સંન્યાસીના સ્વરમાં કૉયલના સરખી મધુરતા હતી. સામેજ નદીનાં પાણી ગુલાબી ચાદરની માફક પથરાયેલાં દીસતાં હતાં. બન્ને કિનારાપરની સફેદ રેતી બહુજ સુંદર જણાતી હતી. રાજકુમારને તો આ દૃશ્ય જાણે સ્વર્ગીય હોય એમ જણાવા લાગ્યું. નદીમાં તરતાં જલ જન્તુ, ભજનના આનન્દથી મત્ત બની ગયેલા જ્યોતિર્મય આત્મા જેવાં તેને દેખાવા લાગ્યાં.

ભજન પૂરૂં થયું એટલે રાજકુમાર સંન્યાસીની સામે જઇને બેઠો અને ભક્તિપૂર્વક બોલ્યોઃ "આપનો પ્રભુપ્રેમ અને વૈરાગ્ય પ્રશંસનીય છે. મારા હૃદયપર એનો જે પ્રભાવ પડયો છે તે ચિરસ્થાયી રહેશે. જોકે આપની સન્મુખ આપની પ્રશંસા કરવી એ સર્વથા અનુચિત ગણાય, પરંતુ એટલું તો હું અવશ્ય કહીશ કે આપના સંન્યાસની ગંભીરતા પ્રશંશનીય છે. જો હું ગૃહસ્થાઇનાં બંધનોમાં પડયો ન હોત તો આપનાં ચરણોથી છૂટા પડવાનો ખ્યાલ હું કદિ ન કરત."

સદ્ભાવના આવેશમાં રાજકુમાર આવી આવી અનેક વાતો કહી ગયો કે જે સ્પષ્ટ રીતે તેના આંતરિક ભાવોથી અને પ્રકૃતિથી વિરૂદ્ધ હતી. અનુભવી સંન્યાસી મ્હોં મલકાવીને બોલ્યો: " તમને આજે અહીંજ રોકવાની મારી ઇચ્છા છે. તમને અત્યારે જવા દઉં તો પણ સાંજ પડી ગયેલી હોવાથી સહીસલામતીથી પહોંચવું તમારે માટે બહુ મુશ્કેલ થઇ પડશે. વળી હું પણ તમારી પેઠે શિકારનો શોખીન છું. આપણને બન્નેને ઠીક આનંદ મળશે. તમે કદાચ ભયને લીધે નહિ રોકાઓ, પરંતુ શિકારની લાલચથી તો અવસ્ય રોકાશોજ. "

રાજકુમારને તરતજ જણાઇ આવ્યું કે પોતે જે વાતો હમણાં હમણાં સન્યાસીને કહી હતી તે સઘળી ઉપરચોટિયા હતી અને તેના હૃદયના ખરા ભાવ તેમાં પ્રકટ થઇ શક્યા નહતા. ઘરનાં માણસો બધાં ચિંતાતુર થઇ ગયાં હશે અને કોણ જાણે કેવા કેવા વિચાર કરતાં હશે, સાથીઓ પણ કોણ જાણે કેવાય સંકટમાં હશે, પરંતુ ઘોડો તદ્દન થાકી ગયો છે, એવા ઘોડાપર ૪૦ માઇલની મુસાફરી કરવી એ પણ બહુ મુશ્કેલી ભર્યું અને સાહસનું કામ છે. પણ આ મહાત્મા શિકાર ખેલે છે એ તો બહુ આશ્ચર્યની વાત છે ! જે વેદાન્તીઓ જીવન અને મૃત્યુ મનુષ્યના હાથમાં છે એમ નથી માનતા એવા પ્રકારના કદાચ એ કોઇ વેદાન્તી હશે ! ચાલો, તેમની સાથે શિકાર કરવાનો બહુ આનન્દ આવશે.

આ સઘળો વિચાર કરીને તેણે સંન્યાસીના આતિથ્યનો સ્વીકાર કરી લીધો. તેણે સંન્યાસીને ધન્યવાદ આપ્યો અને આવો સાધુસંગનો અવસર પ્રાપ્ત થવા માટે પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો.

[ ૪ ]

રાતના દસ વાગ્યાનો સમય હતો; ઘોર અન્ધકાર સઘળે છાઇ રહ્યો હતો. સંન્યાસીએ કહ્યું: " હવે આપણે ઉપડવાનો વખત થઇ ગયો છે. "

રાજકુમાર તો પહેલેથીજ તૈયાર હતો. ખભાપર બંદૂક રાખીને તે બોલ્યોઃ "આ અંધારામાં રીંછ ઘણાં મળી શકશે; પરંતુ એ પશુ બહુ ભયાનક હોય છે."

સંન્યાસીએ હાથમાં એક મોટો સોટો લઇને કહ્યું: "કદાચ, એના કરતાંયે કોઈ સારો શિકાર હાથ આવી જશે! હું જ્યારે એકલો જાઉં છું ત્યારે પણ કદિ ખાલી તો પાછો નથીજ આવતો; ત્યારે આજ તો આપણે બે જણ છીએ!"

બન્ને શિકારી નદીને કિનારે કિનારે નાળાંઓ અને રેતીના ટેકરાઓને વટાવતા અને ઝાડીઓમાં અટકતા ચૂપચાપ ચાલ્યા જતા હતા. એક તરફ શ્યામવર્ણ નદીના પાણીમાં તારાઓનાં સુંદર ચળકતાં પ્રતિબિમ્બ નાચતાં હતાં અને લહરીઓ ગાન કરી રહી હતી; બીજી તરફ ઘનઘોર અંધકાર હતો તેમાં ક્વચિત્ ક્વચિત્ આગિયાના ચમકારથી ક્ષણિક પ્રકાશ નીકળતો હતો. એ ઉપરથી એમ જણાતું હતું કે એ જીવડાં પણ આ અંધારામાં બહાર નીકળતાં ડરે છે!

આ અવસ્થામાં કલાકેક વાર ચાલ્યા પછી તેઓ એક એવા સ્થાનપર પહોંચ્યા કે જ્યાં એક ઉંચા ટેકરાપર વૃક્ષોની ઘાટી છાયા નીચે અગ્નિ સળગી રહ્યો હતો. આ સમયેજ રાજકુમારને માલૂમ પડયું કે સંસારમાં રોજ રોજ જોયા કરીએ છીએ તે સિવાય પણ બીજી અનેક વસ્તુઓ હસ્તીમાં છે.

સંન્યાસીએ અટકવાની નિશાની કરી. બન્ને જણ એક ઝાડને ઓથે ઉભા રહી ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. રાજકુમારે બંદૂક ભરી લીધી. ટેકરાપર એક ઘાટી છાયાવાળું વડનું ઝાડ હતું. તેની તળે અંધકારમાં દસબાર કફનીઓ પહેરેલા મનુષ્યો ચરસની ચલમો ફૂંકી રહ્યા હતા! એમાંના લગભગ બધા જણા લાંબા અને મજબૂત હતા—તેમના વૃક્ષસ્થળ વિશાળ અને શરીર હૃષ્ટપુષ્ટ હતાં, એ ઉપ-

રથી જણાઇ આવતું હતું કે સૈનિકોની એક ટુકડી અહીં વિશ્રામ લેવા થોભી છે.

રાજકુમારે પૂછ્યું: "આ લોકો શિકારી છે?" સંન્યાસીએ ધીમેથી કહ્યું: "એ તો મોટા શિકારી છે. આ રસ્તે થઇને જતા આવતા મુસાફરો અને યાત્રાળુઓનો એ લોકો શિકાર કરે છે! એ બહુજ ભયાનક હિંસકો છે. તેમના અત્યાચાર અને જુલમથી ગામોનાં ગામો પાયમાલ થઈ ગયાં છે. તેમણે જેટલા જણને માર્યા છે તેનો હિસાબ તો એક પરમાત્માજ જાણે છે. આપને જો શિકાર કરવો હોય તો આ લોકોનો શિકાર કરો. ખૂબ મહેનત કરવા છતાં પણ આવો શિકાર આપને હાથ નથી લાગવાનો. આ પશુઓ ઉપરજ આપનાં શસ્ત્રોનો પ્રહાર કરવો ઉચિત છે; રાજાઓ અને અધિકારીઓના શિકાર આ લોકોજ છે, અને એને લીધેજ તમારી કીર્તિ અને નામના ચારે તરફ ફેલાશે."

( ૫ )

રાજકુમારના મનમાં થયું કે એકાદ બેને મારી નાખું; પરન્તુ સંન્યાસીએ તેને અટકાવીને કહ્યું: "એ લોકોને છેડવા એ સારૂં નથી. જો કે એ લોકો કંઇ ઉપદ્રવ નહિ કરે, તોપણ આપણે બચીને નીકળીજ જઇશું. આગળ ચાલો; સંભવિત છે કે હજુ આથી પણ સારા શિકાર આપણા હાથમાં આવશે."

અંધારી સાતમની રાત હતી. ચન્દ્રમા પણ ઉગી ચૂકયો હતો. બન્ને જણે હવે નદીનો કિનારો છોડી દીધો હતો; જંગલ પણ પાછળ રહી ગયું હતું. સામેજ એક કાચી સડક નજરે પડી અને થોડીજ વારમાં કંઈક વસ્તી પણ દેખાવા લાગી. સંન્યાસી એક વિશાળ મહેલની સામે આવીને અટકી ગયો અને રાજકુમાર તરફ ફરીને બોલ્યો: "આવો, આમૌલસરીના ઝાડપર આપણે બેઠી

બેસીએ ! પણ જો જો; કંઈ બોલતા નહિ; નહિતર આપણા બન્નેના જીવનું જોખમ થશે. આમાં એક મોટો ભયાનક હિંસ્ર પશુ રહે છે. એણે અગણિત જીવોનો નાશ કર્યો છે. કદાચિત આપણે આજ એને સંસારથી મુક્ત કરી દઇશું."

રાજકુમાર ઘણોજ પ્રસન્ન થયો. તે વિચારવા લાગ્યો કે ચાલો, આખી રાતની મહેનત સફળ થશે. બન્ને જણ મૌલસરીપર ચ્હડી ગયા. રાજકુમારે પોતાની બંદુક બરોબર તૈયાર કરી અને જે શિકારને એ વાઘ સમજતો હતો તેની રાહ જોવા લાગ્યો.

અર્ધી કરતાંયે વધુ રાત વીતી ગઇ હતી. એકાએક મહેલની સમીપ કંઈક હલચલ જણાઇ અને બેઠકનાં દ્વાર ઉઘડયાં. મીણબત્તી-ઓના પ્રકાશથી આખો ઓરડો પ્રકાશમાન થઈ ગયો. ઓરડાના દરેક ખૂણામાં સુખની સામગ્રીઓ નજરે પડતી હતી. વચ્ચોવચ એક હૃષ્ટપુષ્ટ માણસ ગળામાં રેશમી (ચાદર) ખેસ નાખીને કપાળપર કેસરનું અર્ધચન્દ્રાકાર તિલક કરીને તકિયાને અઢેલીને બેઠો હતો અને હોકાની સોનેરી નાળમાંથી ધુમાડાના ગોટેગોટ ક્હાડી રહ્યો હતો. એટલામાં તો રાજકુમારે જોયું કે નાચનારીઓનું એક ટોળું ત્યાં આવ્યું; તેમના હાવભાવ અને કટાક્ષની શરવૃષ્ટિ થવા લાગી; વાજિંત્રવાળાઓએ સૂર મેળવ્યા; ગાયન શરૂ થયું અને સાથે સાથે મદ્યપાનનો દોર પણ ચાલવા લાગ્યો.

રાજકુમારે અચંબો પામીને પૂછયુંઃ "આ તો કોઇ મોટો અમીર લાગે છે."

સંન્યાસીએ ઉત્તર આપ્યોઃ "ના, એ અમીર નથી પણ એક મોટા મંદિરનો મહંત છે; સાધુ છે. એણે સંસારનો ત્યાગ કર્યો છે; સાંસારિક વસ્તુઓ તરફ તો એ આંખ સરખીયે ઉંચી નથી કરતો ! પૂર્ણ બ્રહ્મજ્ઞાનની વાતો કરે છે. આ સઘળી ચીજો તો એના

આત્માની પ્રસન્નતાને માટે છે! ઇન્દ્રિયોને વશ કર્યાને તો એને બહુ દહાડા થયા! સરળ સ્વભાવના હજારો મનુષ્યો આના ઉપર વિશ્વાસ રાખે છે અને એને પોતાના દેવતુલ્ય સમજે છે. જો આપ શિકાર કરવા ઇચ્છતા હો તો આનો શિકાર કરો. રાજાઓ અને અધિકારીઓને માટે આ યોગ્ય શિકાર છે. આવા રંગેલા શિયાળો (હરામીઓ)ના હાથમાંથી સંસારને મુક્ત કરવો એજ આપનો પરમ ધર્મ છે. એથી આપની પ્રજાનું ભલું થશે અને આપની કીર્તિ ચોમેર ફેલાશે.

( ૬. )

બન્ને શિકારી નીચે ઉતર્યા. સંન્યાસીએ કહ્યું: "હવે રાત ઘણી વીતી ગઇ છે, વળી તમે બહુજ થાકી ગયા હશો; પરંતુ રાજકુમારોની સાથે આવાં સાહસ ખેડવાના અવસર મને બહુજ ઓછા મળે છે; એટલે હજી પણ એકાદ શિકારની શોધ કરીને પછી આપણે પાછા ફરીશું."

રાજકુમારને તો આ શિકારોમાં સાચો ઉપદેશ મળતો હતો. તે બોલ્યો: "સ્વામીજી, થાકવાનું તો નામજ ન લેશો. જો હું આપની સેવામાં વર્ષો સુધી રહેત તો કોણ જાણે આવા તો કેટલાયે નવા નવા શિકારોની માહિતી મળી જાત."

વળી પાછા બન્ને આગળ વધ્યા. હવે તો રસ્તો સ્વચ્છ અને પહોળો હતો; હા, સડક કાચી હતી ખરી. સડકની બન્ને બાજુએ સૂકાં પાંદડાંના ઢગલા પડયા હતા; કોઇ કોઇ આંબાનાં ઝાડ તળે રખવાળો સૂઇ રહ્યા હતા. એકાદ કલાક સુધી ચાલ્યા પછી બન્ને જણે એક એવા ગામમાં પ્રવેશ કર્યો કે જ્યાંની સડકો, રસ્તા-પરનાં ફાનસો અને ઉંચાં મકાનોના ઝરૂખા ઇત્યાદિપરથી સ્પષ્ટ જણાતું હતું કે એ કોઇ મોટું નગર હતું. સંન્યાસીએ એક વિશાળ

ભવનની સામે એક મોટા ઝાડ તળે અટકીને રાજકુમારને કહ્યું: "આ સરકારી કચેરી છે; અહીં રાજ્યનો એક મોટો અમલદાર રહે છે; તેને સુબેદાર કહે છે. તેની કચેરી દિવસે પણ ભરાય છે અને રાત્રે પણ ભરાય છે! અહીં ન્યાય સુવર્ણ અને રત્નાદિકનાં મૂલે વેચાય છે; અહીંની ન્યાયપ્રિયતા દ્રવ્ય ઉપર આધાર રાખે છે! ધનવાન લોકો દરિદ્રોને પગ તળે ચગદે છે અને બિચારા ગરીબોની દાદ ફરિયાદ કોઈ પણ સાંભળતું નથી."

આ વાત ચાલતી હતી એટલામાં બે મનુષ્યો ઝરોખાપર નજરે પડયા. બન્ને શિકારી ઝાડની ઓથે સંતાઈ ગયા. સંન્યાસીએ કહ્યું: "કદાચ સુબેદાર સાહેબ કોઈ મામલાનો ફેંસલો કરી રહ્યા છે."

ઉપરથી અવાજ આવ્યો: "તમે એક વિધવા સ્ત્રીની મિલ્કત પચાવી પાડી છે; હું બધી વાત જાણું છું; કંઈ નાનીસૂની વાત નથી. આને માટે એક હજારથી ઓછે તો હું વાતચીત પણ કરવા નથી માગતો."

આથી વધારે સાંભળવાની રાજકુમારમાં શક્તિ ન રહી. ક્રોધને લીધે તેનાં નેત્રો લાલ થઇ ગયાં. એને જાણે એમજ થયું કે એ નિર્દયનો હમણાંજ વધ કરી નાખું, પરંતુ સંન્યાસીએ એને રોકીને કહ્યું: "અત્યારે શિકારનો સમય નથી. આપ શોધ કરશો તો આવા શિકાર તો બહુયે મળશે. મેં એનાં મુખ્ય મુખ્ય સ્થાન આપને બતાવી દીધાં છે. હવે સવાર થવાને પણ બહુ વાર નથી અને આપણી કુટિર પણ અહીંથી દશેક માઇલ દૂર હશે. માટે ચાલો, જલ્દી જઇએ."

( ૭. )

ત્રણ વાગતાં સુધીમાં બન્ને શિકારી કુટિરમાં પાછા આવી પહોંચ્યા. પાછલી રાતનો સમય બહુ મનોરંજક લાગતો હતો.

શીતલ પવનની લહેરોએ વૃક્ષોને હલાવી હલાવીને તેમની નિદ્રા ઉડાડ મૂકવાનો આરંભ કરી દીધો હતો.

અર્ધા કલાકમાં તો રાજકુમાર તૈયાર થઇ ગયો. સંન્યાસી પ્રત્યે ભક્તિભાવ તથા કૃતજ્ઞતા પ્રકટ કરીને તેણે એનાં ચરણોપર પોતાનું માથું નમાવ્યું અને ઘોડાપર સ્વાર થયો.

સંન્યાસીએ એની પીઠપર કૃપાપૂર્વક હાથ ફેરવ્યો અને આશીર્વાદ આપીને બોલ્યો: “ રાજકુમાર, તમારી ભેટ થવાથી મારૂં ચિત્ત બહુજ પ્રસન્ન થયું. પરમાત્માએ તમને પોતાની સૃષ્ટિપર રાજ્ય કરવાને જન્મ આપ્યો છે. સદા પ્રજાપાલક બનવું એ તમારો ધર્મ છે; પણ પ્રભુનાં બનાવેલાં સુંદર અને નિર્દોષ પ્રાણીઓનો વધ કરવો એ તમને ઉચિત નથી. આ દીન પશુઓનો વધ કરવામાં કોઇ પ્રકારની બહાદૂરી કે સાહસ નથી. સાચું સાહસ અને સાચી બહદૂરી તો દીન પ્રાણીઓની રક્ષા અને સહાય કરવામાં રહેલી છે. ખાત્રીપૂર્વક સમજજો કે જે મનુષ્ય માત્ર ચિત્તવિનોદાર્થેજ શિકાર કરે છે તે નિર્દયી ઘાતક—કસાઈ કરતાં પણ કઠોર હૃદયનો છે. કસાઇને તો એ ધંધો આજીવિકાને માટે છે, પરંતુ શિકારીઓને તો એ મનરંજન કરવાનું ફક્ત એક સાધન છે. માંસના ખોરાક કરતાં વધારે સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક જગતમાં અનેક પડયા છે. તમારે તો એવા શિકાર કરવા જોઇએ કે જેથી તમારી પ્રજાને સુખ થાય. નિર્દોષ પ્રાણીઓનો વધ કરવો છોડી દઇને જે લોકો અનીતિ કરીને બીજાઓનાં લોહી ચુસી તેમનાં અકાળે મરણ નિપજાવે છે એવા હિંસકોની પાછળ તમારે પડવું જોઇએ. આવા શિકાર કરો કે જેથી તમારા આત્માને શાંતિ મળે અને તમારી કીર્તિ જગતમાં ફેલાય. તમારૂં કામ વધ કરવાનું નથી પણ લોકોને જીવતા રાખવાનું છે. જો વધ કરો તો બીજાઓને જીવાડવાને માટે અને સારે રસ્તે ચડાવવાને માટે તથા નઠારાઓથી બચાવવાને માટેજ કરજો. એજ તમારો ધર્મ છે. જાઓ, પરમાત્મા તમારૂં કલ્યાણ કરે. ”

# દાનો દુશ્મન.

('ગલ્પમન્દિર' નામક હિન્દી પુસ્તકમાંથી.)

**મૂળ લેખક: વિશ્વંભરનાથ શર્મા કૌશિક.**

( ૧ )

આખરે સુજાનસિંહની સઘળી યુક્તિઓ નિષ્ફળ ગઇ. તેની આજીજીઓ, તેની કરૂણામય વાણી અને તેની દીનહીન દશા, પાષાણ હૃદયના બલદેવસિંહ પર કંઇ પણ અસર કરી શકી નહિ. તેણે પહેલાં તો તેને નોકરીમાંથી બરતરફ કરીને તેની આજીવિકાનું દ્વાર બંધ કર્યું. વળી તેના કબજામાં એક નાની સરખી વાડી હતી તે પણ પોતાને હાથ કરી લીધી. આ બાગમાં સાત આઠ આંબા તથા ચારપાંચ મહુડાનાં ઝાડ હતાં. આ ઝાડોને બિચારા સુજાનસિંહે પોતાના લોહીનું પાણી કરીને મહા મહેનતે વાવીને ઉછેર્યાં હતાં; પરન્તુ તે પોતાના પરિશ્રમના ફલરૂપ એ ઝાડનાં ફળ ચાખવા ન પામ્યો ! જે વર્ષે બલદેવસિંહે તે બાગ તેની પાસેથી પડાવી લીધો તેજ વર્ષે તે પહેલ વહેલાં ફાલવાનાં હતાં.

હાય ! આજ સુજાનના દુઃખનો પાર નથી. જમીન પણ ગઇ અને સાથે સાથે તેનો વહાલો બાગ પણ છીનવી લેવામાં આવ્યો ! પરંતુ એક ધનાઢ્ય જમીનદારની સામે તેનું શું ગજું ? બિચારો

પ્રમાણિક ખેડુત શું કરી શકે ? કૉર્ટમાં જઇને મુકદ્દમો માંડવા જેટલાં નાણાં ન હતાં. કયાંકથી ઉછી પાછીનાં નાણાં લઇને અદાલતનું શરણ લે તો પણ પછી પેલી–'હોલામાંથી ચુલામાં' એ કહેવતવાળી વાત થાય ! નાણાં વ્યાજે લઇ આવીને મુકદ્દમો ચલાવે, વકીલોનાં નખરાં–ગુસ્સા સહન કરે; અમલના નિશામાં ચકચૂર થયેલાઓના મુખમાંથી નીકળતી આજ્ઞાઓ ઉઠાવવા દોડે; રાત–દિવસ દોડધામ કરે; એક પગ ઘરમાં અને બીજો કચેરીમાં રાખે; અને આ સઘળી હાડમારી વેઠવા છતાંયે ઉંટડો કઈ બાજુ બેસશે (મુકદ્દમાનું પરિણામ શું આવશે) એ બાબત તો અનિશ્ચિતજ ! ના, રે ભાઇ ! વાઘ અને બકરીની લડાઇ છે ! હું મુકદ્દમો માંડું એમાં બલદેવસિંહનું શું ઘટી જશે ? એને તો હજાર–પાંચસોનું ખર્ચ હિસાબમાં પણ નથી. જાણે એક ફસલની આવક નહોતી આવી ! પણ હું તો ગરીબ આદમી માર્યોજ જાઉં. આ ઋણરૂપી રાક્ષસ પોતાનાં વ્યાજરૂપી ઇંડાં રોજ મૂકતોજ જાય અને તેનાં બચ્ચાં બચ્ચાં વધતાંજ જાય ! હું પાછું એ ક્યાંથી પૂરૂં કરૂં ? આવો વિચાર કરીને બિચારા સુજાનનું હૃદય ઠંડુંગાર થઇ જતું.

આટલો આત્મત્યાગ કરવા છતાંયે તેને શાન્તિ ન મળી. એક દિવસ એકાએક બલદેવસિંહે તેને બોલાવીને કહ્યું–કેમરે ! હવે પેલા પચાસ રૂપિયા કયારે આપવા છે ?

સુજાન તો દિંગજ થઇ ગયો ! તેણે પૂછ્યું–કયા પચાસ રૂપિયા સાહેબ ?

બલદેવ—હવે પૂછવા નીકળ્યો કે કયા પચાસ રૂપિયા ? લેવા આવ્યો ત્યારે તો કેવી કેવી વાતો કરતો હતો !

સુજાન—પણ સાહેબ મને તો ખબરે નથી કે કયા પચાસ રૂપિયા ! મેં ક્યારે તમારી પાસેથી લીધા છે ?

બલદેવ—વાહરે વાહ ! કહેવત છે કે માણસ કરજને કદિયે ભૂલતો નથી; પણ આ તો એ આખી કહેવત ખોટી પાડતો દેખાય છે ! (પોતાના મુનીમ તરફ ફરીને) રામચરણ જરા એનું ખાતું તો જુઓ ! તેના નામે પચાસ રૂપિયા કઇ મિતિના છે ?

એક બગલાના જેટલી ગંભીરતાથી રામચરણે ચોપડાનાં ચાર છ પાનાં આમતેમ ફેરવી નાખ્યાં ! પછી એકાદ પાનું ઉઘાડીને બોલ્યો—અષાડ વદ પાંચમે એના નામે પચાસ રૂપિયા ઉધરેલા છે.

સુજાનની આંખે અંધારાં આવવા લાગ્યાં. આખી પૃથ્વી ચક્કર ફરતી હોય એમ તેને લાગ્યું. તેનું હૃદય કમ્પવા લાગ્યું. તે લથડતી જીભે બોલ્યો પણ સાહેબ, મેં તો કદિયે રૂપિયા નથી લીધા. કોણ જાણે.........

એક બીજો માણસ કે જે જમીનદાર સાહેબ પાસે બેઠો બેઠો હોકો ગડગડાતો હતો તે બોલી ઉઠયો: અરે ભાઈ તું તો બહુ ભૂલકણો ! મારી નજર આગળની તો વાત છે ! તું દોડતો દોડતો લેવા આવ્યો હતો તે પણ ભૂલી ગયો ! ને કોણ જાણે કયા કામ ...માટે.........હાં...જો તો.........યાદ નથી આવતું.........ર. પણ ખેર; તારે કંઇક જરૂરનું કામ હતું અને પચાસ રૂપિયા આ મારી સગી આંખ આગળ લઇ ગયો હતો !

જમીનદાર સાહેબની એક બાજુપર પટવારી સાહેબ બેઠા બેઠા એકાદ ચોપડામાં ઉંધું ઘાલીને કંઇક સાચું જૂઠું ચીતરી જતા હતા; તેમણે પણ આ વાત સાંભળી કાન ફડફડાવી ઉંચું જોયું અને બોલ્યા—હા હા, મને પણ યાદ છે; હું પણ તે સમયે હાજર હતો. આ ભાઇ ખુદ પચાસ રૂપિયા લઈ ગયા હતા. પણ તે આવ્યા ત્યારે ગભરાયેલા બહુ જણાતા હતા, તેથી કદાચ તેમને અત્યારે સાંભરતું નહિ હોય—હશે ભૂલી ગયા હશે.

લો, બે તો ગરમાગરમ સાક્ષી મળી ગયા! હવે સુજાનથી એમ કેમ કહેવાય કે હું નથી લઇ ગયો? તે હાથ જોડીને બોલ્યો—આપ લોકોની નજર આગળનીજ વાત છે તો હું કદાચ લઇ ગયો હોઇશ; પણ મને યાદ નથી આવતું.

બલદેવ—ખેર, અમારે તારી યાદ સાથે કાંઈ લેવા નથી. અમારે તો અમારા રૂપિયા જોઇએ. ( મુનીમને ) હાં, રામચરણ, જરા વ્યાજ પણ ગણી નાંખોને! બેજ પૈસાના હિસાબે ગણજો હો. બિચારો ગરીબ માણસ છે! એની પાસે આપણે વધારે લેવું નથી.

રામચરણે ઝટ કલમ ઉઠાવીને કંઈક ગણગણતે ગણગણતે કાગળપર ચીતરવા માંડયું અને બે મિનિટમાં તો બોલી ઉઠયા—લો, એક વરસ અને ત્રણ મહિનાનું વ્યાજ ત્રેવીસ રૂપિયા સાતઆના થયું!

બલદેવ—ભાઈ, ૫૦ મૂળ અને ૨૩।≈ વ્યાજના; કુલ ૭૩।≈ થયા. લો કહો, એ હવે કયારે ચુકવી આપશો?

સુજાનપર જાણે વજ્રપાત થયો! શું ઉત્તર આપવો એ પણ તેને ન સૂઝયું. તે તો એકીટસે જમીનદારના મોં સામું જોતો ઉભોજ રહ્યો.

આ જોઇને પટવારીજી બોલ્યા—અરે ભાઇ, વાત તોતેર રૂપરડીનીજ છે ને? લાવીને આપી દો, એમાં વળી વિચાર શાનો?

આ સાંભળી સુજાન ધ્રુજતો ધ્રુજતો બોલ્યો “ માલિક! રૂપિયા તો મારી પાસે નથી. જમીન અને બાગ હતા તે તો આપે લઈ લીધા. હવે તો મજૂરી કરીને પેટ ભરૂં છું. રૂપિયા કયાંથી લાવું?

બલદેવ—આમ બહાનાં કાઢયે કંઈ કામ આવે? ગમે તે રીતે રૂપિયાની ગોઠવણ કર.

સુજાન—માલિક, હું સાચું કહું છું. હવે મારી પાસે પાઈ સરખીયે નથી.

તરતજ એક સાહેબ વચમાં બોલી ઉઠયાઃ તમારી પાસે બે ભેંસો તો છે ને? ન હોય તો એ વેચીને રૂપિયા ભરી દો. હમણાં કમાય છે તો ખરો. પછી છોડાવી જજે.

જમીનદાર સાહેબ બોલ્યા—અરે! વેચવાની શી જરૂર છે? રૂપિયાને બદલે આપણે એ ભેંસોજ રાખી લઇશું. ભલા, બન્ને ભેંસો કેટલીક કિંમતની હશે?

હજુ તો સુજાન કંઇક બોલે તે પહેલાં પટવારીજી બોલી ઉઠયાઃ મને તો લાગે છે કે બન્ને થઇને સિત્તેરેક રૂપિયાની હશે.

(વાહ! કેવો હિસાબ લડાવ્યો? બે ભેંસો પણ આવે અને સુજાન ઉપર ૩।૭ રૂપિયા તો ઉભા રહે!)

જમીનદાર—ખેર, આપણે ૭૩।૭ રૂપિયાને બદલે એ બન્ને ભેંસોજ લઈ લઇશું. આપણે તો એના ભલામાં રાજી છીએ.

બીજા એક સાહેબ વળી હસીને બોલ્યા: લો ભાઇ, ઠીક થયું ટુંકામાંજ પતી ગયું.

સુજાનસિંહ એક ધીમો દમ ખેંચીને દબાયેલે અવાજે બોલ્યોઃ પણ સાહેબ! મેં તો તે બન્ને સવાસો રૂપિયાની લીધી હતી અને અત્યારે તો તેમની કિંમત દોઢસો રૂપિયા થાય!

સુજાનની વાત સાંભળીને બધા ખડખડાટ હસી પડયા. બલદેવસિંહ હસતા હસતા બોલ્યા:-ભલે ભાઇ! તારી ભેંસો ભલે બસોની રહી! તને મુબારક! અમને શું, અમારે તો અમારા રૂપીયા જોઇએ!

વારૂ સાહેબ, ત્રણચાર દિવસમાં ચુકવી આપીશ. એમ કહીને સુજાને આ શયતાનોના હાથમાંથી તે સમયે તો પોતાનો પિંડ છોડાવ્યો.

કિન્તુ સમયનો પ્રવાહ, આ ત્રણ ચાર દિવસને તો એક ઝપાટામાં ખેંચી ગયો—મુદ્દત વીતી ગઇ, પણ સુજાન રૂપિયાનો પ્રબન્ધ

ન કરી શક્યો. બિચારો ક્યાંથી કરે? સઘળાએ જાણતા હતા કે જમીનદાર સાહેબ આજકાલ સુજાનના શત્રુ થઇ પડ્યા છે. આ કારણથી બીકને લીધે તેને કોઇએ ઉધાર રૂપિયા આપ્યા નહિ.

હવે સુજાન રઘુવીરની પાસે ગયો. રઘુવીરસિંહ પાસેના ગામના જમીનદાર હતા. તેની અને બલદેવસિંહની વચ્ચે વિકટ શત્રુતા હતી. એક મુકદ્દમા વખતે આ રઘુવીરસિંહની તરફથી સુજાને બલદેવસિંહની વિરૂદ્ધ સાચી સાક્ષી પૂરી હતી. બસ, આજ કારણને લીધે તે દિવસથી બલદેવસિંહ પોતાનો ક્રોધાગ્નિ સુજાનપર વરસાવી રહ્યા હતા.

સુજાન, રઘુવીરની પાસે ગયો તો ખરો, પણ નસીબ બે ડગલાં આગળનું આગળજ હતું. રઘુવીરસિંહ ક્યાંક બહારગામ ગયેલા હોવાથી મળ્યા નહિ. હવે તો બલદેવસિંહના ચરણ પકડી આજીજી કરીને બીજા થોડા દિવસની મહેતલ માગવા સિવાય સુજાનને માટે બીજો કંઈ પણ ઉપાય ન હતો. પરન્તુ બલદેવસિંહની હાર્દિક ઇચ્છા તો તેને ધૂળ ભેગો—પાયમાલ કરવાનીજ હતી. તેણે બીજી મુદત આપવાની ના કહી. પોતાનાં માણુસ મોકલીને જબરદસ્તીથી તેની બન્ને ભેંસો છોડાવી મંગાવી અને સુજાનને મારી પીટીને હાંકી મૂક્યો.

સંસાર કહે છે કે દરેક બાબતને કંઈક સીમા હોય છે. આ સિદ્ધાંતને અનુસરીને આપણે પણ માનવું જ પડશે કે સુજાનસિંહની સહનશક્તિને પણ કંઇક સીમા હતી. બલદેવસિંહનો અત્યાચાર એ સીમા ઓળંગી ગયો! તેજ દિવસથી સુજાને પ્રતિજ્ઞા કરી કે હું આજથી બલદેવસિંહનો કટ્ટો શત્રુ છું, અવસર મળ્યે તેને જીવતો છોડીશ નહિ.

( ૨ )

સુજાનને બલદેવસિંહનું ગામ છોડયે આજ ત્રણચાર મહીના થઇ ગયા છે. હવે તે પોતાના કુટુંબ પરિવાર સાથે રઘુવીરસિંહના

ગામમાં રહે છે, પરન્તુ જે દહાડેથી તે આ ગામમાં આવ્યો તે દિવસથી તે વિચિત્ર સરખોજ બની ગયો છે! નથી કંઇ ખાવાનો નિયમ કે નથી ન્હાવાનો સમય; આખો દિવસ ને આખી રાત બસ કામ, કામ ને કામ! જંગલોમાં લાકડાં એકઠાં કરવાને ઘૂમતો રહે છે. તેના સઘળા પરિવારનું પાલન રઘુવીરસિંહજ કરે છે. સુજાનસિંહને પોતાના ગામમાં આશ્રય આપવાથી રઘુવીરની બલદેવસિંહ સાથેની શત્રુવટ પણ વધી ગઇ છે. હવે તો તેઓ એક બીજાના જીવના તરસ્યા થઇનેજ ફરે છે.

એક દિવસ રઘુવીરસિંહના એક નોકરે આવીને ખબર આપી કે—સરકાર, આજ આપણો લાગ આવ્યો છે; જે કંઈ કરવું હશે તે આજે બની શકશે.

રઘુવીરે વિસ્મત થઇને પૂછ્યું—શેનો લાગ આવ્યો છે?

નોકર—આજ રાતે બલદેવસિંહ પોતાના પુત્રની સાથે ન્યાત એકઠી થવાની હોવાથી બહારગામ જાય છે; અને એવો પણ પત્તો મળ્યો છે કે રાતના આઠ વાગે ફક્ત ચારજ આદમી સાથે લઇને નીકળવાનું તેઓએ ઠરાવ્યું છે.

રઘુવીર—પરન્તુ આવી વાત તો તેણે ગુપ્ત રાખવી જોઈતી'તી.

નોકર—તેણે અત્યન્ત ગુપ્ત રાખી છે; તેના થોડાક વિશ્વાસુ નોકર સિવાય બીજું કોઇયે નથી જાણતું.

રઘુવીર—તો પછી તને શી રીતે ખબર પડી?

નોકર—જે ચાર માણસો તેની સાથે જવાના છે તેમાંનો એક મારો પરમ મિત્ર છે, તેણે મને આ વાત કહી છે.

રઘુવીર—વારૂ, એ લોકો ક્યાં જવાના છે?

નોકર—અહીંથી પાંચ કોસપર વીરપુર છે ત્યાં.

રઘુવીર—હં, તો હવે તારો શું મત છે?

નોકર—એમાં વળી મત પૂછવાનો હોય ખરો ? અહીંથી અઢી ક્રોસપર વીરપુર અને તેના ગામ વચ્ચે આપણા પંદરવીશ માણસો રખીએ; રાત તો અંધારી છેજ, અને તેમાં વળી આપણાં માણસો બુકાની બાંધી લેશે એટલે જરાપણ ઓળખાશે નહિ.

રઘુવીર—સલાહ તો ઉત્તમ છે. વારૂ, ત્યારે એમજ કરજો. સુજાનસિંહને પણ સાથે મોકલીશું. એ પણ બલદેવસિંહના લોહીનો તરસ્યો થઇને ફર્યા કરે છે, તેથી એને પણ ઠીક પડશે.

અહીં આ ગોઠવણ થઈ ચુકી, બલદેવસિંહને ત્યાં આ સમયે ન્યાતમાં જવાને માટે વાતચિત થઈ રહી હતી.

કોઇએ કંઈ શંકા ઉઠાવવાથી તેના જવાબમાં બલદેવસિંહ બોલી ઉઠયાઃ—“ પણ કોઇને ખબરજ કયાં પડવાની છે કે આપણે ક્યારે અને ક્યાં જવાને માટે નીકળવાના છીએ ? વળી રસ્તો ફક્ત પાંચજ કોસનો છે. ચારઘડીની રમત છે. મને તો નથી લાગતું કે એમાં કોઇ જાતની બીક જેવું હોય.” બલદેવસિંહનો પુત્ર કે જેની ઉંમર ૧૮ વર્ષની હતી તે બોલ્યોઃ “ અને કંઈ બીક જેવું હોય તોયે શું થઈ ગયું ? આપણે બાયલા તો ઓછાજ છીએ કે કોઈ મારફાડ કરી જશે ? આપણા ચાર આદમી તો દસને પૂરા પડે એવા છે ! ”

પુત્રની વીરતાભરી વાણી સાંભળીને બલદેવસિંહ બોલી ઉઠયાઃ “ શાબાશ બેટા, તારા તો આવાજ વિચાર હોવા જોઇએ. ”

સંધ્યા સમયે લગભગ સાત વાગ્યા પહેલાં ઉપડવાની તૈયારીઓ થઈ રહી હતી; એટલામાં એકાએક બલદેવસિંહની તબિયત બગડી આવી. બેત્રણ ઉલટી થઇ અને માથું દુઃખવા લાગ્યું. તેમણે પોતાના પુત્રને બોલાવીને કહ્યું: “ સુંદર, મારી તબિયત તો સારી નથી;

હું નહિ આવું. હવે તું રહ્યો. તારી મરજી પડે તેમ કર. મરજી હોય તો જા અને નહિતર કાંઇ નહિ."

સુંદરસિંહે ઉત્તર આપ્યો: "જો મરજીની વાત હોત તો તો ન જાત; પરંતુ અહીં મરજીની વાત નથી. આજે બધાએ એકઠા મળવું જરૂરનું છે. ખેર; આપ નહિ આવી શકો તો હું કહી દઇશ કે તબિયત સારી નથી; પરંતુ મારે તો અવસ્ય જવુંજ જોઇએ."

બલદેવસિંહ—હા, હું પણ એજ વિચાર કરૂં છું કે ઓછામાં ઓછું એક જણે તો જવુંજ જોઇએ. વારૂ, ત્યારે ભગવાનનું નામ દઇને તું તારે ઉપડ; પરંતુ મારૂં હૃદય..."

સુંદર—અરે, બીક શાની છે?

આટલું કહીને સુંદર ઉપડવાની તૈયારી કરવા લાગ્યો.

( ૩ )

આશરે સવાઆઠ વાગ્યે સુંદરસિંહ ઘોડેસ્વાર થઇને નીકળ્યો. સાથે ચાર મજબૂત લાકડીઓવાળા જુવાનો પગપાળા ચાલતા હતા. એકબીજા સાથે વાતો કરતા કરતા પાંચે જણે સાધારણ ચાલથી મુસાફરી શરૂ કરી.

સુંદરસિંહના ઉપડ્યા પછી થોડીકવારે બલદેવસિંહ પણ કોણ જાણે શું વિચાર આવ્યો કે ૭ સાત આદમીઓ સહિત નીકળ્યો.

પાંચે માણસો જંગલના મન્દ મન્દ શીતળ વાયુનો આનન્દ લેતા હસતા બોલતા ચાલ્યા જતા હતા. લગભગ બેએક કોશ ચાલ્યા પછી તેઓ એક એવા સ્થાનપર પહોંચ્યા કે જેની બન્ને બાજુએ ખેતરો અને વાડીઓનાં ઝાડોની ગીચ ઘટા હતી. ત્યાં પહોંચતાંજ કોઇએ પૂછ્યું: "કોણ છે?"

સુંદરસિંહના માણસોમાંથી એક જણે કંઇક કરડાકીમાં જવાબ આપ્યો: "માણસ."

પૂછનાર બોલ્યો: "માણુસ છો એ તો અમે પણ જાણીએ છીએ. પણ તમે લોકો છો કોણુ? કયે ગામ રહો છો?"

સુંદરસિંહનો નોકર ગુસ્સે થઇને બોલ્યો: "ગમે તે ગામના હોઇશું તેની તમારે શું મતલબ?"

પૂછનાર—વારૂ ભાઇ વારૂ; એમાં ચિડાઇ શા માટે જાઓ છો? અમે તો સાધારણ વાત પૂછી. ભાઇ અમે ખેડુત આદમી છીએ, આ સમય ખરાબ છે એટલે જરા ચેતીને રહેવું પડે છે; બીજી કંઇ મતલબ નથી.

નોકર—હા, એમ માણુસની રીતે વાત તો કરો અમે પણ તમને સીધોજ જવાબ આપીશું. ઠાકોર બલદેવસિંહના પુત્ર સુંદરસિંહ વીરપુર જાય છે."

પૂછનાર—ઠીક ભાઇ; રામરામ ઠાકોર સાહેબ! મને શું ખબર! અંધારામાં બરોબર દેખાયું નહિ. મોટા ઠાકોર સાહેબ તો ખુશી મઝાહમાં છે ને?

નોકર—ના, ખુશીમાં હોત તો તો એ પણ આવત; તબિયત જરા બગડી એટલે ન આવ્યા.

પૂછનાર—હા; આ ઋતુ બદલાય છે એટલે......

આનો કંઈ ઉત્તર મળ્યો નહિ અને ચારે તરફ સુનકાર છવાઇ રહ્યો, પરંતુ ભાગ્યેજ પાંચેક મિનિટ વીતી હશે એટલા તો બન્ને તરફથી ચૌદ પંદર આદમી નીકળી આવ્યા! તેમાંના એકે બૂમ પાડીને કહ્યું: "ખબરદાર, એક પણ પગલું આગળ ભર્યું તો! તમારી પાસે જે કંઇ હોય તે અહીં પ્રથમ મૂકતા જાઓ."

આ સાંભળતાંજ ચારે આદમીઓએ પોતાની લાકડીઓ સંભાળી; પરંતુ તેનો તેઓ ઉપયોગ કરવા જાય એટલામાં તો ચારે તરફથી ફટાફટ લાકડીઓ પડવા લાગી.

"હાય, મારી નાખ્યો! ફટાક! અરે! અરે! આને ઘોડાપરથી ખેંચી લો. હેં, હેં ? શું કરો છો ? ફટાક–ફટાક! દોડો! દોડો! ચોર! ખૂની! ફટાક! (કોઈના પડવાનો ધબાકો) હાય! નહિ નહિ; મારા જીવતાં સુંદરને ઉની આંચ પણ નહિ આવવા દઉં! અરે આને મારો. એ સાલો સુંદરસિંહને પોતાની છાતી નીચે દબાવીને પડ્યો છે! ફટાક–ફટાક!" વગેરે શબ્દો અને અવાજ સંભળાવા લાગ્યા.

આ દશા કોણ જાણે ક્યાં સુધી રહેત, પરંતુ એટલામાં અકસ્માત પાછળથી કેટલાક માણસો દોડી આવતા હોય એવો અવાજ સંભળાયો અને કોઈએ બૂમ પાડીને કહ્યું: "ગભરાશો નહિ; આવી પહોંચ્યા છીએ." આ સાંભળતાંજ હુમલો કરનારાઓ એકદમ અહીંતહીંનાં ખેતરો અને વાડીઓમાં થઈને અદશ્ય થઈ ગયા.

આવનારાઓએ પાસે આવીને [illegible] પાસેનું ફાનસ સળગાવ્યું. આવનારા બીજા કોઈ નહિ પણ બલદેવસિંહ પોતે અને તેના સાથીઓજ હતા. સુંદરસિંહના ચાર સાથીઓ ઘાયલ થઈ ગયા હતા અને એક કોઈ પાંચમો માણસ સુંદરસિંહને પોતાની છાતી નીચે દબાવીને પડ્યો હતો. બલદેવસિંહે તેને સુંદરસિંહ ઉપરથી ઉઠાડ્યો. સુંદર ઉઠીને ઉભો થયો. તેને બહુજ ઓછી ઇજા થઈ હતી. અહીં જેવું બલદેવસિંહે પેલા પાંચમા મનુષ્યનું મ્હોં જોયું કે તરતજ તે ચીસ પાડી બોલી ઉઠ્યા: "હેં! સુજાનસિંહ! મારા લોહીનો તરસ્યો–મારો શત્રુ સુજાનસિંહ! ઓહ! હવે હું સમજ્યો. આ સઘળાં કરતૂક આનાં જ......"

વચ્ચેજ સુંદરસિંહ બોલી ઉઠ્યો: "ના પિતાજી, એ તો મારો રક્ષક છે! હું આ સમયે આપની સમક્ષ જીવતો જાગતો ઉભો છું એ એનીજ કૃપાને લીધે. જો આજે એણે મારૂં રક્ષણ ન કર્યું

હોત તો મારી લાશજ હાથ આવત! આ મને પોતાની છાતી નીચે લઇને પડી રહ્યો અને મારા ઉપર પડતા સઘળા લાકડીના ફટકા પોતાના વાંસાપર ઝીલ્યા; એણે પોતે જ માર ખાધા કર્યો છે; મને આંચ સરખીયે આવવા દીધી નથી."

"હેં! સુજાન તારો રક્ષક! હે ઇશ્વર! આ તે તારી કેવી માયા?" આટલું કહી બલદેવસિંહ જમીનપર બેસી ગયા અને સુજાનનું માથું પોતાના ખોળામાં લીધું.

આ હલચલથી સુજાનની આંખો પણ ઉઘડી અને પોતાને બલદેવસિંહના ખોળામાં પડેલો જોઇને ઉઠવાનો યત્ન કરવા લાગ્યો. પરંતુ તે ઉઠી ન શક્યો, તેથી દાંત પીસીને પાછો નીચે પડયો!

બલદેવસિંહ—કેમ સુજાન! દાંત કેમ પીસે છે?

સુજાન—આજ તું મારા હાથમાંથી બચી ગયો એટલા માટે.

બલદેવ—તારી વાતો ઉપરથી તો શત્રુતાનો ભાવ જણાય છે; તો પછી તેં સુંદરને શામાટે બચાવ્યો?

સુજાન—હા; હું તારો શત્રુ હતો; અને જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તારો શત્રુજ રહીશ. પરંતુ આ બાળક, કે જેણે આજ દિન સુધી મારૂં કંઇ બગાડયું નથી તેનો કંઇ હું શત્રુ નથી.

આ વખતે સુજાનને ખૂબ જોરથી એક લોહીની ઉલટી થઇ.

સુજાન કરાંજતો કરાંજતો બોલ્યો: "મારી પાંસળીઓ તૂટી ગઈ છે. હું હવે વધારે વખત જીવતો નહિ રહી શકું. હું તારો જીવ લેવાનેજ આવ્યો હતો. પરંતુ અહીં આવીને સુંદરસિંહના સાથીની વાતચિતપરથી જણાયું કે તું તબિયત ઠીક નહિ હોવાથી નહોતો આવ્યો. હું અત્યન્ત નિરાશ થઇ ગયો; પણ એવામાં મારા સાથીઓએ સુંદરસિંહપર હુમલો કર્યો." સુજાનને લોહીની બીજી ઉલટી થઇ. તેણે પાછું આગળ બોલવું શરૂ કર્યું: "આહ! મારા

હૃદયે બાલક સુંદરના પ્રાણુ બચાવવાને મને વિવશ બનાવી દીધો એટલે હું એને મારી નીચે દબાવીને પડી રહ્યો, કારણકે એ સિવાય બીજો કંઇ ઉપાય રહ્યો ન હતો. મારા સાથીઓએ અંધારામાં મને સુંદરસિંહનો સાથી ધારીને માર મારવામાં કંઇજ બાકી રાખ્યું નહિ. મેં બૂમો પાડીને તેમને રોકવાનો યત્ન પણુ કર્યો, પરંતુ હુલ્લડમાં સાંભળે કોણુ ? " વળી પાછી ફરીથી તેને લોહીની એક ઉલટી થઈ.

બલદેવ—પરંતુ તું મારો શત્રુ હતો, તો પછી સુંદરને મારીને પૂરો બદલો લઈ શકે એમ હતું; કારણકે સુંદરના મૃત્યુથી મને એટલો શોક થાત કે હું કવચિતજ જીવતો રહેત.

સુજાન—એ હું જાણુતો હતો. પરંતુ નહિ; હું એટલો બધો હૃદયહીન નથી. મારે હૃદય છે–મારે પુત્ર પણુ છે. પુત્રશોક કેવો હોય છે તે હું જાણુતો હતો; પરંતુ તેં મારાપર જે જે અત્યાચાર કર્યાં છે તેનો બદલો હું તારોજ પ્રાણુ લઇને વાળવા ઇચ્છતો હતો; આ બાલકનો પ્રાણુ લઇને નહિ ! મારા હાથથી તારો પ્રાણુ લઉં એમાં મારો પુત્ર જેટલો નિર્દોષ હોય એટલોજ આ બાબતમાં સુંદર-સિંહ નિર્દોષ હતો—આહ !

આ પછી સુજાનને ખૂબ જોરથી એક ઉલટી થઇ અને સુજાન–સહૃદય સુજાન—સદાને માટે ચૂપ થઈ ગયો !

× × × × ×

બલદેવસિંહે પોતાના ગામમાં સુજાનસિંહની એક ઘણીજ સુંદર સમાધિ બનાવરાવી છે અને તેની નજીક એક મન્દિર, એક કુવો અને ચારે તરફ એક નાનો સરખો બાગ બનાવી દીધો છે. ગામના લોકો ત્યાં આવીને સ્નાન પૂજન ઇત્યાદિ કરે છે.

**સંપાદકની પૂરવણી:**—બલદેવસિંહે પોતાની લાખોની રોકડ સુજાનસિંહના નામપર એક અનાથાશ્રમ બંધાવવામાં તથા એવાં

બીજાં સારાં કામોમાં વાપરી દીધી છે; પોતાના બધાજ ગરીબ દેણદારો પાસેનું લેણું તેણે માંડી વાળ્યું છે; પોતાની જમીન જાગીરનો વહીવટ પોતાના ઉમરલાયક પુત્રને સોંપી દઇને હવે તે પોતાનો બધો સમય અનાથોની સેવામાં ગાળે છે. પોતાનાં સંતાનો ઉપર દરેક માબાપનો કેટલો બધો પ્રેમ હોય છે તેનો બહુજ સારો ખ્યાલ ઉપલા બનાવથી તેને આવી ગયો છે. જેઓ પોતાનાં વહાલાં અને કોમળ સંતાનોને નિરાધાર દશામાં ટળવળતાં મૂકી મરણ પામે છે તેમનો આત્મા કેટલો બધો ટળવળતો હશે એજ વાત હવે તેના હૃદયને ખૂંચી રહી છે. પોતે જે અનાથોની સેવા કરી રહ્યો છે તેથી કરીને તેમનાં મૃત માબાપોના આત્માઓ કેટલા બધા સંતુષ્ટ થતા હશે એનો વિચાર તેને વારંવાર આવીને કોઈ કોઇવાર તો સ્વપ્નમાં પણ તેને તેવાં માબાપોની આશીર્વાદ આપતી મૂર્તિઓનાં દર્શન થાય છે. પોતાના પ્રાણપ્રિય, એકના એક પુત્રને જે સુજાનસિંહે પોતાનો પ્રાણ આપીને બચાવ્યો તે ન બચાવ્યો હોત તો બધી માલ મિલકત ધૂળધાણી જ થવાની હતી એ વિચારે તેને બહુજ ઉદાર બનાવી દીધો. પોતાના યુવાન પુત્રને તેણે એ વાતની સમજણ પાડી અને જે નિર્ધન, દુ:ખી અને વૃદ્ધ માણસે તેને એ મિલ્કત ભોગવવાને બચાવ્યો તેના નામપર અર્ધોઅર્ધ જમીન—જે આશરે ત્રણસો વીઘાં જેટલી હતી તે—એક અશક્ત વૃદ્ધાશ્રમ સ્થાપન કરીને તેમાં અપાવી દીધી. જે માણસોનું સર્વસ્વ નાશ થઈ જાય અથવા દેવામાં ડૂબી જાય તેવા માણસો અને કુટુંબોને એ આશ્રમના તાબાની જમીન કાંઈપણ દરમાયો લીધા સિવાય દશ વીઘાં સુધી દશ વર્ષને માટે આપવામાં આવે છે અને જે ઉપજ થાય તેમાંથી ચોથો ભાગ તેમની પાસેથી લઇને અલગ રાખવામાં આવે છે. આવી રીતે પાંચ સાત વર્ષમાંજ હજારેક રૂપિયા ભેગા થઇ જાય છે. આ રૂપિયા વડે

તે કુટુંબને કોઇ ગામડામાંથી પાંચ દશ વીઘાં જમીન વેચાતી અપાવે છે અને પોતાના પૈસાથી એક કુવો બંધાવી આપી બળદની એક જોડ પણ લઇ આપે છે; એટલે એ કુટુંબ પૂર્ણ સ્વતંત્ર થાય છે. આશ્રમના નિવાસ દરમ્યાન બાગાયાત, ખાતર અને બીજા અનેક પ્રકારના ખેતીવાડીના પ્રકાર તેમને શીખવેલા હોઇને એ કુટુંબ પોતાની નવી લીધેલી જમીન કાચું સોનું પકવનારી બનાવી દઈ દર વીઘે સોથી બસો સુધીનો પાક પકવે છે.

સુજાનસિંહના યુવાન પુત્રને સારા દરમાયાથી એ આશ્રમમાં તેણે અશક્ત અને વૃદ્ધ માણસોની સેવા ઉપર નીમ્યો છે, અને તેને લખતાં વાંચતાં શીખવીને ધર્મનાં અને બીજાં સારાં સારાં પુસ્તકો લઇ આપ્યાં છે. તે પુસ્તકોમાંથી સારી સારી બાબતો એ રોજ અશક્ત માણસોને વાંચી સંભળાવે છે અને પોતાના બાપને ખરાબ દશામાં આવી પડવાથી જે વિપત્તિ પડતી હતી તથા જે માનસિક દુઃખ થતું હતું તે વાતને એ વારંવાર યાદ કરતો રહીને આશ્રમને આશ્રયે આવી રહેલા વૃદ્ધોને તેમજ કુટુંબોને એ પોતાથી જેટલો પણ સંતોષ આપી શકાય એટલો આપે છે. એની આધેડ માતાએ એ આશ્રમની સ્ત્રીઓની સેવા કરવાનું કામ ઉપાડી લીધું છે. આ ભલી, ભોળી અને કદાવર સ્ત્રી તો આ કામમાં જોડાઇને સાક્ષાત્ જગદંબાજ બની રહી છે. આશ્રમમાં કે ગામમાં કોઇને કંઇ થાય કે આ 'માતા' ( કારણકે હવે લોકો તેને એજ નામથી બોલાવતા ) ને પગે લગાડવા આવવાની લોકો બાધા રાખે છે અને નાનાં બાળકોને પણ કાંઇપણ થાય કે તેજ વખતે આ 'માતા' પાસે લઈ આવે છે. 'માતા' તેમને માથે હાથ મૂકીને આંખો બંધ કરી ભગવાનને પ્રાર્થના કરે છે કે " તમે સુખના સાગર છો. એમાંથી થોડુંક આને આપવાથી તમારે ખૂટી જવાનું નથી; માટે આ નિર્દોષ બાળકને

સાજું સમું કરી દેજો. ” આવી પ્રાર્થના ખરા દિલથી કરીને પછી થોડાંક તુલસીનાં પાન પાણીની લોટીમાં નાખી આપી તેમાંથી થોડુંક પાણી પીવડાવીને કહે છે કે “ જાઓ, ભગવાનની કૃપાથી મટી જશે. કુતરાંને શેરના રોટલા નાખજો અને નાગા ભૂખ્યાની સેવા કરજો. ”

બલદેવસિંહનું જીવન પણ છેકજ બદલાઇ ગયું છે. સારા સારા સાધુઓ અને વિદ્વાનો તેને ત્યાં હવે બે ચાર બે ચાર હોય છેજ. એમના સત્સંગથી તે હવે મોટો ભક્ત અને પ્રતિષ્ઠિત પુરુષ બની ગયો છે. ગામમાં કોઇપણ સ્થળે સારો માઠો પ્રસંગ આવતાં તેની સલાહ સર્વથી પહેલી લેવાય છે. આખા જિલ્લામાં બધા જમીનદારો અને ઠાકોર દરબારોમાં તે ગુરુ સમાન ગણાય છે. એક દિવસ એક બ્રાહ્મણને તેણે સીધું આપેલું તે એ બ્રાહ્મણે વેચી દીધું; એક સાધુને આપેલી ચાદર એ સાધુએ વેચી દઇને તેનો ગાંજો લીધો; આ વાતો તેણે જાણી છે ત્યારથી તે પાત્ર જોયા વિના એક પણ પાઈ કે એક પણ દાણો કોઇ પણ સાધુ કે બ્રાહ્મણને આપતો નથી. ગામમાં હોય ત્યારે રોજ એકવાર એ સુજાનસિંહની સમાધિ પાસે જાય છે અને તેની દાનાઇ તથા પોતે તેને આપેલાં દુઃખની યાદ લાવીને પશ્ચાતાપનાં ચાર આંસુ ખેર્યા પછી, એના પ્રતાપે પોતાનું જીવન ફરી ગયું તેથી તેને ગુરુ ગણીને તે સમાધિ આગળ દંડવત્ કરે છે. લાંબા વખતના સાધુજીવન પછી તેને લાગ્યું કે સુજાનસિંહે અને પ્રભુએ તેના સર્વ ગુનાહ માફ કરી દીધા છે, એટલે હવે તેને પશ્ચાતાપ કરવો પડતો નથી.

# ત્રિચા રાજ્ય.

( ' પ્રતિજ્ઞા ' નામક હિન્દી માસિકમાંથી. )

**મૂળ લેખકઃ શ્રીયુત ગોપાળપ્રસાદ શર્મા.**

મને દેશાટન કરવાનો બહુ શોખ છે. વીસમી સદીના એક વર્ષમાં હું સ્ત્રીઓના રાજ્યમાં ગયો હતો. ત્યાંના રાજ્યની સ્થિતિ કેવી છે તે સાંભળોઃ—

તે સ્ત્રીઓના રાજ્યમાં " પ્રમીલા " રાણીના રાજ્યની માફક બિલકુલ પુરુષજ નહિ, એવું નથી. ત્યાં પુરુષો તો છે, પણ તેમને કોઇપણ જાતનો અધિકાર નથી. પહેલાં આપણા દેશની માફક ત્યાં પણ પુરુષોનો જ અધિકાર હતો, પરંતુ પોતાના પુત્રના મૃત્યુ પછી ઇ. સ..........માં મહારાણી સુલક્ષણાદેવી જ્યારે ગાદીપર બેઠી ત્ય પુરુષોના સઘળા અધિકાર રદ્દ કરીને નવા કાયદા બનાવવામાં આવ્યા. પહેલાં તો સુલક્ષણાદેવીના મનમાં એવો વિચાર હતો કે મારો પૌત્ર યોગ્ય ઉમરનો થતાંજ હું એને ગાદીએ બેસાડીશ. પરંતુ યુવરાજશ્રી હર્ષમાં રાજાઓને યોગ્ય ગુણો ન હોવાથી રાણીને જ જીંદગીપર્યંત રાજ્ય ચલાવવું પડયું. તેણે એ અરસામાં એક " પુરુષ સત્તા પ્રતિબંધક " નામનો કાયદો ઘડયો. આ કાયદો બનવાથી રાજપુરુષોનો

ગાદીપર બેસવાનો હક્ક ચાલ્યો ગયો છે, એટલુંજ નહિ પરંતુ એ રાજ્યમાં કોઇપણ પુરુષને કોઇ પણ પ્રકારના હક્ક રહ્યા નથી. રાણી ન હોય ત્યારે તેની પુત્રી ગાદીપર બેસે એ વાત પણ એ કાયદામાં સ્પષ્ટ કરવામાં આવી હતી.

મહારાણી સુલક્ષણાદેવીએ ઈ. સ.........માં એક બીજો પણ મહત્ત્વનો કાયદો ઘડ્યો. તેનું નામ "પુરુષ પુનર્વિવાહ પ્રતિબંધક" રાખવામાં આવ્યું. આ કાયદામાં ચોકખું લખેલું હતું કે "કોઇપણ પુરુષને એકથી વધારે લગ્ન કરવાની છૂટ નથી. સ્ત્રીના મરણ પછી વિધૂરે દાઢી મૂછ મુંડાવીને ભગવાં વસ્ત્ર પહેરવાં જોઇએ. પુરુષે અઢાર વર્ષની વય પહેલાં લગ્ન ન કરવું જોઇએ. સ્ત્રીઓ ગમે તે ઉમરે ગમે તેટલાં લગ્ન કરે, એવી કાયદાથી છૂટ આપવામાં આવે છે."

હું એ ત્રિયારાજ્યમાં મારા મિત્ર પ્રેમસિંહને ત્યાં ઉતર્યો હતો. તેની સ્ત્રી સુલભાદેવી ન્યાયાધીશની પદવીપર હતી. પ્રેમસિંહ ઘરનું કામકાજ કર્યા કરતા અને અવકાશના સમયમાં બાળબચ્ચાંની સંભાળ રાખતા. સુલભા દેવી તેના હોદ્દાના કામમાંથી ફારક થયા પછી હું પ્રેમસિંહ અને એ ત્રણે જણ આનન્દથી બેસી વાતચિત કરતા. પ્રેમસિંહ અને સુલભાદેવીની વચ્ચે, આપણે ત્યાં હોય છે એજ પ્રકારનો વિનય અને આદરભર્યો દાંપત્યભાવ હતો અને સુલભાદેવીને પોતાની પદવીનો જરાપણ ગર્વ ન હતો.

એક દિવસે સુલભાદેવીના ટેબલપર "પુરુષ સત્તા પ્રતિબંધક" નામનું કાયદાનું પુસ્તક પડ્યું હતું તે મારા જોવામાં આવ્યું. તેને ઉપાડીને સામાન્ય રીતે આમતેમ ઉથલાવીને જોતાં તેમાં નીચેનો ભાગ મારા વાંચવામાં આવ્યો:—"પુરુષજાતિ સ્વભાવથીજ ગર્વિષ્ટ અને દુષ્ટ હોય છે. યુવરાજશ્રી હર્ષની વાતો આપણે જતી કરીએ, તોપણ ઇતિહાસ ઉપરથીજ સ્પષ્ટ જણાઇ આવે છે કે તૈમુર લંગ, મુહમ્મદ

ઘોરી, નાદિરશાહ વગેરે બાદશાહો કેવા દુષ્ટ થઈ ગયા ! બીજી બાજુએ સ્ત્રીજાતિ સ્વભાવેજ પાપભીરૂ અને કોમળ સ્વભાવની હોવાથી પુરૂષોના શાસનથી પ્રજાને જેટલો ત્રાસ થાય છે એટલો સ્ત્રીઓના શાસનથી થતો નથી. ચાંદબીબી, અહલ્યાબાઈ ઇત્યાદિ આ બાબતનાં ઉદાહરણ છે. વળી દુષ્ટ સ્ત્રીઓનાં ઉદાહરણ ઇતિહાસમાં કાંઇ વિરલજ માલૂમ પડે છે. માટે સ્ત્રીઓનું રાજ્યજ પ્રજાને હિતકારી છે. અમારો પોતાનો પણ અનુભવ છે કે હમેશના વ્યવહારમાં પણ પવિત્ર સ્ત્રીજાતિને બગાડવાનો પ્રયત્ન પ્રથમ પુરુષો તરફથી જ થાય છે. આ સઘળાં કારણો વિચારીને આ ' પુરુષ સત્તા પ્રતિબંધક ' કાયદો પસાર કરવામાં આવે છે. ૭ પુરુષો અને ૭ સ્ત્રીઓની કાઉન્સિલમાં વિચાર કર્યા પછી આ કાયદો પસાર કરવામાં આવ્યો છે અને અધ્યક્ષ તરીકે હું સુલક્ષણાદેવી મહારાણી એ ઉપર સહી કરૂં છું. "

એક દિવસ હું, સુલભાદેવી અને પ્રેમસિંહ બેઠાંબેઠાં વાતો કરતાં હતાં એટલામાં એક વરઘોડો ઘણા ઠાઠમાઠથી ત્યાં આગળ થઇને નીકળ્યો. આપણા દેશની માફક જ વરઘોડાની આગળ વાજાં વાગી રહ્યાં હતાં. વરકન્યાની ગાડી નજીક આવતાંજ મેં જે દૃશ્ય જોયું તેથી હું તો ચકિત જ થઈ ગયો ! વરરાજા હતા ૧૯-૨૦ વર્ષના ફક્કડ જુવાન, અને કન્યા હતી ૬૦ વર્ષની વૃદ્ધા ! તેના સઘળા વાળ પાકીને સફેદ થઈ ગયા હતા અને ચ્હેરાપર કરચલી વળી ગઇ હતી !

આ જોઇને સુલભાદેવી અને પ્રેમસિંહના મુખપર તો આશ્ચર્યનું જરાપણ ચિન્હ ન જણાયું, પરંતુ હું તો આશ્ચર્યમાં ડુબીજ ગયો અને આતુરતાથી પૂછવા લાગ્યો: " અરે, ભાઈ પ્રેમસિંહ ! આ તે કેવું વિચિત્ર જોડું ? " પ્રેમસિંહે કહ્યું: " કેમ, એમાં આશ્ચર્યની વાત શું છે ? "

મેં કહ્યું: "અરે! આ કન્યા તો વરની મા હોય એવડી લાગેછે!"

પ્રેમસિંહે ઉત્તેજિત થઇને કહ્યું: "શું આપના દેશમાં દશ દશ વર્ષની કન્યાઓને સાઠ સાઠ વર્ષના બુઢ્ઢાઓ સાથે નથી પરણાવવામાં આવતી? તો પછી આમાં આશ્ચર્ય પામવાનું શું છે? હું આપના દેશના સઘળા રિવાજો જાણું છું. શરમાશો નહિ; શું મેં જુઠું કહ્યું છે?"

મેં કહ્યું: "પરણાવવામાં તો આવે છે, પણ—પણ—પણ—આ તો બહુ વિલક્ષણ બાબત જણાય છે."

આ સાંભળીને સુલભાદેવી હસી પડી અને કહેવા લાગી: "કોઇ પણ રિવાજ શરૂ થયા પહેલાં તો એ વિલક્ષણ લાગે છેજ; પરંતુ આપ જરા એટલું કહેશો કે યુવાન વર અને બુઢ્ઢી કન્યા, તથા બુઢ્ઢો વર અને યુવાન કન્યા, એ બેમાં આપ કયું વધારે સારૂં કહો છો?"

મેં કહ્યું: "મેં તો એ સંબંધે હજુ સુધી કંઇ વિચાર જ કર્યો નથી."

સુલભાદેવીએ પાછું ચલાવ્યું: "આપને ભલે કદાચ વિચાર કરવાનો અવસર નહિ મળ્યો હોય, પરંતુ અમારે ત્યાંના વિદ્વાન ધારાશાસ્ત્રીઓએ તો પૂરેપૂરો વિચાર કરીને આ બેમાંથી પહેલી જોડી—અર્થાત્ યુવાન વર અને બુઢ્ઢી કન્યાની જોડી—ને ઓછી અનર્થકારી સમજીને "પુરુષ પુનર્વિવાહ પ્રતિબંધક" નામનો કાયદો ઘડયો છે. અને હું નિશ્ચયપૂર્વક કહું છું કે એ અમારે ત્યાંના ધારાશાસ્ત્રીઓની ચતુર બુદ્ધિના પૂર્ણ ભંડાર રૂપ છે. સાંભળો, આ રાજ્યમાં સ્ત્રીઓને મરજી પડે તે ઉમરે, મરજી પડે એટલી વાર પુનર્વિવાહ કરવાની છૂટ હોવાને લીધે પ્રત્યેક સ્ત્રી પ્રત્યેક સમયે સધવાજ રહે છે. પછી ઉમ્મર થવાથી કે બીજા કોઇ કારણથી સ્ત્રી ફરીથી

વિવાહ ન કરે તો તેનાપર તેમ કરવાની સખ્તાઈ પણ કરવામાં આવતી નથી. અલબત્ત જો કોઇ તરુણ સ્ત્રી વિવાહ ન કરે તો તેની પાસેથી શુદ્ધાચારનું કરારનામું લખાવી લેવામાં આવે છે. આ કારણને લીધે, તમારા દેશમાં જેમ સ્ત્રીઓથી જૂદોજ એક વેશ્યાવર્ગ છૂટો પડી ગયો છે એમ અમારે ત્યાં બનવા નથી પામ્યું. અમારા રાજ્યમાં, તમારા દેશની માફક વ્યભિચારથી ઉત્પન્ન થયેલાં તુરતનાં જણેલાં નાવારસ બાળકો જ્યાં જ્યાં તજી દેવાયેલાં યા મારી નંખાયેલાં નજરે નથી પડતાં; અને એને લીધે અમારે હજી સુધી "અનાથાશ્રમ" ખોલવાની પણ જરૂર નથી પડી ! "

મારી અને સુલભાદેવીની વચ્ચે આ વાતો ચાલી રહી હતી એટલામાં તરુણ સંન્યાસીઓનું એક ટોળું એકાએક નજરે પડ્યું. તે સઘળાઓની દાઢીમૂછ મૂડી નાખવામાં આવેલી હતી અને સઘળાઓએ ભગવાં વસ્ત્ર પહેરેલાં હતાં. એ જોઇને મેં સુલભાદેવીને પૃછ્યું: " આ આટલા બધા આદમીઓ એકદમ શામાટે સંન્યાસી થઇ ગયા હશે ? " તે કહેવા લાગી કે " અરે, એ લોકો કંઇ વિરક્ત નથી; એ તો અમારે ત્યાંના વિધૂરો ( રાંડેલા ) છે. ' પુરુષ પુનર્વિવાહ પ્રતિબંધક ' કાયદાને અનુસારે તેમણે સંન્યાસ ધારણ કર્યો છે અને તેઓ ' નીતિશિક્ષા વિદ્યાલય ' માં અભ્યાસ કરીને પાછા પોતાને ઘેર જાય છે. "

આ સાંભળીને મેં આશ્ચર્યચકિત થઇને પૂછ્યું: " શું કેવળ નીતિશિક્ષા ગ્રહણ કરવાથી એ લોકો આત્મસંયમ કરી શકતા હશે ? "

સુલભાદેવીએ કહ્યું: " જેમ તમારે ત્યાં તરુણ વિધવાઓ પાસે જબરદસ્તીથી પતિવ્રતધર્મ પળાવવામાં આવે છે તેમ અમારે ત્યાં આ વિધૂરો પાસે પણ જબરદસ્તીથી તેમના શીલની રક્ષા કરાવવામાં

આવે છે. આ બન્ને બાબતોમાં કઈ બાબત ઉત્તમ છે એનો મર્મ અમારો ચતુર રાષ્ટ્ર બહુ સારી રીતે જાણે છે. સાંભળો, અમારે ત્યાં સઘળી સ્ત્રીઓ સદા સધવા બની રહેતી હોવાથી તરુણ વિધૂરોની નીતિ બગડવાનો કોઇપણ પ્રકારનો ભય રહેતો નથી. અને કદાચ માનો કે કોઇ વિધૂરની નીતિ બગડી ગઈ, તોપણ સ્ત્રીઓ સદા સધવાજ બની રહેતી હોવાથી તમારા દેશની માફક અમારે ત્યાં સડકોપર રખડતાં અનાથ બાળકો નથી જણાતાં; અને આ પ્રકારે અમારૂં રાજ્ય એ બાલહત્યાના પાપથી સદા બચેલુંજ રહે છે. હવે આપજ કહો કે આપને ત્યાંની તરુણ વિધવાઓ પાસે જબરદસ્તીથી પતિવ્રત પાલન કરાવવાની પ્રથા ઉત્તમ છે કે અમારે ત્યાંની વિધૂરો પાસે જબરદસ્તીથી શીલપાલન કરાવવાની પ્રથા ઉત્તમ ? ”

આ સાંભળીને મેં દબાયેલે અવાજે ઉત્તર આપ્યો: “ આવી દશામાં તો મને આપને ત્યાંનો જ રિવાજ ઉત્તમ જણાય છે. ” એ પછી સુલભાદેવીને મેં એક બીજો પ્રશ્ન કર્યો કે “ પુરુષ પુનર્વિવાહ પ્રતિબંધક ” કાયદા અનુસાર શું આપને ત્યાં દરેક મનુષ્યને અઢાર વર્ષની વય સુધી કુંવારા રહેવું પડે છે અને સ્ત્રીઓ ગમે તેટલાં લગ્ન કરી શકે છે ? ”

સુલભાદેવી કહ્યું: “ હા, કાયદામાં એવું લખ્યું છે ખરૂં પણ તરુણ પુરુષો વિધવાઓની સાથેજ લગ્ન કર્યા કરે એવી કંઇ કાયદો ફરજ નથી પાડતો. બને ત્યાં સુધી તો કોઇપણ વૃદ્ધ વિધવા લગ્નજ કરતી નથી; અને કોઇ કોઈ વિધવા કરતી હશે તો પણ તે વિષયવાસનાથી નહિ પણ પુરૂષની મિલ્કતના લોભને લીધેજ કરતી હશે. ”

મેં એક બીજો પ્રશ્ન પૂછ્યો: “ આપને ત્યાં દરેક નાના મોટા ઓદ્ધાઓપર સ્ત્રીઓજ નીમાતી હોવાથી તેમને પોતાના પદનું

અભિમાન તો જરૂર થતું હશે; અને તેઓ પોતાના પ્રતિ પ્રત્યે સારી વર્તણુક પણ કદાચ નહિ ચલાવતી હોય ! "

આ સાંભળીને સુલભાદેવીએ કહ્યું: " છિ: છિ: આવો ખ્યાલ પણ ન કરતા. અધિકારની સત્તા તો ફક્ત પ્રજાને માટે જ છે; અને એ વાત અમારા દેશની સ્ત્રીઓ બહુ સારી રીતે સમજે છે. તેઓ પોતાનું કામ પૂરૂં થયા પછી ખાનગી જીવનમાં તો પોતપોતાના પતિની સાથે પૂર્ણ સ્નેહપૂર્વક વર્તે છે. અમારે ત્યાંનાં પતિપત્નીમાં સેવ્ય સેવકના ભાવ નથી, પણ પ્રેમનોજ ભાવ હોય છે. આપના મિત્ર ( પ્રેમસિંહ ) ની સાથેનો મારો વ્યવહાર શું સ્નેહભર્યો નથી ? આપે કદિ એવું કંઇ અમારે ત્યાં જોયું છે ? "

મેં કહ્યું: " છિ: એ વિષયમાં તો મને કંઈજ સંદેહ નથી. આપનું દામ્પત્યજીવન તો પ્રેમમય છે. વારૂ, આપને ત્યાં પુરુષોને ક્યાં ક્યાં કામ સોંપવામાં આવે છે ? "

સુલભા—પુરુષોને પણ ઘણાં કામ કરવાનાં હોય છે. રાજ્યના કાયદા અનુસાર અમારો પગાર પુરુષોનેજ મળે છે. ઘરનાં સઘળાં કામની સંભાળ લેવાનું તેમનેજ સોંપવામાં આવ્યું છે. તેઓ ફક્ત રસોઈ નથી બનાવતા. પોતાની નોકરી ધંધા સિવાયના બચતના સમયમાં રસોઇ તો સ્ત્રીઓજ બનાવે છે. જો કે એટલું તો ખરૂં કે બાળકોને સંભાળવાનું કામ અમારે ત્યાં પુરુષોને જ કરવું પડે છે; એ તમારા દેશથી ઉલટું છે. પણ આમ હોવાથી પુરુષોને કંઇ હાનિ નથી. એથી તો ઉલટું તેમના પુત્રપ્રેમમાં વૃદ્ધિ થાય છે; અને અમારો માતાઓનો સન્તાનપરનો પ્રેમ તો સ્વાભાવિક રીતે અધિક હોય છેજ.

મેં ફરીથી પૂછ્યું: " આપને ત્યાં સ્ત્રી અને પુરૂષોના શિક્ષણ માટે શું યોજના છે ? "

તેણે કહ્યું: "અમારે ત્યાં સ્ત્રી અને પુરુષોના શિક્ષણમાં કાંઇ પણ ભેદભાવ નથી. બન્નેને સરખું જ શિક્ષણ આપવામાં આવે છે. ફેર ફક્ત એટલો છે કે પુરુષોને માટે યુદ્ધશિક્ષાના કલાક જુદા હોય છે અને એ કલાકો દરમ્યાન સ્ત્રીઓને પાકશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવે છે."

મેં આશ્ચર્યથી પૂછ્યું: "પુરુષોને યુદ્ધશિક્ષા ? આપને ત્યાં તો પુરુષોને કોઇ જાતનો અધિકાર નથી !"

આ વાત સાંભળીને સુલભાદેવી મંદમંદ હસતી બોલી: "અરે, અધિકારની વાતો જ જવા દો. અમારે ત્યાં તો પુરુષોને ફરજિયાત યુદ્ધશિક્ષણ આપવામાં આવે છે. અને જ્યારે શત્રુઓ ચ્હડી આવે છે ત્યારે તેઓ ઘણાજ આનંદ અને સ્વાભિમાન સહિત તેમની સ્હામે લડવા જાય છે અને વિજય પ્રાપ્ત કરી આવે છે. વળી એક આશ્ચર્યની વાત એ પણ છે કે ઘણુંખરૂં પારકાં રાજ્યો અમારાપર ચ્હડાઇ જ નથી કરતાં; અમારે ત્યાં 'ત્રિયારાજ્ય' છે એને લીધે એમ હોય, કે પછી ગમે તે કારણથી હોય."

વળી મેં પૂછ્યું: "આપને ત્યાં દારૂ પીવા—વેચવા—સંબંધે કોઇ કાયદા છે કે નહિ ?"

અત્યાર સુધી પ્રેમસિંહ ઘણી જ શાંતિ અને આતુરતાથી મારી અને સુલભાદેવી વચ્ચેની વાતચિત સાંભળી રહ્યા હતા. મારો આ પ્રશ્ન સાંભળીને તે વચ્ચે જ બોલી ઉઠયા: "દારૂ શું ? પીવાનું શું ?"

મેં કહ્યું: "દારૂ એ એક જાતની પીવાની ચીજ છે. એ થોડો થોડો પીવાથી શરીરમાં ચેતન આવી જાય છે, પરન્તુ હદ ઉપરાંત પીવાથી મનુષ્ય ગાંડાની માફક બકવાદ કે તોફાન કરવા માંડે છે."

આ સાંભળીને પ્રેમસિંહ દુઃખી થઇને કહેવા લાગ્યાઃ "અરર! તો પછી આવો ઘાતકી પદાર્થ તમારે ત્યાં બનાવે છેજ શામાટે ?"

મેં કહ્યું: "અમારે ત્યાં તે ફક્ત બનાવાતો જ નથી, પરંતુ અમારે ત્યાંના રાજ્યકર્મચારીઓ તો "વ્યક્તિસ્વાતંત્ર્ય" ને નામે દિન પ્રતિદિન તેનો વધુ ને વધુ પ્રચાર કરી રહ્યા છે!"

આ સાંભળીને સુલભાદેવી કહેવા લાગી: "પૂળો મૂકો એવા 'વ્યક્તિસ્વાતંત્ર્ય' માં! અમારે ત્યાં તો ઇશ્વરકૃપાથી એવી મૂર્ખતા-ભરી કલ્પના જડમૂળથીજ નથી. વારૂ, હવે હું જરા રસોઈ બનાવવા જવાની રજા લઉં છું." આટલું કહીને પ્રેમસિંહને વંદન કરીને તે ઘરમાં ચાલી ગઇ.

આ પછી મારે પ્રેમસિંહ સાથે પણ ઘણી વાર સુધી વાતો ચાલી. તેના કહેવાથી માલુમ પડયું કે એ ત્રિયારાજ્યમાં સઘળા લોકો ઘણાજ સુખી અને સંતુષ્ટ છે. અધિકારીઓના પદપર સ્ત્રીઓ હોવા છતાં તેમનામાં ઉચ્છૃંખલપણું જરા પણ જોવામાં નથી આવતું. પ્રજા પ્રત્યે સદ્ભાવ–સજ્જનતાથી વર્તે છે. ત્યાં પુરુષોના હૃદયમાં કદિ પણ એવો વિચાર નથી આવતો કે કોઈ પણ પ્રકારે અડંગો લગાવીને સ્ત્રીઓ પાસેથી અધિકાર છીનવી લઇએ!

ઘણા દિવસ વીતી ગયા હોવાથી બીજે દિવસે પ્રેમસિંહ અને સુલભાદેવીની રજા લઇને હું ત્રિયારાજ્ય છોડીને મારે વતન આવ્યો. એ ત્રિયારાજ્યની સ્થિતિ અને આપણે ત્યાંના રાજ્યની સ્થિતિ એ બેમાં કઇ સ્થિતિ વધારે સારી છે એનો વિચાર કરવાનું પાઠકને જ સોંપું છું અને તેની સાથે ખાસ ભલામણ કરૂં છું કે એ વિષયનો નિર્ણય તેમણે પોતાના એકલા મતથીજ ન કરતાં પોતાની પત્ની

યા પતિની સાથે આ વાર્તા વાંચી જઈ પછી એક બીજાની સાથે પૂરતી ચર્ચા કરીનેજ કરવો; અને મતભેદ પડે તો પ્રમુખ તરીકે બંનેની પસંદગીના કોઇ પણ સાઠ વર્ષની ઉપરાંતના વિધુર યા વિધવાને નીમીને વધુમતથી નિર્ણય કરવો ! એવા અનુભવી, વૃદ્ધ, ઠરેલ અને ઝુંસરીથી છુટેલા પ્રમુખ સિવાય પક્ષપાત થવાનો સંભવ

અલબત્ત કોઇ ડોસો કે ડોસી આવી પ્રમુખ થવાની માગણી કરવા જતાં વખતે બે ભજનિયાં સંભળાવી દે તો તેને માટે અમે જવાબદાર નથી !

# પૈસાદારની દીકરી.

('ગલ્પમન્દિર' નામક હિન્દી પુસ્તકમાંથી.)

**મૂળ લેખકઃ વિશ્વંભરનાથ શર્મા કૌશિક.**

( ૧ )

તપેશ્વરીદેવી ધનવાન પિતાની પુત્રી હતી અને સંપૂર્ણ લાડમાં ઉછરેલી હતી. સાસરે ગયા પછી ચાર પાંચ માસ લગી તો તે શરમને લીધે સીધી ચાલી. પરંતુ એ દરમ્યાન તે મનમાં ને મનમાં સાસરાની બાબતો અને રીતરિવાજ ઉપર બળ્યા કરતી હતી. નાનપણથી જ જેનાં તેનાં છિદ્ર શોધવાની ટેવ પડેલી, એટલે સાસરાની પ્રત્યેક બાબતમાં તેને તો દોષ જ દેખાયા કરતા. ખાવા બેસતી ત્યારે તે તોબરા જેવું મ્હોં કરતી. તેની સાથે પિયેરથી એક દાસી પણ આવી હતી. તેને કહેતી કે "જો તો ખરી, આ ખાવાનું ! આવું તો મારે ત્યાંના નોકર પણ નથી ખાતા !" કોઇ કાંઇ કપડું શિવડાવી લાવે તો એમાંયે પચાસ જાતની ભૂલો કાઢતી ! અને તે એટલે સુધી કે પછી તો તેને સાસરાના લોકોનું હાલવું ચાલવું, વાતચિત, સઘળામાં દોષ જ નજરે પડવા લાગ્યા. તે પોતાની દાસીને વારંવાર કહ્યા કરતી કે "આ ગમાર લોકોને પાલે ક્યાં પડી ? બસ કોઇને કાંઇ ભાન જ નથી !"

દાસી બિચારી તેની હાએ હા પાડ્યા કરતી. કોઇ કોઇ વાર તે તેને સમજાવતી પટાવતી પણ ખરી.

તપેશ્વરી પોતાને પિયેર પત્રો લખતી તેમાં પણ સાસરાની કડક ટીકાઓ અને દોષો જ ચીતરતી! સાથે સાથે એમ પણ લખી દેતી કે મને જલદી ઘેર બોલાવી લો.

એકવાર આવું વાંચીને ભુવનેશ્વરી દેવી (તપેશ્વરીની મા) અને રમાકાન્ત (તપેશ્વરીના બાપ) ની માતા બન્ને જણ બહુ જ ગુસ્સે થયાં. તેમણે રમાકાન્તને કહ્યું કે: "છોડીનાં સાસરિયાંને લખી દો કે છોડીને રાખવી હોય તો જેવા સારા ઘરની દીકરી છે એવી રીતે રાખો, નહિતર પાછી અહીં મોકલી આપો."

પરંતુ રમાકાન્ત કંઇક સમજુ માણસ હતા. તેમણે કહ્યું: "હજી એને ગયે પણ કેટલાક દહાડા થઇ ગયા? ધીરે ધીરે સઘળું ઠીક થઇ જશે."

લગભગ એક વર્ષ વીતી ગયું. હવે તો તપેશ્વરીની શરમ અને સંકોચ બધું ઓછું થઇ ગયું હતું. હવે તો એ દરેક વાતપર ખુલ્લે ખુલ્લી ટીકાઓ કરતી અને જેના તેના દોષ કાઢતી. છેવટે તેની ટીકાઓ એટલી તો અમર્યાદપણે થવા લાગી કે તે અસહ્ય બની ગઇ.

એકવાર એક તહેવારપર એને માટે લગભગ અઢાસો રૂપિયાની એક નવી કસબી સાડી મંગાવવામાં આવી. તપેશ્વરીએ ઘડીકવાર તો એ સાડીને આમ તેમ ફેરવીને જોઇ; પણ પછી મ્હોં ચ્હડાવીને પોતાની નણંદને કહ્યું: "આવી સાડી તો કોઈ ગમાર જ લાવે! કોઇને કપડાં લાવવાનું યે ભાન નથી!"

તપેશ્વરીની નણંદ લક્ષ્મી, તો ભાભીનાં આ વચન સાંભળીને સ્તબ્ધ જ થઇ ગઇ! કારણકે તપેશ્વરીના સસરા વિષ્ણુદત્ત પોતે જ બહુ ઉત્સાહથી આ સાડી લાવ્યા હતા. તપેશ્વરીએ કહેલાં વાક્યો

તેણે પોતાની માને કહી દીધાં. પછી શું બાકી રહે ? સાસુ માતાએ તો અડી ને અવળી સંભળાવવાનું શરૂ કરી દીધું ! " ગમાર તો એના ભાઇ બાપ હશે ! ગમાર ન હોત તો એમની દીકરીને અક્કલ ન આપત ? જો મોટી ભાનવાળી બની ગઈ છે તે ! ભાનની વાતો કરવી હોય તો એને ઘેર જઇને કરે. અહીં તો અમે જે પહેરાવીએ ઓઢાડીએ તે પહેરવું ઓઢવું પડશે. એને સો વાર ગરજ હોય તો પહેરે, નહિતો પડી રહે. અહીં કોઈ એવા બોલ સહન કરવાનું નથી. કાલ સવારની આવેલીનું બોલ્યાનું જોર તો જુઓ ? જાણે સહુની શેઠાણી ! "

તપેશ્વરી–પૂર્ણ લાડમાં ઉછરેલી–ને આવું કોણે કહ્યું હોય ? ક્રોધને લીધે એ તો બહેબાકળી જ થઈ ગઈ. એ દહાડે એણે ન ખાધું કે ન પીધું. આખો દિવસ રોતી પડી રહી. પિયેર એક પત્ર પણ લખી નાખ્યો કે " જો મને જીવતી જોવા ચાહતા હો તો એકદમ બોલાવી લો ! "

સ્હાંજે તેના પતિ કૃષ્ણદત્તે તેને કહ્યું: " તું એવડી મોટી તે કોણ, કે બાપાજીને આવાં હલકાં વચન કહ્યાં ? "

તપેશ્વરી—મને શું ખબર કે કોણ સાડી લાવ્યું છે ? મારી જાણે બલા ! સાડી ઉપર કંઈ લાવનારનું નામ નહોતું માંડયું ! મેં તો જે મને ખરૂં લાગ્યું તે કહી દીધું. જો મને એ વાતની ખબર હોત તો ન કહેત.

કૃષ્ણદત્ત—ત્યારે તેં તો જે સાચી વાત હતી તે જ કહી હતી; એમ ને ?

તપેશ્વરી—સાચી નહિ તો શું જૂઠી ? એવી સાડી તે ભલા આજ ક્યા સારા ઘરમાં લોકો પહેરે છે ?

કૃષ્ણુદત્ત—કેમ, એમાં ખોટું શું હતું? તને એટલીયે ખબર છે કે એ કેટલાની આવી છે?

તપેશ્વરીએ તાણો મારીને તોરમાં ને તોરમાં કહ્યું: "કેટલાની આવી છે? કંઈ બે ત્રણ હજારની?"

કૃષ્ણુદત્તને આ સાંભળીને બહુ ક્રોધ ચ્હડ્યો. તે બોલ્યો: "બે ત્રણ હજારની સાડી બાપના રાજ્યમાં કોઈ દહાડો પહેરેલી ખરી?"

તપેશ્વરી—અરે, જે સાડીપર તમારૂં આખું ઘર મોહી પડ્યું છે એવી સાડી તો મારે ત્યાંની મહેતીઓ ને દાસીઓ પહેરે છે! બસેં રૂપરડીની સાડી આણી એમાં તો આખું ઘર ફૂલ્યું નથી સમાતું! કેમ જાણે કોઇ દહાડો કશું દીઠું જ ન હોય?

કૃષ્ણુદત્ત—મ્હોં સંભાળીને વાત કર. અઢી અઢીસોની સાડીઓ તો મોટા કરોડપતિઓની દાસીઓ પણ નથી પહેરતી! બાપદાદા તો પીઠપર કપડાં લાદીને ગલીએ ગલીએ ફેરી કરતા હતા! આજ ચાર પૈસા ગાંઠે થયા એટલે મદ ચ્હડી ગયો? પૈસા કરતાં કુળ ઉંચુ ગણાતું હશે ત્યારે જ લોકો કુળને શોધતા આવતા હશે ને! બાકી હમણાં હમણાંના મામલામાં કોડી કોડીના પણ ઘણાયે માણુસ પૈસાદાર તો થઇ બેઠા છે! જે વસ્તુ આજ છે ને કાલ નથી તેનું અભિમાન તો હલકાં માણુસો જ દાખવે. અમારા બાપદાદાનો પણ એક વખત એવો હતો કે તારા બાપ જેવા બેચાર જણુને તો ખરીદી લે! એ તો વખત વખતની વાતો છે! ભલે આજ અમારી પાસે એટલું ધન નથી રહ્યું, પણ તેથી કઇ વાતની ખોટ છે? આગળના જેવો જ ખોરાક અને કપડાં ઇશ્વરની કૃપાથી હજી તો અમને મળ્યા કરે છે!

પતિની આ વાતો સાંભળીને તપેશ્વરીનો જીવ તો કપાઇને ટુકડે ટુકડા થઇ ગયો; કારણ કે પતિએ કહી એ વાત પણ ખરી

હતી. તેના દાદા જુવાનીમાં શેરીએ શેરીએ ફરીને કપડાંની ફેરી કરતા. તે વધારે તો કંઈ બોલી ન શકી પણ રોવા લાગી. કૃષ્ણદત્ત બડબડતો ફડફડતો ત્યાંથી ચાલ્યો ગયો.

( ૨ )

અહીં પિયેરમાં તો તપેશ્વરીનો પત્ર વાંચીને મોટો ખળભળાટ મચી રહ્યો! એજ વખતે એક માણુસને પત્ર આપી મોકલવામાં આવ્યો. પત્રમાં તપેશ્વરીને તરતજ મોકલી દેવાનું સૂચવેલું હતું.

વિષ્ણુદત્તે પણ કશોજ વાંધો લીધા સિવાય તપેશ્વરીને મોકલી દીધી.

તપેશ્વરીએ પિયેરમાં એકની દસ વાતો કરી.

એ પછી ઘરમાં એક સભા ભરાઈ અને સઘળાંએ તપેશ્વરીનાં સાસરિયાંની રીતભાતપર કડક ટીકાઓ કરી છેવટે એવો ઠરાવ પસાર કર્યો કે જ્યાં સુધી તપેશ્વરીનાં સાસરિયાં માફી માગે નહિ અને તેની ઇચ્છા મુજબ વર્તવાનું કબૂલ કરે નહિ ત્યાં સુધી તપેશ્વરીને સાસરે મોકલવી નહિ! સાથે સાથે એવો પણ ઠરાવ કરવામાં આવ્યો કે જમાઇને બોલાવીને આપણે ઘેર રાખવાની તજવીજ કરવી.

( ૩ )

એ બનાવને ત્રણેક માસ થઇ ગયા પછી પોતાના કુલિનપણાને અનુસરીને તપેશ્વરીના પિતાપર તેના સસરાએ પત્ર લખી તેને તેડાવવાનું પૂછ્યું; પણ તેનો ઉત્તર તેમણે અભિમાન ભરેલોજ વાળ્યો.

એ પછી માતાપિતાની કેટલીક શુભ સમજાવટ અને દબાણને લીધે સમજુ કૃષ્ણદત્ત પોતે જ સાસરે તેડવા ગયો. અહીં તેને મોટા પ્રશ્ન પૂછવામાં આવ્યા! કૃષ્ણદત્તે સરલતાથી જે બન્યું હતું તે શબ્દે શબ્દ કહ્યું.

અભિમાની સાસરિયાં સાથે બહુવાર સુધી વાદવિવાદ થયો. છેવટે સાસુજી બોલ્યાં: "સાંભળો બેટા, અમારી દીકરીનો સ્વભાવ

જરા જૂદા પ્રકારનો છે. આજ સુધી તેણે કોઇનો અડધો સુકન પણ સાંખ્યો નથી. તમારી મા બ્હેનને એટલીયે સમજ ન હતી કે કયું માણસ કેવા સ્વભાવનું છે? અમારી દીકરીને એમની સાથે મેળ નહિ ખાય. મારૂં કહ્યું માનો તો તમે હવે અહીંજ રહો! વરસમાં બે ત્રણ મહિના ત્યાં પણ રહી આવજો. આથી તમારે ઘેર લડાઇ ટંટો નહિ થાય અને અમારી દીકરી પણ સુખમાં રહેશે. અમારે ત્યાં કોઇ જાતની ખોટ નથી. તમને પણ અહીં બધી વાતે વધારે સુખ રહેશે."

સાસુજીની વાત સાંભળીને કૃષ્ણદત્ત વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો! થોડી ક્ષણ વિચાર કરીને તે બોલ્યો: "આ વાત તો અસંભવિત છે. પિતાજીને એકલા મૂકીને હું અહીં કેમ રહી શકું?"

સાસુજી બોલ્યાં: "આમાં વળી કયાં એકલા બેકલાની વાત આવી? તમારૂં ઘર કંઇ ધરતીને છેડે તો નથી ને? એક દહાડાનો રસ્તો છે. સ્હવારે ચાલો તો સ્હાંજે પહોંચી જાઓ. એમાં તે શું મોટી વાત હતી?"

કૃષ્ણદત્ત—પરન્તુ પિતાજીને આ વાત નહિ ગમે.

સાસુ—કેમ નહિ ગમે? શું આ તમારૂં ઘર નથી? તમારાપર અમારો શું કંઇયે હક્ક નહિ? વારૂ; તમે તમારે છાનામાના બેસી રહેજો ને; એ લખશે ત્યારે એનો જવાબ અમે આપી દઇશું.

આ સમયે કૃષ્ણદત્તના ચિત્ત અને અંતરાત્મા વચ્ચે યુદ્ધ મચ્યું. હૃદય કહેતું હતું કે 'એમાં નુકશાન શું છે? અહીં રહીને ખાવું, પીવું, મોટરમાં બેસીને ફરવું ને આનન્દ કરવો!' અંતરાત્મા કહેતો હતો કે 'માતા પિતાને છોડીને અભિમાની સ્ત્રીને ખાતર સાસરે રહેવું એ કેવળ અનુચિત છે. અને પિતાજીને ઘેર પણ કઇ વાતની ખોટ છે? ત્યાં પણ સર્વ પ્રકારનું સુખજ છે; અને વળી આપણું

પોતાનું ઘર તો ખરૂં ?' ચિત્ત કહેતું હતું કે 'ઘર છે તો શું થયું ? એનો સદાને માટે તો ત્યાગ નથી જ કરવો ને ? મરજી પડશે ત્યારે એકાદ માહનો રહી આવીશું. લોકો પરદેશ કેમ ખેડે છે ? ત્યાં તો મુશ્કેલીઓ પણ નડે છે. આતો પરદેશ નથી ? વળી અહીં સર્વ પ્રકારનું સુખ છે; તો હાનિ શું છે ?'

રાત પડી ત્યાં સુધી કૃષ્ણદત્તના ચિત્ત અને આત્મા વચ્ચે આ પ્રમાણે દ્વન્દ્વ યુદ્ધ ચાલી રહ્યું હતું. હૃદયનો પક્ષ બળવાન હતો અને મનનો પક્ષ નિર્બળ હતો. રાત્રે તપેશ્વરી પતિને મળી. તેણે પણ કૃષ્ણદત્તને ખુશામદ કરીને, પ્રેમ કરીને, લાડ કરીને, એમ હરેક પ્રકારે સમજાવ્યો. અને જો એ ન માને તો ઝેર ખાવાની પણ ધમકી દીધી !

હવે તો મનનો પક્ષ અત્યંત બળવાન થઇ ગયો ! કૃષ્ણદત્તે આત્માના ઉંડા અવાજની દરકાર કર્યા વિના સાસરે રહેવાનું કબૂલ કર્યું !

( ૪ )

કૃષ્ણદત્તે પોતે તો પિતાને કંઈ ન લખ્યું પણ પોતાના સસરા પાસે નીચે મુજબનો પત્ર લખાવ્યો:

"પુત્રીને ત્યાં મોકલવાની અમને હમણાં કંઇ બહુ આવશ્યકતા જણાતી નથી. અમારો વિચાર એવો છે કે કૃષ્ણદત્ત પોતે જ અહીં રહે. તેમણે પણ એ વાત કબૂલ કરી છે. અમને આશા છે કે આમાં આપને કંઈ વાંધો નહિ જ હોય. કૃષ્ણદત્ત જેવો આપનો પુત્ર છે, તેવો જ અમારો પણ છે. માટે હમણાં તો થોડો સમય એમને અહીં જ રહેવા દેશો. આપની જ્યારે જ્યારે ઇચ્છા થશે ત્યારે તે આપને મળવા આવ્યા કરશે."

આ પત્ર વાંચીને વિષ્ણુદત્તપર તો જાણે વજ્રપાતજ થયો ! હવે એમની આંખો ઉઘડી ગઇ ! તેમને માલૂમ પડયું કે પૈસાદાર અને

મોટા કહેવાતા માણસની સાથે સંબંધ બાંધવામાં પોતે મોટી ભૂલ કરી હતી. જે સંબંધથી તે પોતાની જાતને બહુ ભાગ્યશાળી સમજતા હતા અને જે સંબંધને લીધે એમને બહુ ગર્વ હતો તે સંબંધમાં તેમને હવે પોતાનું દુર્ભાગ્ય જણાયું. ગરીબ નાતીલાઓની કસાયેલી, નમ્ર, સાદી અને સુલક્ષણી કન્યાઓની ના પાડવામાં પોતે કેવી મૂર્ખતા વાપરી હતી તે હવે તેમને સમજાયું. પોતાનો પુત્ર ઘર છોડીને સાસરે રહેવા તૈયાર થાય એનાથી મોટું બીજું દુર્ભાગ્ય કયું હોય ? કેટલાક દિવસ સુધી વિષ્ણુદત્ત બહુ ઉદ્વેગમાં રહ્યા. તેમને સૌથી મોટી બ્હીક તો એ હતી કે સાસરે રહેવાથી કૃષ્ણુદત્ત બહુજ વિલાસપ્રિય થઇ જશે; અને એ વિલાસપ્રિયતા તેને કોણ જાણે અધોગતિના કેવા છેડા પર લઇ જશે !

તેમણે રમાકાન્તને ફક્ત આટલું જ લખ્યું કે "જેવી આપની ઇચ્છા; મને કોઇ પણ પ્રકારે વાંધો નથી." પરન્તુ તેમણે કૃષ્ણુદત્તને લખ્યું કે "તેં સાસરે રહેવાનું કબૂલ કર્યું એ સારૂં નથી કર્યું. મને તારા તરફથી એવી આશા ન હતી કે તું ઘર છોડીને સાસરે રહેવાને તૈયાર થઇશ."

આના ઉત્તરમાં કૃષ્ણુદત્તે લખ્યું કે "આ લોકોના અત્યંત દબાણને લીધે જ મારે અહીં રહી જવું પડયું છે. આપ એમ ન સમજશો કે મેં ઘર ત્યજી દીધું છે. હું સર્વ વાતે સ્વતન્ત્ર છું. મારી ઇચ્છા થશે ત્યારે હું આપની પાસે ચાલ્યો આવીશ."

આટલું લખીને કૃષ્ણુદત્તે એક પ્રકારે પિતાનું મન રાખ્યું.

* * * *

કૃષ્ણુદત્તને સાસરે રહ્યાને આજ ત્રણ મહિના વીતી ગયા છે. પ્રથમ એક મહિના લગી તો સાધારણ રીતે જમાઇઓના સાસરામાં

જે પ્રકારે આદરમાનથી ખાતર બરદાસ કરવામાં આવે છે તે પ્રમાણે તેની પણ કરવામાં આવી. પરન્તુ ત્યારપછી ધીમેધીમે એ ખાતર બરદાસ ઓછી થતી ગઇ; અને ત્રણ મહિના વીત્યા એટલામાં તો કૃષ્ણદત્ત બહારના એક સાધારણ માણસ જેવો ગણાવા લાગ્યો !

ધીમેધીમે તેનાં કામોપર ટીકાઓ પણ થવા લાગી. બહાર ફરવા ગયો હોય અને પાછા આવતાં વાર લાગે તો તરતજ ટીકા થતીઃ "આ તો આખો દહાડો ફરફરજ કરે છે. હાલતાં ને ચાલતાં બસ ગાડી ને મોટર !" આમ આવી આવી અનેક બાબતોમાં ટીકાઓ થયા જ કરતી. હજી લગી કૃષ્ણદત્તને મ્હોડેમ્હોડ કોઇએ કંઇપણ કહ્યું ન હતું, પણ ઘરના સ્રીમંડળમાં તેના આચરણપર જે જે ટીકાઓ કરવામાં આવતી તેમાંની કોઇ કોઈ વાત તેને કાને આવતી અને તે સાંભળીને તેને દુઃખ થતું. કોઈ કોઇ વખત તો એને એવું થઇ જતું કે અહીંથી ચાલ્યો જાઉં. પરંતુ તપેશ્વરીના પ્રેમપાશ અને પોતાના વિલાસપ્રિયતા આડે તેને અહીંથી જવાનું ગમતું નહિ.

આમ કરતાં કરતાં બીજો પણ એક મહિનો વીતી ગયો. હવે તો તેના ખાવાપીવાની બાબતમાં પણ ગરબડ થવા માંડી. પહેલાં તેને પ્રાતઃકાળમાં ચાહ નાસ્તો વગેરે નિયમિત મળતાં હતાં, પરંતુ હવે તો તેમાં પણ અનિયમિતપણું આવી ગયું. કદિ ચાહ મળતી તો કદિ ન પણ મળતી; અને મળતી હતી તે પણ તપેશ્વરીની કૃપાથી. પહેલાં તો જ્યારે જમવા બેસતો ત્યારે તેની સાસુ ખુદ હાજર રહેતાં, પરંતુ હવે તો કૃષ્ણદત્તે ખાધું કે નહિ તેની ખબર સ્વપ્નાંયે સાસુજી ન પૂછતાં ! આ પ્રકારે સાસરિયાંની બેદરકારી વધતી ગઈ ત્યારે કૃષ્ણદત્તને ઘર યાદ આવ્યું. તેનો જીવ હવે સાસરામાંથી ઉડી ગયો.

એક દિવસ રાત્રે કૃષ્ણદત્તે તપેશ્વરીને કહ્યું: "મારો જીવ તો હવે અહીંથી ઉડી ગયો છે. મને હવે અહીં ગમતું નથી. એક ફક્ત તારે

માટે જ પડયો રહ્યો છું; નહિતર એક પણ પળ અહીં ન રોકાત."

તપેશ્વરી બોલીઃ "હું પણ હમણાં આપને એજ કહેવાની હતી."

કૃષ્ણદત્તે તો પોતાના મનની આ વાત બહુ અચકાતાં અચકાતાં કહી હતી, કારણકે તેને ખાત્રી હતી કે તપેશ્વરી કદિ પણ તેનું કહેવું કબૂલ નહિ કરે. પરંતુ જ્યારે તેણે તપેશ્વરીનો ઉલટો આવો જવાબ સાંભળ્યો ત્યારે તો તેને બહુ જ આશ્ચર્ય થયું. તે બોલી ઉઠયો: "કેમ એમ ?"

તપેશ્વરી—મતલબ એ જ કે મારો જીવ પણ હવે અહીંથી ઉઠી ગયો છે. હું પણ હવે અહીં રહેવા ઇચ્છતી નથી.

કૃષ્ણદત્તે વધુ આશ્ચર્યચકિત થઈને પૂછયું: "પણ એનું કારણ શું ?"

તપેશ્વરી—જે કારણથી તમને અહીં નથી ગમતું એજ કારણથી મારૂં પણ મન ઉઠી ગયું છે.

કૃષ્ણદત્ત—હેં ? તારી સાથે પણ બેદરકારીથી વર્તે છે ?

તપેશ્વરી—હા, હવે હું આગલી તપેશ્વરી નથી રહી. હવે તો જરા જરા વાતમાં મા અને દાદી મ્હોં ચ્હડાવે છે અને ડગલે ડગલે વાંધા કાઢી મેણાં મારે છે કે "આ છોકરી પાછળ તો ખુવાર થઈ ગયાં. એને લીધે જ મહીને બસો અઢીસોનું ખર્ચ ઘર આંગણે બાંધવું પડયું. એ તો સહુ સહુને ઘેર જ સારાં." પાડપાડોશણો પણ વાતો કરે છે કે "તપેશ્વરીએ ધણીનું ઘર માંડયું નહિ; ને ઉલટો બિચારાને ઘરજમાઇ બનાવીને સાસરાના ટુકડા ખવડાવે છે." આવાં આવાં વચન સાંભળીને મારા તો કાનના કીડા ખરી પડે છે ! હવે તો મારે અહીં એક ઘડીયે ઉભું રહેવું નથી. આપણે ઘેર ગમે તેમ અંદર અંદર ચાલે તો પણ કોઈ એમ તો નજ કહે કે અહીં કેમ પડયાં છો ? હવે જ મારી આંખો ઉઘડી. પહેલાં મને આ ઘરપર બહુ મોહ અને ગર્વ હતો. હું આનેજ મારૂં ઘર સમજતી; પણ હવે

મને સમજણ પડે છે કે હવે એ મારૂં નથી રહ્યું. હવે તો મારૂં ઘર પેલું જ છે. એક વાર તો દાદીએ એટલે સુધી કહ્યું કે: "અહીં પડી છે શા માટે? જાને તારે ઘેર? તારે કંઇ ઘરબાર નથી?" હું તે શું શું કહું? આવા તો રોજના કોણ જાણે કેટલાયે બોલ સાંભળવા પડે છે!

કૃષ્ણદત્ત—જો આમ જ હોય તો તો અહીં એક પળવાર પણ રોકાવું યોગ્ય નથી. પણ આ લોકો તને મારી સાથે મોકલશે ખરા?

તપેશ્વરી—શા માટે નહિ મોકલે?

કૃષ્ણદત્ત—તો પછી મને શા માટે અહીં રાખ્યો?

તપેશ્વરી—એ તો એક જાતનો મોટાઇનો–અમીરીનો—ડોળ લોકોને બતાવવા સારૂ; બીજું કંઈ નહિં. તમે જરા આગ્રહથી કહેશો કે તરતજ મોકલશે. અને મને પૂછશે તો હું પણ હા જ કહીશ.

આવી રીતે તેજ રાત્રે પતિ પત્નીએ ત્યાંથી ઉપડી જવાનો નિશ્ચય કર્યો.

---

# વિમળાનું ભાગ્ય.

( 'ગૃહલક્ષ્મી' નામક હિન્દી માસિકમાંથી. )

મૂળ લેખક: હનુમંતલાલ બક્ષી.

સનાતન બાલ વિવાહનો કટ્ટો વિરોધી હતો. તેને વિમળા નામે એક કન્યા હતી. તેની ઉમર ચૌદ વર્ષની થવા છતાં સનાતનને તેના વિવાહ બાબત કોઇ પણ પ્રકારે ચિન્તા જ થતી ન હતી. જે જ્ઞાતિમાં નવ દશ વર્ષની કન્યાઓ લગ્ન કરવા યોગ્ય ગણાતી તે જ્ઞાતિના લોકોથી આ ચૌદ વર્ષની કન્યાને અવિવાહિતા જોઇને રહેવાયું નહિ. તેઓ જુદી જુદી તરેહના તર્ક કરતા. કોઈ કહેતું કે "કન્યામાં કંઇક એબ છે" કોઇ કહેતું કે "સનાતનના કુળમાં અવશ્ય કંઇક ગોટાળો છે; અને એ ભેદ ખૂલી જવાના ડરથી જ તે પોતાની પુત્રીના વિવાહ વિષે વાતચિત નથી કરતો."

ધનવાન મનુષ્યો લક્ષ્મીના બળથી જે ચાહે તે કરી શકે છે. અને એમ છતાં પણ લોકો એવા ધનવાનોની છચોક નિંદા કરતાં ડરે છે; તેમના અવગુણપર પણ કોઇ ધ્યાન દેતું નથી. સનાતન જેવા મધ્યમ દશાના ગૃહસ્થની આમ ખુલ્લી નિંદા થાય તેમાં આશ્ચર્યની વાત નથી. જ્યારે તેને જણાયું કે પોતાની કન્યાને માટે લોકો ફાવે તેમ

બોલે છે ત્યારેજ તેની આંખ ઉઘડી. હવે તેણે વરની શોધ કરવા માંડી. આમ તેમ ઘણીયે દોડધામ કરી, પરંતુ વિવાહ કરવાની સગવડ ક્યાંય પણ બની શકી નહિ.

સનાતનને ખાતરી હતી કે જ્ઞાતિની સઘળી કન્યાઓ કરતાં વિમળા દરેક પ્રકારે ચઢિયાતી હતી, પરંતુ તેનું ભાગ્ય તો આવું નીવડયું ! પરન્તુ એકાદ અમૂલ્ય આભૂષણને પારખનાર જો કોઈ ન નીકળે તો તેમાં એ આભૂષણનો કે એના ઘડનારનો વાંક નથી.

એક વર્ષ વીતી ગયું. સનાતનની બહેનની પુત્રીનું લગ્ન શૃંગારનગરના જમીનદાર સાથે કરવામાં આવ્યું હતું. એકાએક તે બે વર્ષનું એક બાળક મૂકી મૃત્યુ પામી.

એક દિવસ એ જમીનદાર તરફથી સનાતનપર એક પત્ર આવ્યો. તેમાં નીચેની મતલબનું લખાણ હતુંઃ

"પ્રભુએ મારાપર જે કંઈ દુઃખ નાખ્યું છે તે તો જાણે ઠીક, પરંતુ આ બે વર્ષના બાળકનું તો સર્વસ્વ હરી લીધું છે. મને લાગે છે કે આપની પુત્રી, તે ગમે તેવી હશે તોપણ, આ માતૃહીન બાલકને પ્રેમપૂર્વક ઉછેરશે. અને એ પણ તેની બ્હેનનું જ બાળક છે ને ? સાંભળ્યું છે કે આપની પુત્રીની ઉમર બહુ મોટી છે. પરંતુ તે બહુ કેળવાયેલી, સુશીલ અને સમજદાર છે એથી અમને સંતોષ છે. ઇશ્વરકૃપાથી અમારે ત્યાં તેને સર્વ વાતે સુખ થશે." ઇત્યાદિ ઇત્યાદિ.

પત્ર વાંચતાં જ સનાતનનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો અને પત્ર તેના હાથમાંથી છૂટી પડયો. પત્રમાંના "આપની પુત્રી ગમે તેવી હશે તોપણ" એ વાક્ય ઉપર તે ઉભો ઉભો વિચાર કરતો હતો, એટલામાં જ વિમળા ત્યાં આવી. પિતાને આમ ચિંતાતુર સ્થિતિમાં જોઈ તેને બહુ દુઃખ થયું. તે ધીમેથી બોલીઃ

"પિતાજી......" જાણે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ સનાતન આ સાંભળીને ચોંકી ઉઠયો. "પિતાજી ! આમ હમેશાં ચિંતાતુર શામાટે રહો છો ?" સનાતને કંઈપણ ઉત્તર ન આપ્યો. તે ચૂપચાપ એક ખાટલાપર બેસી ગયો અને ફરીથી પાછો વિચારમાં નિમગ્ન થઈ ગયો. તેને પેલા પત્રનું પણ કંઇ ભાન ન રહ્યું. વિમળાએ જમીન-પરથી પત્ર ઉપાડીને અથથી ઇતિ સુધી તે વાંચ્યો. તેણે સનાતન તરફ જોયું તો તે તો બસ એજ વિચારનિમગ્ન સ્થિતિમાં બેઠેલો હતો. વિમળા બોલી: "પિતાજી, આ પત્ર કોણે લખ્યો છે ?" વિમળા પોતાના પિતાની ચિંતાનું કારણ કેટલાયે દિવસ થયાં સમજી ગઇ હતી. અને તેણે નિશ્ચય કર્યો હતો કે એક દિવસ લજ્જાને કોરે મૂકીને પણ પિતાની ચિંતા હરકોઈ પ્રકારે દૂર કરવી. આજે તેને યોગ્ય અવસર મળ્યો. વિમળાના હાથમાં પત્ર જોઇને સનાતન કંઇક ગભરાઈ ગયો અને બોલ્યો: "આ પત્ર તારે વાંચવા જેવો ન હતો; તેં વાંચ્યો તો નથી ને ?" વિમળાએ સંકોચાઇને ઉત્તર આપ્યો: "ક્ષમા કરજો, પિતાજી; મેં તે વાંચ્યો છે અને આપની ચિંતાનું કારણ પણ હું સમજી ગઈ છું. આપ આટલા દિવસ થયાં આ બધું શામાટે છુપાવતા હતા ? આપનું દુઃખ મારાથી અજાણ્યું નથી. હું સાંભળું છું કે લોકો આપને જાતિભ્રષ્ટ કહે છે અને મારાપર પણ દોષ મૂકે છે. પરંતુ હવે આ અવસર બરાબર યોગ્ય જ આવ્યો છે. આ પત્ર–"

"પરન્તુ વિમળા, આ પત્ર લખનાર જમીનદારે આવો પત્ર લખી મારૂં અપમાન કર્યું છે."

"પિતાજી, આપણે ગરીબ માણુસોએ એવી બાબત ઉપર તે ક્યાં સુધી વિચાર કર્યા કરીને જીવ બાળવો ?"

"તે ઘરડો છે અને કઠોર હૃદયનો છે. જાણી બૂઝીને તને એને ગળે વળગાડવી એ મારાથી કેમ બને ?"

"હું તે બધુંયે સહન કરીશ. આપણું નામ તો એથી બદનામ થતું અટકશે ને ? જ્ઞાતિ સામે માથું ઉંચું કરીને જોવાનો વખત તો એથી આવશે ને ?" આટલું કહેતાં કહેતામાં તો વિમળાનું મ્હોં શરમથી લાલ થઇ ગયું.

( ૨ )

વિમળાના લગ્ન પછી સનાતન ઘર છોડીને ચાલ્યો ગયો.

શૃંગારનગરમાં સાસરે આવીને વિમળાએ જોયું તો ઘર જેટલું ધનસંપત્તિથી ભરપૂર હતું તેટલું જ દુર્ગુણથી પણ પરિપૂર્ણ હતું. જમીનદારની વિધવા બ્હેન પ્રેમબાઇનો મિજાજ તો જરા જરામાં હાથથી જતો રહેતો. ઘરમાં વ્યવસ્થાનું તો નામનિશાન પણ મળે નહિ. પહેલાં તો વિમળાએ સહુને રાજી રાખવાનો પ્રયત્ન કરવા માંડયો. તેની શોક્યના પુત્રનું નામ ગણેશ હતું. તેની દશા "હાથપગ દોરડી ને પેટ ગાગરડી" ના જેવી થઈ પડેલી હતી. તે એક સ્થળે પડયો રહીને ઉંઘ્યા જ કરતો. જો તેનામાં કોઈ પ્રકારની શક્તિ હોય તો તે રોવાની જ. વિમળાએ બહુજ પ્રસન્નતાપૂર્વક ગણેશને ઉછેરવાનું કામ ઉપાડી લીધું અને ઘરનો સઘળો કારભાર પણ બહુજ સાવધાની અને હુશિયારીથી ચલાવવા લાગી.

વિમળાના આવવાથી પ્રેમબાઇને માથેથી કામકાજનો ભાર ઓછો થઈ ગયો. તેની ઘણીખરી ચિન્તાઓ દૂર થઈ ગઇ. થોડા દહાડા સુધી તો તે વિમળાની સાથે બહુ પ્રેમથી વર્તતી રહી. તેને કંઈ કામમાં સમજ ન પડતી તો સમજાવતી અને કદાચ વિમળાથી એકાદ કામમાં ટૂટી રહી જાય તો સહન કરી લેતી. આમ કેટલાક મહિના વીતી ગયા.

જમીનદાર સાહેબ પણ વિમળાના સદ્વર્તનથી બહુ ખુશ રહેતા. એક તો આ તેમનું ત્રીજી વારનું લગ્ન હતું અને વળી વૃદ્ધા-

વસ્થા હતી, એટલે વિમળાપર આગલી બન્ને પત્નીઓ કરતાં એ વધુ પ્રેમ રાખે એમાં કંઈ આશ્ચર્યની વાત ન હતી. એમ કહેવાતું કે તેમની બીજીવારની સ્ત્રી તો સતત કામ કરવાના કારણે જ દુબળી થઇને અંતે મરણ પામી. તેથી વિમળાને બહુ કામ કરતી જોઇને તેમને દયા આવતી. થોડા સમય સુધી તો એ ચૂપ રહ્યા, પણ અંતે વિમળાની મદદને માટે બે એક ચાકરડીઓ રાખી લેવામાં આવી. પ્રેમબાઇનો દ્વેષીલો સ્વભાવ બીજાનું સુખ જોઇ શકતો ન હતો. આ ફોકટનું ખર્ચ અને 'ગૃહિણી' ના નિયમ તૂટતા જોઇને તેને બહુજ ખોટું લાગ્યું. આખા ગામની સ્ત્રીઓ વિમળાની ગૃહકાર્યકુશળતા જોઇને ઠેરઠેર તેનાં વખાણ કરતી હતી. એ સાંભળીને પ્રેમબાઇની ઈર્ષ્યા વધતી ગઈ. હવે તેનો વિમળા તરફનો પ્રથમનો પ્રેમ પણ નષ્ટ થઈ ગયો હતો. જ્યારે જ્યારે તે વિમળાને સુન્દર સાડી પહેરીને અવકાશના સમયમાં પુસ્તક વાંચતી જોતી ત્યારે તે મનમાં ને મનમાં બળીને રાખ થઈ જતી. પણ હજુ મ્હોડામ્હોડ મેણાં સંભળાવવાનો વખત આવ્યો ન હતો.

( ૩ )

વિમળાને પોતાને હાથેજ રસોઇ તૈયાર કરવી પડતી. પ્રેમબાઇનો પુત્ર મોહન નિશાળમાં અભ્યાસ કરતો હતો. એ ગામમાં નિશાળનો સમય સ્હવારના નવ વાગ્યાનો હોવાથી વિમળાને પ્રેમબાઇના ડરથી હરકોઈ પ્રકારે મોહનને માટે નવ વાગ્યે ભોજન તૈયાર કરી તેને ખવડાવી દેવું પડતું. એક દિવસ મોહનને નિશાળે જવાની ઇચ્છા ન થઈ. ઘરમાં આવીને જોયું તો ખાવાનું પણ તૈયાર થયું ન હતું. બસ, તેને તો બરોબર બ્હાનું મળી ગયું! તે રોવા લાગ્યો અને બોલ્યોઃ "હજી લગી ખાવાનું તૈયાર થયું નથી. મોડો જઇશ તો માસ્તર મને મારશે." વિમળા તેને સમજાવવા લાગીઃ "જો

ભાઈ મોહન, હમણાં પાંચ મિનિટમાં જ તને ખાવાનું તૈયાર કરી આપું છું. છાનો રહી જા ભાઈ, રો નહિ." પણ મોહન માને એવો ક્યાં હતો ? તેણે તો રોવાનું ચાલૂ જ રાખ્યું. મોહનને રોતો સાંભળીને પ્રેમબાઈ ત્યાં દોડી આવી અને જેમ આવ્યું તેમ વિમળાને સંભળાવવાનું શરૂ કરી દીધું. વિમળા બોલી: "આજ જરા મોહન મોડો નિશાળે જશે તો બહુ નુકશાન નહિ થઈ જાય." પ્રેમબાઈ બૂમ પાડીને તાડુકી ઉઠી: "આમ રોજરોજ મોડું થાય એ પાલવે નહિ. મારો છોકરો પરીક્ષામાં પાસ કેમ થશે ?" વિમળા બોલી: "રોજ મોડું નથી થતું આજે જ મોડું થયું છે." બસ; આ સાંભળતાં તો પ્રેમબાઈ ગાજી ઉઠી: "હજી ઘરમાં આવ્યે એક વર્ષ તો થયું નથી, એટલામાં સામા ચટ ચટ જવાબ કેવા આપે છે ?" અકસ્માત એજ સમયે જમીનદાર ત્યાં આવી પહોંચ્યા. તે જ્યારે ત્યારે વિમળાનો પક્ષ લેતા હોવાથી પ્રેમબાઇ તેમને જોઈને ચૂપ થઈ ગઈ. આમ આજ એક જ દહાડો નહિ પણ ઘણીવાર બનતું. વિમળાએ જાણી લીધું કે વિષનું બીજ ઉગી ચૂક્યું છે. સમય વીત્યે તેનાં બહુ ખરાબ ફળ આવશે. આમ સમજીને તે બનતાં સુધી લડાઈ-ઝગડો જાગે જ નહિ તેમ કરતી રહેતી.

( ૪ )

ઈશ્વર પણ કેવા અદ્ભુત ખેલ બતાવ્યા કરે છે. ઘરમાં આમ જ્યાં કલહનું રાજ્ય જામવા લાગ્યું હતું, એટલામાં અચાનક ગણેશ બિમાર પડ્યો. તેની ચાકરીમાં વિમળા બહુ ધ્યાન આપતી. જ્યારથી વિમળા ઘરમાં આવી હતી ત્યારથી ગણેશ કંઈક સારો થયો હતો. તેને બિમાર જોઈને વિમળાની ચિન્તા ચારગણી વધી ગઇ. તે આખી રાત તેની પાસે બેસી રહેતી અને તેની તરફ જોયા કરતી. ઘણીયે દવા કરી પણ તે બચી ન શક્યો. ગણેશના મૃત્યુથી જમીન-

દારને પણ બહુ જ દુઃખ થયું, કેમકે તેમનું આ એકનું એક જ સંતાન હતું. પ્રેમબાઇને હવે પતિપત્ની વચ્ચે કડવાશ પેદા કરવાની ઠીક તક મળી ગઈ. તે આખો દહાડો જમીનદારને કહ્યા કરતી: "ભાઇ, હવે શા માટે દુઃખી થાઓ છો ? જે થવાનું હતું તે થઈ ગયું. હું તો મારે સાચું કહુંછું. આ બધાં કાળાં કામ એ ડાકણનાં છે. જ્યાં સુધી ગણેશની દેખરેખ હું જાતે રાખતી હતી ત્યાં સુધી એ કેવો સારો રહ્યો ? પરંતુ આ ચુડેલે તો એનો જીવ લીધે જ છુટકો કર્યો. કોઈ દહાડો યે હેતથી એણે એના સ્હામું પણ નથી જોયું. છેવટે ય શૅાક્યનો છોકરો ને ? ભલેને પછી સગી બહેનનો હોય, પણ કહેવાય તો શૅાકયનો ને ?" આ સઘળી ભંભેરણીનો પ્રભાવ જમીનદારપર કંઇ ઓછો ન પડયો. ધીમેધીમે તેમનું મન વિમળા ઉપરથી ઉતરવા લાગ્યું. હવે આખો દિવસ તેઓ ચૂપચાપ બેસીજ રહેતા.

આ પ્રમાણે બે વર્ષ વીતી ગયાં. વિમળાને પિતા તરફના કંઇ સમાચાર પણ હજુ સુધી મળ્યા નહિ. તેને પ્રેમબાઇના કટાક્ષ પણ હવે અસહ્ય થઇ પડયા. જરાજરાની વાતમાં તેને મેણાં સહન કરવાં પડતાં હતાં. તેને આ અન્યાયથી બચાવનાર હવે કોઈ રહ્યું ન હતું. કોઇવાર પતિને આ બાબતમાં તે કંઇ કહેતી તો વળી વધારે સાંભળવું પડતું; તેથી તે ચૂપચાપ જે બને તે સહન કર્યા કરતી.

( ૫ )

એક દિવસ ગુસ્સામાં પ્રેમબાઇએ મેણાં મારવાના આવેશમાં વિમળાના બાપ, દાદા, કોઇને બાકી ન મૂકયા. તેની આખી પેઢીને ગાળો ભાંડવા માંડી. ભલી વિમળાથી એ સહન ન થવાથી તેણે નણંદને બહુ વિનવીને તેવી ગાળો ન દેવાનું કહ્યું. પણ પ્રેમબાઈ તો ઉલટી ફાવે તેમ મ્હોંફાટ બોલવા લાગી. તેણે વિમળાના પરણવા અગાઉના

જીવનપર પણ કલંક લગાડવા માંડયું. ગાળગલોચથી લાલચોળ બની ગયેલી વિમળા આ સાંભળીને અવાક જ થઈ ગઈ! તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

તે પોતાના નસીબને ધિક્કારવા લાગી. ધીમે ધીમે તેનું દુઃખ કંઈક ઓછું થતાં બારીમાંથી બહાર નજર કરી તો રાત્રી ઘોર અંધારી હતી. આકાશમાં તારાઓ અશ્રુબિન્દુ સમ ચમકી રહ્યા હતા. સુસવાટ કરતી હવા જાણે એમ કહેતી હોય નહિ કે " આના કરતાં તો મરી જવું જ સારૂં " એમ તેને લાગતું હતું. હવાના એ શબ્દો વિમળાના હૃદયપર ફરી ફરીથી સંભળાયા કરતા. આદિકાળથી સતીત્વની રક્ષા કરનાર ભારતીય વસુંધરા પણ જાણે નિસ્તબ્ધ રહીને એમ જ કહેતી હતી કેઃ " તો પછી મરી જવાને કાજે આ અવસર બહુ ઉત્તમ છે !" અંતે તે ઘરમાંથી બહાર નીકળી પડી. તે ક્યારે બહાર નીકળી એ કોઇએ જાણ્યું નહિ. ચાલતાં ચાલતાં તે એક બગીચામાં પહોંચી. તે સમયે ચંદ્રનો ઉદય થઈ ગયો હતો. તે વિચારમાં પડી કે હવે ક્યાં જવું ? એટલામાં અકસ્માત પાછળથી તેના ખભાપર કોઈ પુરુષે હાથ મૂકીને પૂછ્યું: "આટલી રાતે ક્યાં જાય છે, બેટા !" વિમળાએ પૂઠ ફેરવીને જોયું તો તેના પિતા ઉભા હતા! તેનું દુઃખ ફરીથી નવું જ બન્યું હોય તેમ ઉભરાઇ આવ્યું. દુઃખી માણસોને પોતાના સ્વજનનો દુઃખી હાલતમાં અચાનક મેળાપ થાય ત્યારે આમ જ બને છે. પિતાના ચરણોપર પડીને વિમળા ચોધાર આંસુએ રોવા લાગી. પિતાએ તેને સાન્ત્વન આપીને સઘળી હકીકત પૂછી જોઇ. બધું સાંભળી રહ્યા પછી તેણે કહ્યું: " બેટા ! તેં આ સારૂં ન કર્યું. મેં તને આવું કરવાને શિક્ષણ આપ્યું ન હતું. "

" પિતાજી ! અત્યન્ત ક્રોધમાં—અસહ્ય દુઃખમાં—બધું શિક્ષણ ભુલાઈ જાય છે. "

"એ તો ખરૂં, દીકરી; પણ તારે એવો અસહ્ય ક્રોધજ નહોતો કરવો જોઇતો. કોઇનાં જૂઠાં કલંક ચડાવવાથીજ શું આપણી પવિત્રતા નષ્ટ થઇ જાય છે? **સુખની પેઠે** દુઃખ પણ સદા ટકવા **પામતું નથી.** પ્રભુ એવો દિવસ પણ આપશેજ કે તારા પતિ તારી નિર્દોષતા સમજીને તારો આદર કરશે અને એજ પ્રેમબાઇ એક દહાડો તારી પાસે આવીને કહેશે કે 'બ્હેન, તું ગૃહલક્ષ્મી છો; તારા આવવાથીજ મારા ભાઇનું ઘર ચોગણું ઉજળું થયું છે.' માટે બેટા, જીવપર આવીશ નહિ. ઘેર પાછી જા અને સુખ હોય કે દુઃખ, પણ ત્યાંજ રહે. તું જાણેછેને કે, સુવર્ણની કસોટી તો એ લાલચોળ થાય ત્યાં સુધી અગ્નિમાં તપાવવાથીજ થાય છે." આટલું કહીને પિતાએ પુત્રીને હૃદય સરસી ચાંપી અને મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપ્યા.

* * * *

તાવથી પીડાતી પ્રેમબાઇ ખાટલાપર પડી પડી તરફડિયાં મારે છે. ત્રણ દિવસ વીતી ગયા છે, પરંતુ તાવ જરાપણ હલકો પડતો નથી. કદિ કદિ તો એ બેભાન બની ખાટલાપર અચેત થઇને પડી રહે છે. બ્હેનની બિમારી જોઇને જમીનદાર સાહેબ બહુજ ચિંતાતુર થયા છે. જ્યારે જ્યારે તે પોતાની બ્હેનને જોવા આવતા ત્યારે વિમળા પ્રેમબાઇની સેવામાં હાજર જણાતી. રાત દિવસ ત્યાં ને ત્યાં તેની સેવામાં બેસી રહેવાથી વિમળા દુબળી થઇ ગઇ હતી. જમીનદાર સાહેબ કરુણ દૃષ્ટિથી વિમળા તરફ પણ ઘડીભર નજર કરતા.

ચોથે દિવસે પ્રેમબાઈ બહુજ સારી હાલતમાં જણાઈ. પાંચમે દહાડે પણ તાવ ન આવ્યો. પ્રેમબાઇએ વિમળાને બોલાવી અને કૃતજ્ઞતાભરી દૃષ્ટિએ તેના તરફ જોઇને ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "વિમળા! તું મારી સગી બ્હેન કરતાં વધારે છો. મેં તને કેટલું બધું દુઃખ

આપ્યું છે? પરંતુ એ બધી ગેરવર્તણુકનો તેં કેવો ઉલટો બદલો આપ્યો! હું મરણપથારીએ પડી હતી એ હું જાણુંછું. પણ તેં મારા આ દુઃખના સમયમાં અપકાર ઉપર ઉપકાર કરીને રાતદિવસ મારી કેટલી બધી ચાકરી કરી છે? જો ને તું કેટલી સૂકાઈ ગઈ છે? તું માણુસ નહિ પણ સાક્ષાત દેવી છે. મેં તારો બહુ અપરાધ કર્યો છે; તને બહુ દુઃખ આપ્યું છે. તું મને માફી નહિ આપે?" આ સાંભળીને વિમળા તેને ગળે વળગી પડી. પ્રેમબાઇ અને વિમળાની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં.

ખરેખર ભલા માણુસની ભલાઇ અંતે ગમે તેવા જુલ્મી માણુસને પણ નરમ બનાવી દે છે.

---

# ગરીબાઈનો ભોગ.

( ' પ્રેમપૂર્ણિમા ' નામક હિન્દી પુસ્તકમાંથી. )

મૂળ લેખક: શ્રીયુત પ્રેમચન્દ.

( ૧ )

મનુષ્યની આર્થિક અવસ્થાની સૌથી વધારે અસર તેના નામપર થાય છે. બિરદપુર ગામનો મંગો પગી જ્યારથી કૉન્સ્ટેબલ થયો છે ત્યારથી તેનું નામ મંગળસિંહ થઈ ગયું છે ! હવે તેને કોઇ મંગો કહેવાની હિંમત નથી કરતું. કાળા આહિરે જ્યારથી ગામના થાણેદાર સાહેબની સાથે ઓળખાણ બાંધી છે અને જ્યારથી એ ગામનો મુખી બન્યો છે તે દહાડાથી તેનું નામ પણ કાળાભાઇ બની ગયું છે ! હવે જો તેને કોઈ કાળો કહે છે તો તેની આંખો લાલપીળી થઈ જાય છે ! આજ પ્રકારે પડતીના દીવસ આવવાથી હરખચન્દ શેઠ હરખો થઈ ગયો છે. આજથી વીશ વર્ષ પહેલાં તેને ઘેર ખાંડ સાકરનો મોટો વેપાર હતો અને તે કેટલીક ખેતીવાડી પણ કરાવતો. પરંતુ વિદેશી સસ્તી ખાંડ આવવાથી તેની શેરડીની મોટા પાયાપર ચાલતી ખેતીવાડી અને દેશી ખાંડ સાકરના વેપારમાં ખોટ આવતી ચાલી ધીમે ધીમે તેનું કારખાનું તૂટી ગયું. જમીન પણ તૂટી, આસામી તૂટી ગયાં અને તે પણ તૂટી ગયો ! એક દહાડો એવો હતો કે તે તકિ-

આપર બેસીને નિરાંતે હોકો પીતો હતો. હવે તેને માથે ટોપલી લઇને મજૂરી કરવી પડે છે! પણ હજીયે તેના મુખપર એક પ્રકારની ગંભીરતા, તેની વાતચિતમાં એક પ્રકારની અડગ તટસ્થતા અને તેની ચાલવાની ઢબમાં એક જાતનું સ્વાભિમાન સ્પષ્ટ જણાઈ આવે છે. કાળનો પ્રભાવ તેની જાતપર હજુસુધી નહોતો પડ્યો. "દોરડી બળી ગઇ હતી પણ તેણે વળ મૂક્યો ન હતો." મનુષ્યની આબાદીના ઉજળા દિવસો તેના શરીરપર સદાને માટે પોતાનાં ચિન્હ મૂકતાં જાય છે. હાલમાં હરખાની પાસે ફક્ત પાંચજ વીઘાં જમીન તથા બે બળદ છે.

પરંતુ ગામના અંદર અંદરના ઝગડાઓમાં અને પંચોમાં હજુ પણ તેની સલાહ માનપૂર્વક પૂછાય છે. તે જે કંઈ કહે છે તે ન્યાયપુરઃસર અને તટસ્થપણે ખરેજ કહે છે અને ગામનાં આજકાલના ભણેલાઓ તેની સામે મ્હોં પણ ઉઘાડી શકતા નથી.

હરખાએ પોતાની આખી જીંદગીમાં કદિ દવા નથી ખાધી. ચોમાસામાં મેલેરિયાથી તે પટકાતો ખરો પણ દવા ખાધા વિનાજ પાંચ દશ દિવસમાં સાજો થઈ જતો. આ વર્ષે પણ તે આસો મહિનામાં માંદો પડ્યો. તેણે ધાર્યું કે હરવખતની પેઠે આ વખતે પણ હું સાજો થઇજ જવાનો. પરન્તુ આ વખતનો તાવ જુદા પ્રકારનો હતો. એક અઠવાડિયું વીત્યું, પખવાડિયું વીત્યું અને મહિનો સુદ્ધાં વીતી ગયો, પણ હરખો ખાટલાપરથી ઉભો ન થઈ શક્યો. હવે તેને દવાની જરૂર જણાઇ. તેનો છોકરો ગિરધારી કદિક તેને લીમડાનાં પાન ઉકાળીને પાતો અથવા તો બીજી દવા પણ કરતો. પરંતુ એથી કંઇ પણ ફાયદો ન થયો. હરખાને ખાત્રી થઈ ગઇ કે સંસારમાંથી કૂચ કરવાના દિવસો હવે નજીક આવી પહોંચ્યા છે.

એક દિવસ મંગળસિંહ તેને જોવા ગયા! બિચારો હરખો તૂટેલા

ખાટલાપર પડ્યો પડ્યો રામનું નામ જપી રહ્યો હતો. મંગળસિંહે કહ્યું: "ભાઈ, દવા ખાધા વિના સાજા નહિ થઇ શકો. તમે ક્વિનાઇન શામાટે નથી ખાતા?" હરખાએ ઉદાસીન ભાવથી કહ્યું: "હું ક્વિનાઇન ક્યાં લેવા જાઉં? કૃપા કરીને આપ જરા લેતા આવશો તો ઉપકાર થશે."

બીજે દિવસે કાળાભાઇ મુખીએ આવીને કહ્યું: "ભાઇ, જરા જરા દવા ખાતા રહો. હવે કંઇ તમારા જુવાનીના દિવસો તો ઓછાજ છે કે તમે દવાદારૂ કર્યાં વિના સાજા થઇ શકશો?" હરખાએ પહેલાંની માફકજ મંદભાવથી કહ્યું: "તો જરા દવા લેતા આવજો." પણ રોગીને જોવા આવવું એ એક વાત છે અને દવા લાવીને તેને પાવી એ બીજી વાત છે. પહેલી વાત માત્ર શિષ્ટાચાર જ છે; બીજી બાબત સહૃદયતા હોય તોજ બને છે. જોઈ ગયા પછી ન મંગળસિંહે ખબર લીધી કે ન તો કાળાભાઇ મુખીએ કે બીજા કોઇએ! હરખો ઓસરીમાં ખાટલાપર પડી રહેતો હતો. કોઈ વાર તે મંગળસિંહને ફળિયા આગળથી નીકળતાં જોતો તો કહેતો: "ભાઇ, પેલી દવા ન લાવ્યા?" મંગળસિંહ આડું જોઇને ચાલ્યા જતા. કાળાભાઈ મુખી પણ એજ પ્રમાણે નજર ચૂકાવીને ચાલ્યા જતા. કાં તો હરખાને એટલું યે સૂઝતું નહિ હોય કે પૈસા વિના દવા નથી આવતી; કાં તો તે પૈસાને પોતાની જાત કરતાં અધિક મૂલ્યવાન સમજતો હશે; કે કાં તો તે પોતાના જીવનથી નિરાશ થઈ ગયો હશે; ગમે તેમ, પણ તેણે કદિ દવાના પૈસાની વાત કાઢી નહિ. તેની દશા દિનપ્રતિદિન બગડતી ચાલી. પાંચ મહિના આ રીતે દુઃખ ભોગવ્યા બાદ હોળીને દિવસે તેણે દેહત્યાગ કર્યો. ગિરધારીએ તેનું શબ બહુ ધામધૂમથી કહાડયું. ઉત્તરક્રિયા પણ બને તેટલી સારી રીતે કરી. કેટલાયે ગામના બ્રાહ્મણોને જમવા માટે નોતરવામાં આવ્યા.

હરખાશેઠના શોકમાં બિરદપુરમાં હોળીનો તહેવાર ઉજવવામાં આવ્યો નહિ. ન અબીલ ગુલાલ ઉડર્યાં, ન નગારાં વાગ્યાં કે ન ભાંગની રેલમછેલ થઈ. કોઇ કોઈ લોકો મનમાં ચ્હીડાતા પણ ખરા કે "હરખાને આજેજ મરવાનું મુહૂર્ત આવ્યું! અમારી બધી ધામધૂમ ખોઈ! બે દહાડા આઘોપાછો મર્યો હોત તો શું થાત!" પરંતુ આખા ગામમાં કોઈ એટલો નિર્દય ન હતો કે આ શોકમાં આનન્દ કરવા તૈયાર થાય. આ ગામડું હતું; શહેર ન હતું. ગામડામાં આ પ્રકારની વખાણવા યોગ્ય કદર અને એકસંપી હોય છે. શહેરમાં તો કોઇ કોઇના કામમાં ભાગીદાર નથી થતું. અરે! પાડોશીના રોવા પીટવાનો અવાજ પણ આપણે કાને નથી પહોંચતો!

( ૨ )

હરખાનાં ખેતર ગામવાળાઓની આંખે ચ્હડ્યાં હતાં. પાંચે વીઘાં જમીન કુવાની નજીક, ખાતરથી ભરપૂર અને અચ્છી ફળદ્રુપ હતી. વરસમાં ત્રણ ત્રણ ફસલ ઉતરતી હતી. હરખાના મરતાં વેંતજ તેનાપર ચારે તરફથી હુમલો થવા માંડ્યો. સહુ કોઈ તે લઈ લેવાને ટાંપી રહ્યું હતું. હરખાનો પુત્ર ગિરધારી તો બાપની ઉત્તરક્રિયામાં ફસાયો હતો. આ બાજુએ લોકો ગામના ઠાકોર અમરસંગને ચેન પડવા દેતા ન હતા. નજરાણાની મોટી મોટી રકમો તેને ભેટ ધરવામાં આવતી હતી. કોઇ આખા વરસની ઉપજ નજરાણા તરીકે આપવાને તૈયાર હતો, તો કોઈ વળી નજરાણાથી બમણી રકમનો દસ્તાવેજ લખી આપવા તૈયાર હતો! પરંતુ ઠાકોરે આ કોઇને ગણકાર્યા નહિ. તેણે વિચાર્યું કે ગિરધારીના બાપે આ ખેતર વીશ વર્ષ થયાં ખેડ્યાં છે, તેથી તેનાપર સૌથી પહેલો હક્ક ગિરધારીનો છે. ભલે તે બીજાઓ કરતાં ઓછું નજરાણું આપે તોપણ ખેતર તેનેજ આપવાં.

ચૈત્ર મહિનો પૂરો થયે જ્યારે ગિરધારી ઉત્તરક્રિયાના કામકાજ-માંથી છૂટો થયો ત્યારે એક દહાડો જમીનદાર સાહેબે ગિરધારીને બોલાવીને પૂછ્યું: "હવે ખેતીની બાબતમાં તારો શું વિચાર છે?" ગિરધારીએ આંસુભરી આંખે કહ્યું: "સરકાર, એ ખેતરનો તો મારે આશરો છે. એ નહિ ખેડું તો શું કરીશ?"

અમરસંગ ઠાકોર—જરૂર ખેડ; ખેતર તારૂંજ છે. હું કંઇ તને ખેતર છોડી દેવાનું નથી કહેતો. હરખાએ એ વીશ વર્ષ લગી ખેડયાં છે. તેનાપર તારો હક્ક છે. પણ તું જુએ છે ને, કે હમણાં જમીનને દર કેટલો વધ્યો છે? તું આઠ રૂપિયે વીઘા લેખે ખેડતો હતો. હમણાં મને રૂ. ૧૦) મળી શકે તેમ છે; અને વળી નજરાણું તો જુદું. તારાપર રહેમ કરીને હું એટલી છૂટ મૂકી શકીશ કે મહેસૂલનો દર તો એજ આઠ રૂપિયે વીઘા લેખે ગણીશ; પણ નજરાણાના રૂપિયા તારે જુદા આપવા પડશે.

ગિરધારી—સરકાર, મારા ઘરમાં તો આ વખતે રોટલાનાં પણ ઠેકાણાં નથી. એટલા બધા રૂપિયા હું કયાંથી લાવું? જે કંઇ બે પૈસા પલ્લાં હતા તે બધુંયે આ મારા બાપાના ખર્ચમાં વરી ગયું. બાપાની માંદગીને લીધે આ વરસે ઉપજ પણ સારી નથી થઈ.

ઠાકોર—એ બધી વાત ખરી, પણ હું આટલાથી વધારે છૂટ તો નથી મૂકી શકતો.

ગિરધારી—ના સરકાર, એવું ન કરો; જરા દયા કરો; નહિ-તર અમે વગર મોતે મરી જઇશું. આપ વડિલ છો અને આટલું કહો છો તો હું બેલ બળદિયો વેચીને પચાસેક રૂપિયા લાવી આપું. એથી વધારે મારૂં ગજું નથી.

ઠાકોર ચીડાઇને બોલ્યા: "તું એમ સમજતો હઇશ કે આ રૂપિયા લઇને હું મારા ઘરમાં મૂકવા માગું છું અને ચેન ઉડાવવા

ઇચ્છુંછું. પણ અમારાપર જે વીતે છે તે અમેજ જાણીએ છીએ. ઘડીમાં આ સાહેબ ને ઘડીમાં પેલા સાહેબ! આજે આ ફંડ તો કાલે લોન! ભૂત મૂવું કે પ્રેત જાગ્યુંજ છે! અમારૂં તો કચુંબર નીકળી જાય છે. તહેવારના દિવસોમાં સેંકડો રૂપિયા તો અધિકારીઓને ભેટ સોગાદો મોકલવામાં જ ઊડી જાય છે; અને જેને નથી મળતી તે મ્હોં ચ્હડાવે છે. "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો" એવી અમારી પણ દશા થઇ પડી છે. ફોજદાર, ઈન્સ્પેક્ટર, મામલતદારનું લશ્કર આવી ગયું તો એ બધા મારે ત્યાંજ ધામા નાખે છે. એમની મહેમાની ન થાય તો સહુની આંખોમાં ઝેર આવે! વરસમાં હજાર બારસો તો મોદીને ચીઠ્ઠીઓનાજ ચુકવવા પડે છે. મને ઘણુંયે થાય છે કે આ છોડીને ક્યાંક જતો રહું. પણ પરમાત્માએ અમને એટલાજ માટે સરજ્યા લાગે છે કે એકને રોવડાવીને તેની પાસેથી નાણાં લેવાં ને અમારે રોઇ રોઇને બીજાને આપવાં! "ગાલોને દોહીને ગધેડાંને પાવું" એજ જાણે અમારૂં હવે કામ થઈ પડ્યું છે. તારાપર રહેમ કરીને આટલી છૂટ મૂકું છું. નજરાણામાં તો એક પાઈની પણ છૂટ મૂકવાનો નથી. એક અઠવાડિયામાં જો તારા રૂપિયા આવી જશે તો તું ખેતર ખેડવા પામીશ, નહિતર હું બીજે બંદોબસ્ત કરી દઇશ. આ તને ચોકખું કહી દીધું.

( ૩ )

ગિરધારી ઉદાસ અને નિરાશ થઈ ગયો. સો રૂપિયાની ગોઠવણ કરવી એ તેના કાબૂ બહારની વાત હતી. તે વિચારવા લાગ્યો કે "જો બન્ને બળદ વેચી નાખીશ તો પછી ખેતર લઇને શું કરીશ? ઘર વેચું, પણ લેનાર કોણ છે? અને ઘર વેચવા કાઢયું કે બાપ દાદાની આબરૂ ડૂબી સમજવી. ક્રિયા ખરચનું કરજ પચાસ રૂપિયાનું થઇ ચૂક્યું છે એટલે હવે વાણિયો પણ એક પાઈ યે વધારે

ધીરે તેમ નથી. ઘરમાં ઘરેણુંયે નથી; નહિતર તે વેચત. જેમ તેમ કરીને એક હાંસડી બનાવી હતી તે પણ ઘરેણે મૂકાઇ ચૂકી છે."

ગિરધારી અને તેની સ્ત્રી શોભા બન્ને આ ચિન્તામાં પડ્યાં હતાં, પણ એકકેય ઉપાય સૂઝતો ન હતો. ગિરધારીને નહોતું ખાવું પીવું ગમતું, કે નહોતી રાત્રે ઉંઘ આવતી. ખેતરમાં જવાનો વખત થયો છે એ ધ્યાન આવતાંજ તેના હૃદયમાં જાણે ચરેરાટ થતો. હાય ! જે ભૂમિ મેં વર્ષો થયાં ખેડી છે, જેમાં આ હાથે ખાતર ઠાંસી ઠાંસીને ભર્યાં છે, તે હવે બીજાને હાથ જશે !

એ ખેતર ગિરધારીના અંગરૂપ બની ગયું હતું. તેની એકે એક આંગળ ભૂમિ તેના પરસેવાથી ભીંજાયેલી–સીંચાયેલી હતી.

એ ખેતરોનાં નામ, પોતાનાં બાળકોનાં નામ પેઠે તેની જીભે આવતાં હતાં. કોઇ ખેતર ચોવીસું, કોઇ બાવીસું, કોઇ નાળાવાળું, એમ કહેવાતાં. એ નામનાં સ્મરણ થતાંજ એ ખેતરોનાં ચિત્ર તેની આંખ આગળ ખડાં થતાં. એ ખેતરો જાણે જીવતાં હોય કે તેના સુખ દુઃખનાં સાથી હોય, તેમ તેમની સાથે એ વાતો કરતો. તેના જીવનની સઘળી આશાઓ, સઘળી ઇચ્છાઓ, મનસૂબા, હવાઇ કિલ્લા, એ બધું આ ખેતરોપર અવલંબેલું હતું. જે ખેતરો વિના તે જીવનની કલ્પના સરખીયે કરી શકતો ન હતો તે ખેતર અત્યારે હાથથી જવા બેઠાં હતાં ! તે ગભરાઇને ઘર બહાર નીકળતો અને ખેતરે જઇને જાણે તેનાથી વિદાય લેતો હોય તેમ તેના શેઢાપર બેસીને ચોધાર આંસુએ રોતો. આ રીતે એક અઠવાડિયું વીતી ગયું. ગિરધારી રૂપિયાનો કંઇ પણ બન્દોબસ્ત ન કરી શક્યો. આઠમે દિવસે તેને માલૂમ પડ્યું કે સો રૂપિયા નજરાણાના આપીને દસ રૂપિયે એક વીઘા લેખે કાળાભાઈ મુખીએ તેનાં ખેતર લઇ લીધાં ! ગિરધારીએ એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. એક ક્ષણ પછી તેણે પોતાના બાપનું નામ

લઇને ખુલ્લે મ્હોંએ પોક મૂકી અને ધ્રુસકેધ્રુસકે રોવા લાગ્યો. તે દિવસે ઘરમાં ચૂલો ન સળગ્યો. હરખો શેઠ જાણે આજેજ મરી ગયો હોય એમ લાગતું હતું.

( ૪ )

પરંતુ શોભાબાઇ કંઈ છાનીમાની બેસી રહે એવી સ્ત્રી ન હતી. ક્રોધથી ધૂંધવાતી તે કાળાભાઈ મુખીને ઘેર ગઇ અને તેની સ્ત્રી સાથે ખૂબ વઢી. "કાલનો કાળોપગી આજે મોટો શેઠ થઇને ખેતર ખેડવા ચાલ્યો છે! જોઉં તો ખરી કે કોણ મારા ખેતરમાં હળ લઈ જાય છે? તેનું ને મારૂં લોહી એક કરી દઉં." પાડોશીઓએ પણ શોભાબાઇનો પક્ષ લીધો અને બોલવા લાગ્યા: "હા;-એ વાત તો ખરી. અંદર અંદરમાં આમ ચડાચડી કરીને કોઇનો રોટલો ટાળવો એ તો નહિ સારૂં. ભગવાને બે પૈસા આપ્યા હોય તે શું આમ ગરીબોને કચરવા માટે?" શોભાબાઈ તો એમજ સમજી કે જાણે મોટો જંગ જીતી આવી. તેનું ચિત્ત બહુ શાન્ત થઈ ગયું. અહીં ગિરધારી ઘરના આંગણામાં બેઠો બેઠો વિચાર કરતો હતો કે હવે મારૂં થશે શું? હવે આ જીંદગી કેમ નીકળશે? આ છોકરાંનું પેટ કેમ ભરીશ? મજૂરી કરવાનો વિચાર આવતાંજ તેનું હૃદય આકુળવ્યાકુળ થઇ જતું. આટલા દિવસ સ્વતંત્રતા અને સન્માનનું સુખ ભોગવ્યા પછી હવે હલકી 'ચાકરી'નું શરણુ લેવું તેના કરતાં તો એ મરવું વધારે પસન્દ કરતો હતો. આજ લગી તે ગૃહસ્થ હતો; ગામના આબરૂદાર માણસોમાં તેની ગણના થતી હતી; ગામની પંચાયતો અને બીજી બાબતોમાં માનભેર મત આપવાનો તેને અધિકાર હતો. તેના ઘરમાં ધન ન હતું પણ માન હતું. હજામ, સુતાર, કુંભાર, પુરોહિત, ભાટ, ચોકીદાર વગેરે ગામડાનાં વસવાયાં બધા તેનું મ્હોં તાકતા. હવે એ માન મર્યાદા ક્યાં? હવે કોણ તેનો મત લેવા આવશે?

તેને બારણે માનપૂર્વક સલાહ લેવા હવે કોણ આવશે ? કોઇની સાથે બેસવાનો કે કોઇના મામલામાં અભિપ્રાય આપવાનો હવે તેને અધિકાર નહિ રહે. હવે પેટને માટે પોતાને બીજાની ગુલામી કરવી પડશે. પાછલી પહોર રાત્રે ઉઠી બળદોને ખૂબ દૂરવવાની અને સૂર્ય ઉગવા અગાઉજ ગીત ગાતાં ગાતાં સ્હવારની ખુશનુમા હવામાં હળ હાંકવાની મઝા હવે કયાં ? એ હોંશની ને સ્વતંત્રતાની મહેનત પાછળ માથાનો પરશેવો પગે ઉતરતો તોપણ જરાયે થાક ન લાગતો. પાકથી લચકાઈ ઉભરાતાં ખેતરો જોઇ તેના અંતરમાં આનન્દ નહોતો સમાતો. એ વખત હવે કયાં ? ખળામાં અનાજનો ઢગ સ્હામો પડયો હોય ત્યારે તો જાણે એ પોતાને રાજા સ્હમજતો. હવે અનાજનાં ગાડાં ભરીને ઘેર કોણ લાવશે ?

આવા વિચાર કરતાં કરતાં ગિરધારીની આંખો આંસુવડે ઉભરાઇ જતી. ગામના બેચાર ગૃહસ્થો જે કાળાભાઈ મુખીપર દાઝે બળતા હતા તેઓ વખતે વખતે ગિરધારીને આશ્વાસન દેવા આવતા, પરંતુ તે તેમની સાથે પણ ખુલ્લા દિલથી વાત ન કરતો. તેને એમ જ લાગી આવતું હતું કે હવે હું સૌની નજરમાં નીચો છું.

જો કોઇ તેને એમ કહેતું કે "તેં બાપાની ઉત્તરક્રિયા કરવામાં બહુ રૂપિયા ઉડાવી દીધા." તો તેને બહુ ખોટું લાગતું. પોતાના તે કામને માટે તેને જરાયે પશ્ચાતાપ ન થતો. મારા ભાગ્યમાં તો જે લખ્યું હશે તે થશે પણ બાપાના ઋણમાંથી તો છૂટયો ! તેમણે પોતાની જિંદગીમાં કદિ એકલા નથી ખાધું; ચાર જણને ખવડાવીને ખાધું છે. તો શું મરણ પાછળ તેમના પિંડને તલસાવવો ?

આ રીતે ત્રણ માસ વીતી ગયા. અષાડ મહિનો આવી પહોચ્યો. આકાશ વાદળ ઘટાઓથી છવાવા લાગ્યું. વરસાદની શરૂઆત થઇ. ખેડુતો હળ ઠીકઠાક કરવા લાગ્યા. સુથારોને ત્યાં હળ સમરાવવાની ધમાલ ચાલી.

આખા ગામમાં જાણે કે નવીન ચેતન આવ્યું ! ગિરધારી ગાંડાની માફક ઘડીમાં ઘરમાં પેસતો, ને ઘડીમાં બહાર નીકળતો. વળી ઘડી ઘડીમાં પોતાનાં હળ બહાર કાઢીને તપાસતો. આની મુઠ તૂટી ગઇ છે; આની ફાચર ઢીલી થઇ ગઈ છે. આ સઘળું જોતી સમયે એક ક્ષણને માટે તે પોતાની જાતને પણ ભૂલી જતો. દોડતો દોડતો સુથારને ત્યાં જઇ કહેતો: “ રામૂ ! મારૂં હળ જરા સમું કરી આપને !” રામૂ તેની તરફ કરુણતાભર્યા ભાવથી જોતો અને મૂંગે મ્હોડે પોતાનું કામ કરવા લાગતો. ગિરધારીને પછી હોશ આવતી. જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેમ ચોંકી પડતો, ગ્લાનિથી આખું મુખ છવાઇ રહેતું, આંખોમાં આંસૂ ઉભરાતાં અને ચૂપચાપ ઘેર ચાલ્યો આવતો !

ગામમાં ચારે તરફ ખળભળાટ મચી રહ્યો હતો. કોઈ બીયાંની શોધ કરતું હતું; કોઈ કોઇની સલાહ લેતું હતું કે ખેતરમાં શું વાવીશું; કોઇ વળી ચર્ચા કરતું કે આજે પાણી બહુ પડયું છે, બે દહાડા રહીને બી વાવીશું. ગિરધારી આ સઘળું જોતો, સાંભળતો ને જળહીન માછલીની માફક તરફડતો.

( ૫ )

એક દિવસ સ્હાંજે ગિરધારી ઉભો ઉભો પોતાના બળદોને ખજવાળી રહ્યો હતો એટલામાં મંગળસિંહ ત્યાં આવ્યા. અહીંતહીંની વાતો કરીને તે બોલ્યા: “આ બળદોને હવે કેટલાક દહાડા બાંધ્યા બાંધ્યા ખવડાવશો ? શામાટે વેચી નથી નાખતા ?” ગિરધારી ઉદાસીન ભાવથી બોલ્યો: “કોઇ ઘરાક આવે તો વેચી નાખીએ.”

મંગળસિંહ—એક ઘરાક તો હું જ છું; ચાલો, મને આપી દો.

હજી તો ગિરધારી કંઇ જવાબ આપવા જતો હતો એટલામાં તુલસીદાસ વાણિયો આવીને ગર્જના કરી કહેવા લાગ્યો: “ ગિરધર ! હવે તારે રૂપિયા આપવા છે કે નહિં ? આમતેમ બહાનાં કહાડીને

ત્રણ મહિના તો કહાડી નાખ્યા. હવે તો તું ખેતી પણ નથી કરતો, કે તારા પાકની ઉપજપર આધાર રાખીને બેસી રહીએ!"

ગિરધારીએ દીનતાથી કહ્યું: "શેઠ! જેમ આટલા દિવસ ધીરજ રાખી એમ આજનો દહાડો જરા સબૂરી પકડી જાઓ. કાલે તમારી એકે એક કોડી ચુકવી આપીશ."

મંગળસિંહે અને તુલસીદાસે ઇશારામાં કંઈ વાતચિત કરી અને તુલસીદાસ ચાલ્યો ગયો. તેના ગયા પછી ગિરધારી મંગળસિંહ તરફ જોઇને બોલ્યો: "તમે જો આ ખરીદી લો તો એ ઘરમાં ને ઘરમાં રહે. કોઈ કોઇ દહાડો જોઈને તો આંખો ઠારીશ!"

મંગળસિંહ—મારે હમણાં તો કંઇ ખરીદવાની એટલી બધી જરૂરત નથી; તોપણ ઘરમાં સલાહ કરીને પછી જવાબ દઉં.

ગિરધારી—મારે તુળસીદાસના રૂપિયા આપવા છે; નહિતર ખવડાવવાને તો હજી ભૂસો છે.

મંગળસિંહ—એ વાણિયો બહુ બદમાશ છે. ક્યાંક દાવો બાંધે નહિ!

સરલ હૃદયનો ગિરધારી આ ધમકીથી ડરી ગયો. કાર્યકુશળ મંગળસિંહને સોદો સોંઘો કરવાની આ બહુજ સારી તક મળી ગઇ. સો દોઢસોની બળદની જોડ સાઠેક રૂપિયામાં છૂટી જાય તેમ હતું.

ગિરધારીએ આજ દિવસ સુધી બળદોને કોણ જાણે કઇ આશા રાખીને બાંધ્યા બાંધ્યા ખવડાવ્યું હતું. આજે એ આશાનો કલ્પિત તંતુ પણ તૂટી ગયો. મંગળસિંહ ગિરધારીના ફળિયામાં ખાટલાપર બેઠા બેઠા રૂપિયા ગણી રહ્યા હતા. અને ગિરધારી આંસુભરી આંખે બળદોની પાસે ઉભો ઉભો તેના મ્હોં તરફ તાકી રહ્યો હતો. "આહ! આ મારા ખેતરોના કમાનારા, મારા જીવનના આધાર, મારા અન્નદાતા, મારા માન મર્યાદાની રક્ષા કરનારા; જેને માટે

એક પહોર રાત બાકી રહે વહેલો ઉઠીને સારામાં સારી કડબ ખેતરમાંથી કાપતો હતો; જેના દાણાપાણીની ચિંતા મારા પોતાના ખોરાક કરતાંયે વિશેષ રાખતો; જેને માટે મારા ઘરનાં બધાં માણસો આખો દિવસ લીલી ચાર કાપતાં; તે મારી આશાની બે આંખો, મારા ઇરાદાના બે તારા, મારા સારા દહાડાનાં બે ચિન્હ, મારા બે હાથ, આજે હાય ! મારાથી છૂટા પડે છે ! ”

જ્યારે મંગળસિંહે રૂપિયા ગણીને ખાટલાપર મૂકયા અને બળદો લઇને ચાલતા થયા ત્યારે ગિરધારી તેની ખાંધપર પોતાનું માથું રાખી પોકેપોક મૂકીને રોયો. કન્યા સાસરે જતી વખત જેમ માબાપના પગ પકડેલા હોય તે નથી છોડતી તેમ ગિરધારી આજે બળદોને છોડતો ન હતો. શોભાબાઈ પણ ઉદાસ થઇને ઘરની ઓસરીમાં ઉભી હતી અને ગિરધારીનો સૌથી નાનો છોકરો વાંસની એક ઝીણી સોટી લઇને મંગળસિંહને મારતો હતો !

રાત્રે ગિરધારીએ કંઈ પણ ખાધું નહિ. ખાટલાપર ગુમસુમ પડયો રહ્યો. સવારે શોભા હોકાની ચલમમાં દેવતા ભરીને તેને આપવા ગઈ તો તે ખાટલાપર ન હતો ! શોભાએ જાણ્યું કે ક્યાંક આટલામાં ગયા હશે. પણ બે ત્રણ ઘડી દિવસ ચઢી જવા છતાં પણ જ્યારે તે ન આવ્યો ત્યારે તેણે રોવા પીટવાનું શરૂ કર્યું. ગામના લોકો બધા એકઠા થઈ ગયા. ચારે તરફ ખૂબ શોધ ચલાવી પણ ગિરધારીનો પત્તો કાઇને મળ્યો નહિ !

( ૬ )

સાંજ પડી ગઇ હતી; સઘળે અંધારૂં છવાઇ ગયું હતું. શોભાએ દીવો સળગાવ્યો અને બારણાની તરફ તાકીને બેસી રહી. એટલામાં અચાનક કોઇના પગલાંનો અવાજ આવ્યો. શોભાનું હૃદય ધડકવા લાગ્યું. તે દોડીને બહાર આવી અને આમતેમ જોવા લાગી.

તેણે જોયું કે ગિરધારી બળદોના ખીલા આગળ નીચી મુંડીએ ઉભો હતો.

શોભા બોલી: " ઘરમાં આવો ને ? ત્યાં ઉભા ઉભા શું કરો છો ? આજ આખો દહાડો કયાં હતા ? " આટલું કહેતી કહેતી તે ગિરધારી તરફ ગઈ. ગિરધારીએ કંઇ પણ જવાબ ન આપ્યો. તે પાછો હટવા લાગ્યો અને થોડે દૂર જઇને અંધારામાં અલોપ થઇ ગયો ! શોભા કારમી ચીસ પાડી મૂર્છા ખાઇ જમીનપર પડી !

બીજે દિવસે કાળાભાઇ મુખી હળ લઇને પોતાના નવા ખરીદેલા ખેતરપર કામ કરવા ચાલ્યા. હજુ મળસ્કું બરાબર થયું ન હતું; કંઇક અંધારૂં હતું. તે બળદો હળમાં જોડતા હતા એટલામાં તેમણે જોયું કે ગિરધારી ખેતરના માંળિયા ઉપર ઉભો છે ! એજ સુરવાલ, એજ પાઘડી, એજ લાકડી !

કાળાભાઇએ હાંક મારીને કહ્યું: " અરે ગિરધારી ! ભલા આદમી, તું તો અહીં ઉભો છે ને ઘેર બિચારી શોભા હેરાન થાય છે ! કેમ, તું કયાં ગયો હતો ? " આમ કહીને બળદ છોડીને કાળાભાઈ ગિરધારી તરફ ચાલ્યા. ગિરધારી પાછો ને પાછો હટતો ગયો અને છેવટે કુવો આવતાં તેમાં કૂદી પડયો ! કાળાભાઈ તો "ઓ બાપરે !" કરતા બૂમ પાડીને હળ ને બળદ ત્યાંજ મૂકીને નાઠા ! આખા ગામમાં શોરબકોર થઇ રહ્યો ! લોકો નાના પ્રકારની કલ્પનાઓ કરવા લાગ્યા. હવે ગિરધારીવાળા ખેતરમાં જવાની કાળાભાઈની હિંમત ન હતી.

ગિરધારીને ગુજર્યાને આજે છ મહિના વીતી ગયા છે ! તેનો મોટો છોકરો એક ઇંટની ભઠ્ઠીપર કામ કરવા જાય છે અને મહિને ત્રીસ રૂપીઆ લાવે છે. હવે તે ખમીસ અને અંગ્રેજી ફૅશનનાં બૂટ પહેરે છે. ઘરમાં હવે બન્ને વખત દાળ શાક રાંધવામાં આવે છે;

અને અગાઉ જુવાર ખાતાં તેને બદલે હવે ઘઉં ખવાય છે; પણ ગામમાં તેની જરા સરખીયે આબરૂ નથી રહી. તે હવે મજૂર બની ગયો છે. શોભાબાઇ પણ પારકા ગામમાં આવેલા કુતરાના જેવો અવતાર ગાળે છે અને દબાતી સંતાતી ફરે છે. હવે તેને સ્ત્રીઓની પંચાયતમાં બેસવાનું માન નથી મળતું, કારણકે હવે તે મજૂરની મા છે! કાળાભાઇ મુખીએ ગિરધારીનાં ખેતરો તજી દીધાં છે, કારણ કે ગિરધારી હજુ પણ પોતાનાં ખેતરોમાં ચારે તરફ ફરતો ક્વચિદ્ ક્વચિદ્ નજરે પડે છે! અંધારૂં થતાંજ તે માળિયાપર આવીને બેસે છે અને કોઈ કોઇ વખત રાત્રે ત્યાંથી તેના રોવાનો અવાજ સંભળાયા કરે છે. તે નથી કાંઇ બોલતો કે નથી કોઇને છેડતો. તેને ફક્ત પોતાનાં ખેતર જોઇનેજ સંતોષ થાય છે. દીવો સળગ્યા પછી એ ખેતરો તરફનો રસ્તોજ બંધ થઈ જાય છે! કોઇની મગદૂર નથી કે ત્યાં આગળથી આવજા કરે!

ઠાકોર અમરજંગની હવે બહુયે મરજી છે કે આ ખેતરો કોઇ ખરીદી લે; પણ ગામના લોકો એ ખેતરોનું નામ લેતાં પણ ડરે છે!

સંપાદક તરફથી:—વાંચક બંધુ! ઉપલી વાતોમાં કહેલ હરખચંદની પેઠે હર્ષ અને આબાદીનો બાપ સદ્‌ગુણ દેવતા ભારતની ભવ્ય ભૂમિથી દૂર થયો એટલે અમરસિંહ ઠાકોરની પેઠે લોભી વેપારીના અમલ દેશમાં અમર થયા! થોડાક ગોટપીટ ભણી નોકર વકીલ બની ભલે શોભાના ઇસ્કો દીકરાની પેઠે બૂટ પાટલુન પહેરી ફરે અને બીજા થોડાક શહેરી શોભાના ગાંડિયા ભલે દેશની લક્ષ્મી પરદેશ ચડાવવાનાં કાળાં કર્મ કરવાની દલાલી ખાઇ ખાઇ મોટરે ચઢી અંતે નર્કવાસ કરે, પણ દેશનું ખરૂં તત્ત્વ, ખરી શોભા અને ગિરધારીના ગાન રૂપી મહાન ધર્મ ગયો તે ગયોજ.

એ ગીતાધર્મ લાંબો કાળ ખરાબ ધર્મગુરૂઓ અને પંડિતોના સ્વાર્થી હૃદયકૂપમાં ડૂબી રહેવા પછી ભૂત થયો હોય અને ગાંધી જેવા મુરદાલ પણ પવિત્ર શરીરને ધારણ કરી લઇને જાણે સ્વતઃ ગિરધારીની પેઠે જ સ્વમુખે તે બોલી ન રહ્યો હોય ! તો ભાઇ ! જોજે ! એનું કહેવું અવગણી પાછળથી પસ્તાવું ન પડે ! કેવું મધુરૂં ગાય છે ? " ઉઠ ઉઠ; હરખ ભારતી સંતાન ! ઇષ્ટ મળતાં સુધી તું જંપી બેસતો નહિ. "

---

# સુધારક.

('હિન્દી મનોરંજન' નામક હિન્દી માસિકમાંથી.)

મૂળ લેખકઃ પ્રતાપનારાયણ શ્રીવાસ્તવ્ય.

( ૧ )

મિસ્ટર બાલકૃષ્ણ કાનપૂર 'બાર એસોસિએશનના' મેમ્બર છે. તેમની બૅરિસ્ટરી ધડાકાબંધ ચાલે છે. પોતે પાંચ વર્ષ લગી ઇંગ્લાંડની ભૂમિને પાવન કર્યા બાદ 'બાર ઍટ લૉ'ની પદવી અને અંગ્રેજી વેષ ધારણ કરીને જાણે ભારતનું મસ્તક ઉન્નત બનાવી દીધું છે! એઓ કર્તવ્યશાળી, અંગ્રેજી ફૅશનના સજ્જડ પક્ષપાતી અને ભારતીય પહેરવેશના કટ્ટા વિરોધી છે.

તેમના પિતા હજુ વિદ્યમાન છે, પરંતુ તેઓ પોતાના પુત્રથી જુદા રહે છે; કારણ કે ઇંગ્લાંડ જઇ આવ્યા પછી પ્રાયશ્ચિત ન કરવાથી બાલકૃષ્ણ નાતબહાર છે!

તેમનું લગ્ન પંદર વર્ષની ઉમ્મરેજ થઇ ગયું હતું. પત્નીનું નામ અનુસૂયા હતું. અનુસૂયા સાક્ષાત્ અનુસૂયા જ હતી. પતિપ્રેમ, ભક્તિ, કર્તવ્ય અને ધર્મ સઘળામાં તે અનુસૂયા સરખીજ હતી. અનુસૂયાના પિતાએ પણ તેના પતિ ન્યાત બહાર હોવાથી તેનો ત્યાગ કર્યો હતો. પતિ પત્ની વચ્ચે સારો સ્નેહ હતો, પરંતુ પત્નીના

આચાર, વિચાર, પહેરવેશ ઇત્યાદિ પતિને રૂચતાં ન હતાં. બાલકૃષ્ણ અનુસૂયાને ગાઉન, હૅટ, બૂટ, ચશ્મા વગેરે પહેરાવીને લેડીસાઇકલપર સહેલ કરાવવાને અને પોતાની સાથે સાથે ફેરવવાને ઇચ્છતા હતા; પરંતુ અનુસૂયાને હિંદુ મહિલાની પેઠે જ રહેવું ગમતું હતું.

સ્હાંજના ચાર વાગી ગયા છે; બાલકૃષ્ણના આવવાનો સમય થઈ ગયો છે. અનુસૂયા તેમની રાહ જોતી એકીટશે દરવાજા તરફ જોઇ રહી છે. એટલામાં બહારથી કોઇના આવવાનો અવાજ સંભળાયો. અનસૂયા ચમકીને બેઠી થઈ; પણ ત્યાં તો તેની એકની એક પુત્રી સુશીલાએ આવીને તેનો હાથ પકડી લીધો અને થોડાંક કપડાં બતાવીને લાડથી બોલી: "મા, મા ! બાપાજી મારા માટે આ લુગડાં લઇ આવ્યા છે ને કહે છે કે આ પહેરીને સાંજે મારી સાથે ફરવા આવજે. જો તો ખરી ! કેવાં સારાં સારાં કપડાં છે !"

અનુસૂયા સ્તબ્ધજ થઇ ગઈ. અંગ્રેજી ફૅન્સી કપડાં તેને પસંદ ન હતાં. તેજ વસ્તુ પોતાની સ્હામે આવેલી જોઇને તેણે પોતાનું મ્હોં ફેરવી લીધું. સુશીલાએ એવું જોઇને ફરીથી કહ્યું: "મા, કહે તો ખરી, પહેરાવીશ ને ? આવાં લુગડાં તો મેં કોઇ દહાડોયે નથી પહેર્યાં. કેમ બોલતી નથી ? બાપાજી તો હમણાં આવશે; ને મારે એમની સંગાથે જવું છે." માતાનું મન શા માટે આ વાતપર નથી તેનું કારણ સુશીલા સ્હમજી ન શકી. અનુસૂયાએ તેનાં વાક્યો સાંભળીને તિરસ્કાર અને પ્રેમ મિશ્રિત સ્વરે કહ્યું: "તો જા, એમને કહે. મને તો એ નથી ગમતાં. જેણે તને એ કપડાં લાવી દીધાં હોય એમને જઇને કહે; તું ક્યાં મારૂં કહ્યું માને છે ?"

સુશીલાએ કદિ પણ માને મ્હોડેથી આવાં વાક્યો સાંભળ્યાં ન હતાં. પાસેના કબાટપર કપડાં મૂકીને તે બોલી: "મા, રીસ ન કર.

તારી એવી મરજી હશે તો હું એ નહિ પ્હેરૂં અને બાપાજી સાથે ફરવા પણ નહિ જાઉં."

આ વાક્યો સાંભળતાંજ અનુસૂયા પ્રફુલ્લિત થઇ ઉઠી. તેણે પુત્રીનું માથું ચૂમીને કહ્યું: "ન જઇશ હોં. એમને કહેજે કે હું નહિ આવું." આટલું કહીને તેણે એ કપડાં કબાટમાં મૂકી દીધાં અને મનમાં બોલી: "આ કપડાં વડેજ હું તેમનાપર વિજય મેળવીશ."

આટલું કહીને હજુ તે ઉઠવા જતી હતી એટલામાં જ સ્હામેથી બાલકૃષ્ણ આવતા જણાયા. તેમણે આવીને પત્નીને કહ્યું: "વેલ, મૅડમ વેલવિટી! (તે અનુસૂયાને 'વેલવિટી' કહીનેજ બોલાવતા) આજે કેમ આટલાં બધાં ખુશીમાં છો? કેમ કંઈ નવાજૂની? આજ તો કાંઇ મગજનું ચક્કર સુધરી ગયેલું લાગે છે! બધી ધૂન ઉડી ગઇ છે ને?"

અનુસૂયા કંઇક સંકોચથી બોલી: "મને એવું નામ લઇને ન બોલાવો. મને એ સાંભળવું ગમતું નથી."

બાલકૃષ્ણ—હું તો તને એજ નામે બોલાવવાનો! પતિની આજ્ઞાનું પાલન કરવું એ શું સ્ત્રીનો ધર્મ નથી? તમારા હિન્દુ શાસ્ત્રમાં એમ નથી લખ્યું? મને તો એજ નામ ગમે છે.

અનુસૂયા—પરંતુ શું પતિનો ધર્મ એવો છે કે તે પત્નીનું દુઃખ જાણવા છતાં પણ દૂર ન કરે? તમારા અંગ્રેજી ધર્મમાં એ વાત ન હોય તો કોણ જાણે.

બાલકૃષ્ણ વાતને ટુંકી કરતા બોલ્યા: "કેમ સુશીલા! ફરવા આવે છે ને?"

અનુસૂયા બોલી: "ના, એ નહિ આવે."

બાલકૃષ્ણ—ના, એ તો આવશેજ. એને જ પુછી જો ને! એની મરજી હોય તો આવે, નહિતર નહિ. કેમ સુશીલા, આવીશ ને?

સુશીલા બોલી: "ના હું નહિ આવું. ત્યાં ભાયડાઓની વચ્ચે આવીને ફરવાનું મને તો નથી ગમતું!"

આવો ઉત્તર મળવાની આશા બાલકૃષ્ણે જરા પણ નહોતી રાખી. તે અચંબામાં પત્નીના મ્હોં સ્હામે જોઇ રહ્યા. અનુસૂયાની આંખો વિજયના આનંદથી ચમકવા લાગી. તે મ્હોં મલકાવી બોલી: "બસ, હવે એ નહિ આવે. એની મરજી નથી."

બાલકૃષ્ણ ચૂપ થઈ ગયા પરંતુ ફરીથી તે ધીમેથી બોલ્યા: "કંઇ નહિ; ન આવવું હોય તો હું તો મારે જઉં છું."

આટલું કહીને બાલકૃષ્ણ બીજા ઓરડામાં ચાલ્યા ગયા. અનુસૂયાએ સુશીલાને પ્રેમથી ચુંબન કર્યું.

( ૨ )

કાનપૂરના રામેશ્વરપ્રસાદ જાતે કાયસ્થ છે. તેમને અને બાલકૃષ્ણને ઘાડી મિત્રાચારી છે, કારણકે તે બન્નેના અભિપ્રાય એક સરખાજ છે. ફક્ત એકજ બાબતમાં બન્ને વચ્ચે મતભેદ પડે છે. રામેશ્વરપ્રસાદ ભારતીય સૌન્દર્યના પક્ષપાતી છે અને બાલકૃષ્ણ અંગ્રેજી સૌન્દર્યના. આ કારણથી એ વિષયપર તે બન્ને મિત્રોને ઘણીવાર વાદવિવાદ થયા કરે છે, પરન્તુ દરેક વખતે રામેશ્વરનીજ જીત થાય છે. બાલકૃષ્ણ એક બૅરિસ્ટરની પેઠે તર્ક અને દલીલો કરે છે, પણ આ વિષયમાં રામેશ્વરને જીતી શકતા નથી.

અનુસૂયા અને રામેશ્વરની સ્ત્રી તપેશ્વરીદેવી વચ્ચે પણ ઘાટી મિત્રતા હતી. તે બન્ને એકજ વિચારની હતી અને એક બીજાને ખૂબ ચાહતી.

બપોરનો સમય છે. બાલકૃષ્ણ કૉર્ટમાં ગયા છે. અનુસૂયા ઘરમાં બેઠીબેઠી કોઈની રાહ જોયા કરે છે. આજે તપેશ્વરીદેવી આવનાર છે. થોડીજ વારમાં તપેશ્વરી આવી પહોંચી; અનુસૂયા સખીનું સ્વાગત કરવાને ઉઠી.

પરસ્પર ખબર અંતર પૂછ્યા પછી તપેશ્વરીએ પૂછ્યું: "કાંઇ નવીન સમાચાર?"

અનુસૂયા—નવીન શું? એજ; બધા જૂનાજ સમાચાર, એની એજ વાત!

તપેશ્વરી—કઇ વાત?

અનુસૂયા—એમની મરજી એમ છે કે હું પણ મડમની પેઠે ગાઉન, બૂટ, વિગેરે પહેરીને એમની સાથે ફર્યા કરૂં; અને મને એ ગમતું નથી, એટલે એ નારાજ રહ્યા કરે છે. અને એમની નારાજી જોઇને મારૂં મન પણ ઊંચું રહે છે. બહુ યે વિચાર કરૂં છું પણ કશું સૂઝતું નથી. એમને રાજી કરવાની કોઈ યુક્તિ પણ જડતી નથી.

તપેશ્વરી—યુક્તિ તો છે; કહો તો બતાવું. પણ જરા કઠિન છે; તમારાથી નહિં બને.

અનુસૂયા—પણ શી યુક્તિ? કહો તો ખરાં!

તપેશ્વરીએ ધીરેધીરે અનુસૂયાને કંઇક કહ્યું. અનુસૂયા કંઇક ખંચાઇને બોલી: "પણ ક્યાંક ઓડનું ચોડ થઇ જાય તો?"

તપેશ્વરી કંઇક નારાજ થઇને બોલી: "મેં તો તમને પહેલે-થીજ કહ્યું હતું કે તમારાથી નથી બનવાનું."

અનુસૂયાએ ઘણીવાર સુધી માથું નીચું નમાવી વિચાર કર્યા કર્યો. ત્યારપછી એક લાંબો નિશ્વાસ નાખીને બોલી: "કંઈ ને કંઇ કરવું તો પડશેજ ને? તો પછી તમારૂં કહેવુંજ શા માટે ન કરવું?"

તપેશ્વરી—હું પણ એજ કહું છું ને?

અનુસૂયા—તો મારે કબૂલ છે. જાઓ; પણ......

તપેશ્વરી—પણ ને બણ; એ તો હવે મેં કહ્યું છે એજ પ્રમાણે કરવું."

( ૩ )

ઉપલા બનાવને પાંચ છ દિવસ વીતી ગયા છે. આજે શુક્રવાર છે. ચાર વાગતાંજ બૅરિસ્ટર સાહેબ કૉર્ટમાંથી ઘેર આવ્યા અને અનુસૂયાના ઓરડામાં આવીને કહેવા લાગ્યા: "વેલ, મૅડમ વેલવિટી! જો તો; આજનો દિવસ કેવો ખુશનુમા છે? આજે તો ફરવા ચાલ."

અનુસૂયા—વળી એની એજ વાત? ચાલો, ત્યારે આજે મારી પણ થોડી ઇચ્છા છે.

બાલકૃષ્ણ તો બહુજ પ્રસન્ન થઈ ગયા. તે બોલ્યા: "તો ચાલ. લે આ ગાઉન પહેરી લે. (મનમાં) આજ કેટલે દહાડે મારી મહેનત સફળ થવા આવી છે." પછી તેમણે એક ઉત્તમ ગાઉન અને બીજી થોડીક વસ્તુઓ લાવીને અનુસૂયાની પાસે મૂકી અને કહ્યું: "લો મૅડમ વેલવિટી, આ પહેરી લો."

અનુસૂયાએ કહ્યું: "મને તો બધ્યું પહેરતાં યે નહિ આવડે."

* * * *

સ્હાંજના છ વાગી ગયા છે. કાનપૂર કવીન્સ પાર્કમાં બૅરિસ્ટર બાલકૃષ્ણ અને તેમનાં પત્ની અનુસૂયા બન્ને એક બીજાના હાથમાં હાથ ભરાવીને ટેલી રહ્યાં છે. આજે બાલકૃષ્ણના આનન્દનો પારજ નથી. બાલકૃષ્ણ સમજે છે કે આજે તેનો મોટો વિજય થયો છે—મોટો નહિ બલ્કે સંપૂર્ણ વિજય થયો છે. પરંતુ અનુસૂયાના મનમાં વળી બીજીજ વાત છે. તેની ખાત્રી છે કે થોડાજ દિવસમાં તે બાલકૃષ્ણપર સંપૂર્ણ વિજય મેળવવાની છે.

તેમને ફરતાં હજુ થોડોજ સમય થયો હશે એટલામાં તેમના મિત્ર રામેશ્વરપ્રસાદ સ્હામેથી આવતા દેખાયા. અનુસૂયા પહેલાં તો રામેશ્વરને જોઈને શરમાઈ ગઈ, પરંતુ કંઈક વિચાર આવતાંજ તેની

ઘણીખરી શરમ ઉડી ગઈ. રામેશ્વરે આવીને હસતાં હસતાં કહ્યું: "વધામણી!"

બાલકૃષ્ણે પ્રસન્નતાથી કહ્યું: "ધન્યવાદ. આજે મારી અભિલાષા પૂરી થઈ."

રામેશ્વરે અનુસૂયા તરફ જોઇને કહ્યું: "પણ મને આની તરફથી આવી આશા તો કદિ ન હતી. હું તો હજી એમજ સમજતો હતો કે શ્રીમતી આપના મત સાથે મળતાં નહિ થાય. પણ આતો ઉલટુંજ થયું; આપનો સંપૂર્ણ વિજય થયો."

બાલકૃષ્ણે હસીને કહ્યું: "મને પણ એની આશા ન હતી; પણ આજ તેના ભાવ આમ અચાનક બદલાઇ ગયેલા જોઇને હું અત્યન્ત પ્રસન્ન થયોછું. આ પ્રસંગની ખુશાલીમાં હું મારા મિત્રોને આ પછીના રવીવારે એક ભોજન આપવા ચાહું છું. તમને પણ આમંત્રણ છે.

રામેશ્વર—ઉપકાર થયો. હું જરૂર આવીશ. પરંતુ હું તો એમ સમજું છું કે આ ભોજન આ પ્રસંગની ખુશાલીમાં નહિ પણ આપના સુધારાની ખુશાલીમાં થશે.

બાલકૃષ્ણે ચકિત થઇને પુછ્યું: "એટલે? એનો અર્થ શું?"

રામેશ્વરે વાત ઉડાવતાં કહ્યું: "એ તો ત્યારે—વખત આવ્યેજ ખબર પડશે. ચાલો તો ખરા, આજે જરા ગંગાજીની મોજ કરી આવીએ."

બાલકૃષ્ણે અનુસૂયાને પુછ્યું: "વેલ, ડીયર વેલ ચીટી! આવવું છે ને?"

અનુસૂયાએ કહ્યું: "ચાલો ત્યારે. આજે વળી ગંગા મતાનાં દર્શન કરીએ."

( ૪ )

આજે બુધવાર છે. બપોરના ત્રણ વાગી ગયા છે અનુસુયા અંગ્રેજી પોશાકમાં સજ્જ થઇને કોઇની રાહ જોતી વારંવાર બારણા તરફ જોયા કરે છે. એટલામાં એક અત્યંત સ્વરૂપવાન નવયુવક અંગ્રેજી પોશાકમાં સજ્જ થઇને ઓરડામાં દાખલ થયો. અનુસુયા તેને જોતાંજ પ્રસન્ન થઇને બોલી: " આવો મિ. નિગમ ! હું તો તમારી રાહ જોઇ જોઇને વ્યાકૂળ થઇ ગઇ. "

યુવકે કહ્યું: " માઈ ડિઅર વેલવિટી, હું પણ તમને મળવાને બેચેન થઈ રહ્યો હતો. ચાલો; હવે આવો છો ને ? "

અનુસુયા—હા, તૈયાર છું. ગાડી લાવ્યા છો ને ?

મિ. નિગમ—હા લાવ્યો છું; ચાલો ઉતાવળ કરો.

અનુસુયા—વારૂ; પણ જરા ઉભા રહો તો.

આટલું કહીને અનુસુયાએ એક પત્ર લખીને ટેબલપર મુકયો. એજ સમયે સુશીલા ઓરડામાં દાખલ થઇ. પણ અંદર આવતાંજ પોતાની માતાને કોઇ અપરિચિત યુવક સાથે વાતો કરતી જોઇને ઉમરામાંજ અચકી ઉભી રહી.

તેને અચકાતી જોઇને અનુસુયાએ કહ્યું: " આવ, સુશીલા ! ચાલી આવ. બ્હી નહિ. આ સાહેબ આપણા ઓળખીતા છે. આજે જરા એમની સાથે કુલબાગ સુધી ફરી આવું. તારા બાપા આવે તો એમને કહી દેજે કે હું કુલબાગમાં છું. એ સીધા ત્યાંજ આવે."

ચાર વાગ્યે બાલકૃષ્ણ ઘેર આવ્યા. આવતાંજ તેમને ખબર પડી કે અનુસુયા આજે કોઈની સાથે ફરવા ગઇ છે. ક્રોધથી ધૂંધવાયેલા બાલકૃષ્ણ અનુસુયાના ઓરડામાં ગયા અને એક આરામખુરશીપર બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા. એટલામાં તેમની દષ્ટિ અચાનક એક પરબીડિયાપર પડી. તેનાપર અનુસુયાનું નામ લખેલું

હતું. પરબીડિયું ઉઘાડતાંજ તેમાંથી એક પત્ર નીકળ્યો. તેમાં નીચે મુજબ લખાણુ હતું.

"વ્હાલી અનુસૂયા !

તારા પ્રેમમાં હું પાગલ બની ગયો છું. હવે ક્યારે દર્શન દઈશ ? હું બુધવારે આવીશ. મારી સાથે ફરવા આવીશ ને ? તૈયાર રહેજે. તારો–ટી. એસ. નિગમ."

પત્ર વાંચતાંજ બાલકૃષ્ણ વિચારમાં પડયા કે મારી સ્ત્રીની પાછળ ગાંડો બનનારો આ નિગમ તે વળી કોણ છે ?

ઘણીવાર સુધી બાલકૃષ્ણે સંકલ્પ વિકલ્પ કર્યા. છેવટે કંઈક વિચાર કર્યા પછી અનુસૂયાની શોધમાં જવાનો વિચાર કર્યો. તે ઉઠવા જતા હતા એટલામાં એક બીજા પરબીડિયા તરફ તેમની નજર પડી અને તેનાપર પોતાનું નામ લખેલું જોયું. તેમણે તે વાંચ્યું:

"પ્રાણેશ્વર !

આજે મારા એક મિત્રની સાથે જરા ક્વીન્સપાર્ક સુધી જાઉં છું. આપની સાથે હું આજે ફરવા આવી શકીશ નહિ. ક્ષમા કરશો.

ચરણસેવિકા–અનુસૂયા."

પત્ર વાંચતાંજ બાલકૃષ્ણ વિચારવા લાગ્યા: "મને છેતરવાનો વિચાર કર્યો ! પણ હું ક્યાં છેતરાઉં એવો છું ? હા ! મેંજ હાથે કરીને મારા પગપર કુહાડી મારી. જો મેં એને મારી સાથે ફરવા લઈ જઈને આટલી ચ્હડાવી દીધી ન હોત, તો આ દહાડો જોવા વખત ન આવત. પણ હવે કરવું શું ?"

વિચારમાં ને વિચારમાં બાલકૃષ્ણ પગે ચાલતાજ ફુલબાગ તરફ રવાના થયા.

ત્યાં પહોંચતાંજ શું જોયું ? એક કુંજમાં બેઠી બેઠી અનુસૂયા એક સુન્દર નવયુવકની સાથે પ્રેમાલાપ કરી રહી છે !

બાલકૃષ્ણ છુપાઈને જોવા લાગ્યા. અનુસૂયાએ પોતાનો હાથ પેલા નવયુવકના ખભાપર મૂક્યો અને પેલા યુવકે પોતાનો હાથ અનુસૂયાની કમરની આસપાસ વીંટાળ્યો. થોડીવારે અનુસૂયાએ ધીમે ધીમે પોતાનું મ્હોડું તેના ખભાપર મૂક્યું અને પેલા યુવકે હળવેથી તેપર એક મધુર ચુંબન કર્યું.

હવે તો હદ થઇ! બાલકૃષ્ણ આ જરાપણ સહન ન કરી શક્યા! એકદમ તે ત્યાં આવીને ત્રાડ પાડીને બોલ્યાઃ "દુષ્ટા! મેં તને આટલા વાસ્તે સ્વતંત્રતા આપી હતી કેમ? આજથી ખબરદાર, મારા ઘરમાં પગ મૂક્યો તો!"

અનુસૂયા ક્રોધથી બોલીઃ "હું અલબત્ત ઘરમાં આવવાની. અને હું જેને ચાહતી હોઉં તેની સાથે પ્રેમવ્યવહાર કરવાનો પણ મને અધિકાર છે. તમે મને ઘરમાં નહિ આવવા દો તો હું કૉર્ટનો આશ્રય લઇશ. આપ અહીંથી પધારો. આપને અહીં ઉભા રહેવાની કંઇજ આવશ્યકતા નથી."

બાલકૃષ્ણ તો આ સાંભળીને સ્તબ્ધજ થઈ ગયા અને થોડી વાર રહીને ક્રોધથી દાંત પીસતા પીસતા ચાલ્યા ગયા.

અનુસૂયા હસીને બોલીઃ "કેમ? ઠીક કરી ને?"

યુવક—ઘણુંજ સરસ! હવે થોડીજ વાર છે? અને પછી શિકાર પિંજરામાં સપડાવાનો.

અનુસૂયા—ચાલો ત્યારે હવે જઇએ. જરા અહીં તહીં ફરીને પછી ઘેર જઇશું. આજે ઘેર ઠીક જામવાની!

× × × × ×

બૅરિસ્ટર સાહેબ પોતાના ઓરડામાં ટેલી રહ્યા છે. તે કોઇ ઘોર ચિન્તામાં ડૂબેલા છે. ટેલતાં ટેલતાં ઘડીકમાં બેસી જાય છે; વળી પાછા ઉઠીને ટેલવા માંડે છે. તે કોઇ આંતરિક વેદનાથી વ્યાકુળ

થઇ રહ્યા હોય એમ લાગે છે. ટેહલતાં ટેહલતાં તે મનમાં બોલ્યાઃ "હાય ! એ અભાગિનીએ તો મને પક્કો બનાવ્યો ! હું તેના પ્રેમ અને ભકિતને ભરોસે બેસી રહ્યો, પરંતુ હવે મને માલૂમ પડ્યું કે, તેને તો મારા પ્રેમની કંઇજ કિંમત ન હતી. તેણે તો એની દરકાર સરખીયે ન કરી. પણ એ નવયુવક છે કોણ ? એને અનુસૂયાની સાથે ઓળખાણ થયું ક્યાંથી ? અને આ દુષ્ટાએ પણ મને કેવો જવાબ આપ્યો ? ! હાય ! આ સઘળું વડિલોની શીખામણો અને સૂચનાઓ ન માનવાનાં પરિણામ છે. ભારતીય આચારવ્યવહારપર ધ્યાન ન આપવાથીજ આ બનવા પામ્યું છે. હું એનું બિલકુલ મહત્ત્વ સમજી શકયો નહિ અને તેનો વગર સમજ્યે તિરસ્કારજ કર્યા કર્યો. (એક ખુરશીપર બેસીને) ઉફ !! આ અસહ્ય વેદના હવે નથી સહી શકાતી."

વળી પાછા તે ઉઠીને ટેહલવા લાગ્યા એટલામાં નોકરે આવીને કહ્યુંઃ "બહાર બાબૂ રામેશ્વરપ્રસાદ આવ્યા છે. અંદર મોકલું ?"

"મોકલ." આટલું કહીને તે ફરીથી બેઠા.

રામેશ્વરે અંદર આવીને મંદમંદ હસીને કહ્યુંઃ "કેમ; ફરવા નથી આવવું ?"

"ના ભાઇ; આજે નથી આવવું. આજે ઘરમાં એક 'અદ્ભુત–કાંડ' થઇ ગયો છે."

રામેશ્વરે આશ્ચર્યથી પૂછ્યુંઃ "સહુ છે તો કુશળને ?"

બાલકૃષ્ણ—ભાઇ, કુશળ તો સો કોશ દૂર છે.

રામેશ્વર—કેમ ? બાબત તો કહો !

બાલકૃષ્ણ—શું કહું ? કહેતાં શરમ આવે છે. પણ કહેવુંજ પડશે. હવે વિચાર કરૂં છું તો તમારૂં કથનજ મને સત્ય લાગે છે. આજથી હું ભારતીય આચારનો પક્ષપાતી થઇ ગયો છું.

રામેશ્વરે ગંભીર બનીને કહ્યું: "ભારતીય આચારના એક કટ્ટા વિરોધી આજે તેના પક્ષપાતી થાય છે તે જોઇને મને બહુજ પ્રસન્નતા થાય છે. આ માટે હું ઇશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

બાલકૃષ્ણ—હા; ખરેખરજ હું આજથી એનો પક્ષપાતી થયો છું. પણ ભાઇ હવે મૂળ વાત સાંભળ. આજે અનુસૂયાએ મારી સાથે વિશ્વાસઘાત કર્યો! આજે મેં એને એક વ્યક્તિની સાથે 'ક્વીન્સ-પાર્ક'માં જોઇ. આટલું કહીને બાલકૃષ્ણે પેલા બન્ને પત્ર રામેશ્વરના હાથમાં મૂક્યા. તે વાંચીને રામેશ્વરે કહ્યું: "આ તો બહુ ખરાબ! પરંતુ આપે કંઇ નજરોનજર જોયું ખરૂં?

બાલકૃષ્ણ—હા; મેં એને જોયો. અને એ પણ જોયું કે એણે અનુસૂયાનું મુખ......

"વારુ: હું સમજી ગયો. પણ આપે આનો કંઇ ઉપાય કર્યો?" રામેશ્વરે કહ્યું.

બાલકૃષ્ણ—મેં તો નિશ્ચય કર્યો છે કે આજથી તેને કદિ પણ મારી પાસે ન રાખવી.

આ વાત ચાલી રહી છે એટલામાંજ "આપ ભલે ન રાખો, પણ હું જવાની નથી" આમ બોલતાં બોલતાં અનુસૂયાએ પ્રવેશ કર્યો.

રામેશ્વર અને બાલકૃષ્ણ બન્ને એ શબ્દો સાંભળીને સ્તબ્ધજ થઇ ગયા! બાલકૃષ્ણનો ગુસ્સો ભભૂકી ઉઠયો: "દુષ્ટા! વિશ્વાસ ઘાતિની! જા અહીંથી. મારી નજર આગળથી દૂર થા. જે થવાનું હશે તે કૉર્ટમાં જોઇ લઇશું.

અનુસૂયા—પ્રાણનાથ! એવું કેમ બોલો છો?

બાલકૃષ્ણે વધુ ગુસ્સે થઇને ત્રાડ મારી: "બસ, જા; ચૂપચાપ ચાલી જા. નહિં તો નોકરને કહું છું કે ધક્કે મારીને બહાર કહાડે!"

અનુસૂયા—આપ જરા કૃપા કરીને મારા એક પ્રશ્નનો ઉત્તર આપશો તો હું ખુશીથી અહીંથી ચૂપચાપ ચાલી જઇશ. એ પ્રશ્ન એ છે કે આપ આજથી ભારતીય આચારના પક્ષપાતી થયા કે નહિ?

બાલકૃષ્ણ—હા. આજે હું મારી ભૂલ સમજ્યો છું અને હું ભારતીય આચારનો પૂરેપૂરો પક્ષપાતી બન્યો છું.

અનુસૂયા—બસ; તો હવે આ નિગમ મહાશય કોણ છે તે ઓળખી લો.

આટલું કહીને અનુસૂયા યુવકનો હાથ પકડીને તેને ઓરડામાં ઘસડી લાવી અને તેના માથાપરથી હૅટ ઉતારીને દૂર ફેંકી દીધી તથા બીજો મરદાની પોશાક પણ દૂર કરવા માંડયો. બાલકૃષ્ણે જોયું કે એ નવયુવક તો તપેશ્વરી દેવી છે! આશ્ચર્યથી તે પોકારી ઉઠયો: "ઓહો! આ તો રામેશ્વરપ્રસાદનાં પત્ની! (રામેશ્વરને) મહાશય! આ કાવતરામાં આપનો હાથ પણ જરૂર હોવો જોઇએ, પણ જાણે જાણતાયે ન હો એમ આપ ડાહ્યા ડમરા બની ગયા! હું હવે આ સઘળું જાણી ગયો. મને સુધારવા માટે તમારે આ યુક્તિ ઘડવી પડી."

અનુસૂયા દોડીને બાલકૃષ્ણના ચરણોમાં પડીને બોલી: "હવે આપને મારા વિષે સંદેહ રહ્યો છે? હવે તો મારા તરફ અણગમો નહિ રાખો ને?"

બાલકૃષ્ણે અધીરાઇથી ઉત્તર આપ્યો: "પ્રિયે! તેંજ મને ખરો સુધાર્યો છે. આજે હું સત્ય માર્ગે આવ્યો; અને તે તારેજ લીધે."

રામેશ્વરે કહ્યું: "વધામણી!"

બાલકૃષ્ણે ઉત્તર આપ્યો: "આભાર થયો, જેમણે મને સુધાર્યો તેમનો!"



# સુધારો.

( ' પ્રભા ' નામક હિન્દી માસિકમાંથી. )

મૂળ લેખક: વિશ્વંભરનાથ શર્મા કૌશિક.

( ૧ )

બાબૂ શિવકુમાર મોટા દેશભક્ત હતા. જેને લોકો 'અનધિકાર ચેષ્ટા' કહે છે એટલી હદ સુધી તેમની દેશભક્તિની માત્રા વધી ગઈ હતી ! તે ગમે તેવી બાબતોમાં માથું મારતા. આખો દિવસ તે એવી શોધમાંજ ફર્યા કરતા કે કોઇ સરકારી અમલદાર પોતાના નિઃસહાય અને ભોળા દેશબંધુ ઉપર અત્યાચાર તો નથી કરતો ? જો કદાચ કોઇ એવો દાખલો મળી જતો તો તેવા અમલદારને કાયદાના સકંજામાં લઇને એ શિક્ષા કરાવવાનો પ્રયત્ન કરતા અને કોઇકોઇવાર તેમને એમાં ફતેહ પણ મળતી !

એક દિવસ સ્હવારે બાબૂ સાહેબ ફરતા ફરતા શહેર બહાર નીકળ્યા. પ્રાતઃકાળના મન્દ મન્દ મધુર વાયુનો આનન્દ લેતા લેતા તે જકાતના નાકા નજીક પહોંચ્યા. નાકા સામે અનાજની ભરેલી ખેડુતોની ૭ સાત ગાડીઓ ઉભી હતી. એ લોકો ગાડીઓ ગામમાં લઇ જવાના હોય એમ લાગતું હતું. બાબૂ સાહેબ જોવા ગાડી પાસે

થઇને નીકળ્યા તેવોજ એક ખેડુતને તેમણે બોલતો સાંભળ્યો: "અરે ભાઈ! આ દુ:ખ તે કોને કહેવા જવું? બે ચાર આનાને માટે અહીં બાર વાગ્યા સુધી ભૂખે મરવું પડશે. ગરીબોની દાદ ફરિયાદ કોણ સાંભળે?"

આ વાક્યો સાંભળતાંજ બાબૂ સાહેબના કાન ચમક્યા! તેમણે જાણ્યું કે અહીં કાંઇક ગંભીર મામલો લાગે છે! એકદમ ગાડી-વાળાની પાસે જઇ તેમણે પૂછ્યું: "કેમ ભાઇ, શું હકીકત છે?"

ગાડીવાળાએ થોડીક વાર સુધી તો બાબૂ સાહેબને નખશીશ નિહાળીને ટગર ટગર જોયા કર્યું. ત્યાર પછી તે બેપરવાઈથી બોલ્યો: "કંઇ નહિ, સાહેબ! એ તો અમથી સાધારણ વાત! અંતરાઇ પડીએ ત્યારે બે ચાર આનાનું મ્હોં કોણ જોવા જાય?"

બાબૂ સાહેબ—પણ વાત શું છે તે તો કહો.

ગાડીવાળો—અરે સાહેબ શું કહું? આનું તો રોજરોજ બન્યા કરે છે. શાં શાં રોદણાં રડવા બેસીએ? દુ:ખ તે કેટલાંક ગાઇએ?

બાબૂ—ના એમ નહિ; કહો તો એનો કંઇક ઉપાય કરીએ.

ગાડીવાળાએ ફરીથી એકવાર બાબૂ સાહેબને પગથી માથાસુધી નિહાળ્યા અને પછી જોડે ઉભેલા બીજા ગાડીવાળા તરફ જોઇને મ્હોં મલકાવ્યું. પેલો બીજો ગાડીવાળો બોલ્યો: "અરે બાબૂજી, એ કહેવાથી કંઈ ફાયદો નથી; એ તો જે થાય છે તે થયાજ કરશે."

બાબૂ—એ જ તમારા લોકોનો મોટો દોષ છે. તમે લોકો સહન કર્યા કરવાનું પસંદ કરો છો, પણ તેની સ્હામે થઇને તે દૂર કરવાનો યત્ન નથી કરતા; અને આજ કારણથી જેની મરજીમાં આવે તે માણસ તમને દબાવે છે.

ગાડીવાળો—ત્યારે સાહેબ, કરવું શું? ગમ ખાઇને સબૂરી પકડવા સિવાય છૂટકોજ નથી. બે ચાર આના વાસ્તે કોણ ઝગડો કરવા

બેસે ? અમે કંઈ બે ચાર આનામાં મરી નથી જવાના અને એ લોકો હવેલી નથી ચણાવી લેવાના. પણ એટલું ખરૂં કે એ લોકો જપ્ત કરીને લે છે.

બાબૂ સાહેબ સમજી ગયા કે જકાતવાળાઓનો કંઇક જુલમ છે. ગાડીવાળા આ વાત બાબૂ સાહેબને કહેવા ઇચ્છતા ન હતા, કારણકે તેઓ જાણતા હતા કે એથી કંઈ પણ લાભ નથી. પણ માનવસ્વભાવજ એવો છે કે અમુક વાત કહેવાની આપણી ઇચ્છા ન હોય છતાં પણ સહાનુભૂતિ આગળ આપણું હૃદય એની મેળેજ ઉઘડી જાય છે. ગાડીવાળાઓ પણ બાબૂ સાહેબની સહાનુભૂતિ જોઇ હૃદયના ઉભરા કાઢવા મંડી પડયા.

બાબૂ સાહેબ બોલ્યાઃ "જુઓ ભાઈ! આવી વાતો દબાવી રાખવી એ સારૂં નહિ. તમે જો બધી વાતો મને ચોકખેચોકખી કહેશો અને કંઈક સાહસવૃત્તિ રાખશો તો તમારૂં દુઃખ સદાને માટે દૂર થઇ જશે. તમારે પોતાને માટે નહિ તો તમારા જે સેંકડો બીજા બન્ધુઓ આવો જુલમ સહી રહ્યા છે તેમને માટે પણ આ કામ અવશ્ય કરવું જોઇએ. ઘડીભર આપણે માનો કે તમને એ બે ચાર આના નહિ ખટકતા હોય, પરંતુ તમારા બીજા સેંકડો ભાઇઓને એ માટે કેટલું દુઃખ ભોગવવું પડતું હશે ?"

ગાડીવાળો કંઇક ઉત્તેજિત થઇને બોલ્યોઃ "બાબૂ સાહેબ ! પૈસા કોને ન ખટકે ? અમને ખટકે છે તે અમારૂં મન જાણે છે; પણ કરીએ શું ? છાનામાના આંખો મીંચીને મુંગે મોઢે સહન કરવું પડે છે. કોને ફરિયાદ કરીએ ? કોઇ સાંભળનાર હોય તો ને !"

બાબૂ—એટલા માટે તો હું કહું છું કે તમે મને બધી હકીકત ચોકખેચોકખી કહો; પછી જુઓ કે હું શું કરૂં છું.

ગાડીવાન બોલ્યોઃ "જાણે વાત એમ છે કે અમે અહીં સવારના ચાર વાગ્યાના પડ્યા છીએ; અત્યારે સાત આઠ તો વાગવા આવ્યા! સવારે જ અમે જકાતવાળાને કહ્યું કે ભાઇ, જકાત લઇ લો અને અમને પહોંચ આપો; અમારે બહુ ઉતાવળ છે. ચૌટામાં વખતસર પહોંચી નહિ જઇએ તો વળી પાછું કાલ સુધી પડ્યા રહેવું પડશે. આજકાલ કાપણીના દિવસો છે. અમે અહીં કેટલીક વાર હેરાન થઇએ? જકાતવાળાએ કહ્યું કે હમણાં મને ફુરસદ નથી; થોડીવાર ઉભા રહો. ખરી રીતે જોતાં એમને કંઇજ કામ ન હતું; બેઠા બેઠા ગપાટા મારતા હતા. થોડી વાર રહીને અમે ફરીથી કહ્યું તો ધમકાવીને બોલ્યા કે હમણાં પહોંચ નહિ મળે. અમે હાથ જોડીને કાલાવાલા કર્યા તો કહે છે કે કંઇક ચ્હાપાણી આપો, નહિતર દસ વાગ્યા સુધી બેસી રહો.

ખેર; સાહેબને અમે ચાર આના આપ્યા, પણ એ તો એમની નજરમાં યે ન આવ્યા. એમને તો રૂપિયો જોઇતો હતો. હવે આપ જ કહો ને બાબુસાહેબ, કે અમે ગરીબ માણસ તે ભલા એક રૂપિઓ ક્યાંથી લાવીએ? જકાત આપવી અને આ સાહેબને પણ નજરાણું ધરવું! અમે કહ્યું કે ભાઈ સાહેબ, એક રૂપિઓ તે અમે ક્યાંથી આપી શકીએ? તો ગુસ્સે થઇને બોલ્યા કે ન આપી શકો તો જાઓ ત્યાં બેસી રહો. પછી અમે વિચાર્યું કે અહીં નકામા હેરાન થઇશું એના કરતાં બે ચાર આના કડવા કરી નાખો ને? અમે આઠ આઠ આના આપ્યા ને હાથેપગે લાગીને ખૂબ આજીજી કરી ત્યારે હમણાં છૂટકો થયો."

બાબૂ—પહોંચ મળી ગઇ?

ગાડીવાન—હા, આ રહી; જુઓને. હજુ હમણાં જ આપી.

બાબૂ—હં. આ લોકો બીજો શું જુલમ કરે છે?

ગાડીવાન—જુલમ તો ઘણોયે કરે છે; પણ સાહેબ અમારે હમણાં જરા ઉતાવળ છે. બજારનો સમય થઈ ગયો છે.

બાબૂ—ચાલો હું પણ તમારી સાથે સાથે આવું છું; પણ મને જે હકીકત હોય તે સઘળી કહી સંભળાવો.

ગાડીવાળાઓએ ગાડીઓ હાંકી. બાબૂ સાહેબ પણ સાથે સાથે ચાલ્યા. ગાડીવાને કહેવા માંડ્યું: "સાહેબ, એકેક ગાડી પાછળ બબ્બે ચારચાર શેર માલ કહાડી લેવો એ તો એમને મન કંઇ મોટી વાત નથી હોતી; એ તો દરેક જણ પાસેથી લેવાના જ. જે ન આપે અને સ્હામો થાય તેને બહુ જ હેરાન કરે, જકાત વધારે લે, ગાળો દે અને વખતે માર પણ મારે !"

બાબૂ—અને તમે લોકો આ બધું ચુપચુપ સહન કર્યે જાઓ છો ?

ગાડીવાન—સહન ન કરીએ તો ક્યાં જઇએ ! કંઇ એક દહાડાની વાત છે ? અમારૂં અહીંથી આવવા જવાનું તો હમેશનું રહ્યું. એમની સાથે વેર બાંધીએ તો ઉલટો વધારે જુલમ કરે. તેથી ગમ ખાઇને બેસી રહીએ છીએ.

બાબૂ—તમે કહેતા હો તો હું એ બધાને મઝા ચખાડું.

ગાડીવાન—અરે સાહેબ, એ જંજાળમાં વળી કોણ પડે ? કોર્ટનું નામ પડતાં જ અમને તો થરથરાટ થાય છે. કામ ખોટી કરીએ, દોડધામ કરીએ, પૈસે ટકે ખરાબ થઇએ; અને એમ કરતાં પણ જો કંઈ આડું અવળું વેતરાઈ ગયું તો ઉલટા માર્યા જાઇએ !

બાબૂ—એક બે દિવસ કામ ખોટી થાય એ સારૂં, કે આમ ત્રીસેય દહાડા ખોટી થવું પડે એ સારૂં ? બે ચાર દહાડા હેરાન થશો પણ પછી જીંદગીભરની જંજાળ તો ટળી જશે ! અને તમને ઉની આંચ આવે તો તે મારે માથે !

ગાડીવાન—એ તો ખરૂં, પણ......

બાબૂ—તમે લોકો આટલા બ્હીઓ છો તેમાં તો આ લોકો આટલા ચ્હડી જાય છે. હું નથી સમજી શકતો કે આમાં બ્હીવા જેવું શું છે? તમારે ફક્ત એટલું કરવાનું છે કે જે કોઈ અમલદાર પૂછે તેને આ સઘળી વાતો સવિસ્તર કહી દેવી.

ગાડીવાળાએ પોતાના બીજા બધા સાથીઓ તરફ જોઈને કહ્યું: "બધા જો ખુશી હોય તો મારે વાંધો નથી."

બાબૂ—એ લોકો તો રાજીજ હશે, અને ન હોય તો એમને સમજાવવા એ તમારૂં કામ છે. વારૂ, તમે બજારમાંથી ક્યારે છુટા થશો?

ગાડીવાન—લગભગ બારેક વાગ્યે.

બાબૂ—બજારમાં ક્યા આડતિયાને ત્યાં હશો?

ગાડીવાળાએ એક આડતિયાની દુકાન બતાવી.

## ( ૨ )

બાબૂ સાહેબે ખૂબ સમજાવી પટાવીને દશ બાર ગાડીવાનોની સંમતિ લીધી અને તેમના નામથી ફરિયાદ નોંધાવી કે જકાતવાળાએ તેમને ધમકી દીધી, કામ વિના રોકી રાખીનેહેરાન કર્યા અને આઠ આઠ આના લાંચ લીધી. ત્યારે રસીદ કરી આપી. જકાતવાળા કારકુનપર મુકદમો મંડાયો. બાબૂ શિવકુમારે પોતાની સાક્ષી નોંધાવી. ગાડીવાળાઓએ પણ પોતાની આસપાસના ગામડાના ચાર છ જણની સાક્ષી નોંધાવી.

જકાત કારકુન રામધન ઉપર કામ ચાલ્યું. તેને આ કામ માટે ખુલાસો આપવાનો હુકમ થયો. તે ખુલાસો ન આપી શક્યો. છેવટે તેને છ માસની કેદ અને પચાસ રૂપિયા દંડની શિક્ષા થઈ.

× × × ×

બાબૂ શિવકુમારના મિત્ર પંડિત રાધાકાન્તે તેમને પૂછ્યું: "કેમ, પછી પેલા કેસનું શું થયું?"

શિવકુમાર અભિમાનપૂર્વક બોલ્યા: "થાય શું વળી! સજા અપાવી. મેં તો પણ લીધું છે કે આવા આવા અત્યાચારીઓને શોધી શોધીને શિક્ષા કરવી.

રાધાકાન્ત—એને શું સજા મળી?

શિવકુમાર—છ મહિનાની કેદ અને પચાસ રૂપિયા દંડ.

રાધાકાન્ત—દંડ જમા થઇ ગયો?

શિવકુમાર—હા, જમા થઈ ગયો. અરે યાર! એના ઘરમાંથી તો ફૂટી બદામ પણ ન નીકળી. આટલી આટલી લાંચ ખાય છે પણ કોણ જાણે કયાં નાખે છે? કંઇ ખબર જ નથી પડતી. તેની સ્ત્રીએ પોતાનાં ઘરેણાં વેચીને દંડ ભર્યો.

રાધાકાન્ત—તો એ રૂપિયા ભરવા માટે બીજા કોઇએ પણ એને મદદ ન કરી!

શિવકુમાર—મદદ તે કોણ કરે? એક ઘરડો બાપ છે; પણ એ તો હરીફરી પણ નથી શકતો. બાકી તો સ્ત્રી અને બે બાળક છે.

રાધાકાન્તના મુખપર ઉદાસીનતા છવાઇ ગઈ. નીચું માથું રાખી તે કેટલીયે વાર સુધી ઉંડા વિચારમાં પડી રહ્યા.

શિવકુમાર બોલ્યા: "હવે એ બચ્ચો તો હમેશાં સીધો ચાલવાનો."

રાધાકાન્તે ઉંચું જોઈ થોડીવાર સુધી શિવકુમાર સામે એકી ટશે જોયા કર્યું. પછી તે બોલ્યા: "આપે આવું નહોતું કરવું જોઇતું."

શિવકુમાર—કેમ? દેશભક્તિને કાજે, આપણા બંધુઓને અત્યાચારમાંથી બચાવવાને માટે કંઈ ન કરવું?

પંડિત રાધાકાન્ત હસી પડ્યા. તે હાસ્યમાં તિરસ્કાર અને અવિશ્વાસની છાયા સ્પષ્ટ હતી. શિવકુમાર એ સમજી ગયા અને

બોલ્યા: “ આપ હસ્યા કેમ ? ”

રાધાકાન્ત—જેટલા પ્રમાણમાં પેલા ગાડાવાળા આપના ભાઈ છે, તેટલાજ પ્રમાણમાં રામધન પણ આપનો ભાઈ છે એ વાત તો આપ કબૂલ કરો છો ને ?

શિવકુમાર—હા.

રાધાકાન્ત—આપે કદિ એવો વિચાર કર્યો હતો કે એ બિચારો જેલમાં જશે તો એના નિઃસહાય પરિવારની શી દશા થશે ?

શિવકુમાર—શી દશા થવાની હતી વળી ?

રાધાકાન્ત—કેમ, શી દશા થવાની હતી ? હજુ હમણાંજ આપે આપના મ્હોડેથી જ ન કહ્યું કે એના કુટુંબનું પોષણ કરનાર એ એકલો જ હતો ? એ તો જેલમાં ગયો; હવે એના પરિવારને કોણ પોષશે ?

શિવકુમારના હૃદયપર રાધાકાન્તનાં ઉપલાં વચનોની ગંભીર અસર થઈ. રાધાકાન્તે વળી આગળ ચલાવ્યું: “ હા, હું કબૂલ કરૂં છું કે રામધનની આવી નિર્દય વર્તણુકથી ગરીબ ખેડુતોપર જુલમ થતો હતો ખરો, પરંતુ આપે તો રામધન અને એના કુટુંબ પર એથી યે વધારે જુલમ કર્યો છે;–જુલમ કર્યો છે એટલું જ નહિ પણ આપે એ બિચારાની આખી જીંદગી ધૂળમાં મેળવી દીધી. તેને હવે નોકરી નહિ મળે; એનું કુટુંબ ભૂખે મરશે; એના જેલમાં જવાની વાત સાંભળીને કોઈ ભલો દયાળુ માણસ એને નોકરી આપતો હશે તે પણ નહિ આપે. હવે એનું જીવન નષ્ટ થવામાં શું બાકી રહ્યું ? ”

બાબૂ શિવકુમારને પોતાની ભૂલની સઝ પડી ખરી, પરંતુ તે જાહેર રીતે પોતાની ભૂલનો સ્વીકાર કરવાને ઈચ્છતા ન હતા. તેમણે કહ્યું: “ તો શું આપનું કહેવું એમ છે કે મારે એને ખેડુતોપર જુલમ કર્યા કરવા જ દેવો જોઈતો હતો ? ”

રાધાકાન્ત—હું એમ નથી કહેતો. હું તો ફક્ત એટલું કહેવા માગું છું કે આ ખરી દેશભક્તિ ન કહેવાય. દેશભક્તનું તો કર્તવ્ય એવું છે કે સમસ્ત દેશવાસીઓના કષ્ટપર ધ્યાન આપવું. એનો અર્થ એવો નથી કે એકને કષ્ટમાંથી છૂટો કરવો અને બીજાને એથી પણ વધારે દુઃખમાં નાખવો! દેશભક્તને મન તો સહુએ સરખા. એણે તો સહુના દુઃખનું ધ્યાન રાખવું જોઇએ.

શિવકુમાર—એ તો આ બાબતમાં જ એમ બન્યું કે રામધનના કુટુંબનું પાલણપોષણ કરનાર કોઈ નથી; નહિતર બીજે બધે કંઈ કુટુંબો એમ તદ્દન નિરાધાર નથી હોતાં.

રાધાકાન્ત—કબૂલ છે; પરંતુ એ દશામાં પણ એમને માનસિક કષ્ટ તો અવશ્ય થાય જ. કોઇનો બાપ, ભાઇ યા પતિ જેલમાં જાય તો તેના હૃદયમાં આઘાત થાય એ તો આપ માનો છો ને?

શિવકુમાર—હા, એ તો માનું છું; પણ ત્યારે એનો બીજો ઉપાય પણ શો?

રાધાકાન્ત—આપે એક વખત રામધનને સમજાવી, પટાવી કે ધમકાવીને તેને આ પ્રમાણે લાંચ લેતો અટકાવવાનો પ્રયત્ન કર્યો હોત તો સારૂં થાત.

શિવકુમાર—ઓ હો! એ તો આપ જાણતા નથી તેથી જ આમ કહો છો. એવા લોકો કંઇ સમજાવવાથી કે ધમકીથી માને એવા નથી હોતા. અને કદાચ ધમકાવવાથી માને, તો એ થોડા જ દિવસને માટે. જ્યાં એને ખાત્રી થઇ કે આ લોકો કંઇ કરે એમ નથી પણ ખાલી ધમકીજ આપે છે, કે તરત જ પાછો એ પોતાનું કામ શરૂ કરવાનો.

રાધાકાન્ત—પણ ગોળથી મરે એને ઝેર શામાટે દેવું જોઇએ?

શિવકુમાર—પણ ગોળથી ન મરે એમ હોય તો?

રાધાકાન્ત—ગોળથી જ મરે. નરમાશ, દયા અને સદ્વ્યવહારથી ગમે તેવા કઠિન હૃદયના માણસનું પણ મન જીતી શકાય છે.

શિવકુમાર—પણ એ સિદ્ધાન્ત રામધન જેવાને લાગૂ ન પડે.

રાધાકાન્ત—લાગૂ કરતાં આવડે તો સહુપર લાગૂ થઇ શકે. લાગૂ ન થઇ શકે એમ લાગતું હોય તોયે યત્ન તો કરવો જ જોઇએ. મારી તો ખાતરી છે કે સેંકડે નેવું ટકા તો લાગૂ થાય જ.

શિવકુમાર—મારા માન્યામાં તો એ નથી આવતું.

રાધાકાન્ત—એ હું બતાવીશ; પરંતુ હમણાં તો રામધનના કુટુંબની ખબર લેવી એ તમારૂં કર્તવ્ય છે.

( ૩ )

બીજે દહાડે શિવકુમારને મળતાં જ પંડિત રાધાકાન્તે પૂછ્યું: "કહો જોઇએ, રામધનના કુટુંબની ખબર લીધી ? તેમની દશા જોઈ ?"

શિવકુમારે માથું નીચું નમાવીને કહ્યું: "હા, જોઈ."

રાધાકાન્ત—કેમ, કેવી દશા છે ?

શિવકુમાર એક લાંબો નિઃશ્વાસ નાખીને બોલ્યા: "શું કહું ? ન કહેવું એ જ સારૂં છે. જો મને આવી ખબર હોત તો હું રામધનને ફસાવવાનો આવો યત્ન ન કરત. રામધનના કુટુંબને અત્યારનું દુઃખ જેટલું અસહ્ય થઇ પડ્યું છે એટલું પેલા ખેડુતોને એ સમયે એમનું દુઃખ અસહ્ય ન હતું. તેનો બાપ રાતદિવસ બેઠો બેઠો રડ્યા કરે છે; સ્ત્રીની દશા પણ વર્ણવી શકાય એમ નથી; નાનાં નાનાં બાળકોના ખાવાનું ઠેકાણું સરખુંયે નથી. જે કંઈ થોડું ઘણું ઘરમાં હતું તે સઘળું મુકદ્દમામાં ખરચાઇ ગયું; ઘરેણાં દંડ ભરવામાં ગયાં; હવે ચાંદીનાં બે ચાર નાનાં ઘરેણાં છે. પરંતુ એ તો સૌભાગ્યનાં આભૂષણ, એટલે સ્ત્રી વેચી કેમ શકે ? પાડોશીને પૂછવાથી જણાયું કે બે દહાડાના ઉપવાસ થયા પછી રામધનની સ્ત્રીએ

પગની ચાંદીની કલ્લીઓ વેચવાની લાચારીથી હા કહી. હાય ! કેટલું કરુણ દૃશ્ય ! બે ચાર નાનાં નાનાં ઘરેણાં છે એ તો ચારેક માસ માંડ ચાલશે. પછી એ બિચારાંઓ ખાશે શું ?"

રાધાકાન્ત—એનુંજ નામ આપની દેશભક્તિ !

શિવકુમાર—શું કહું ભાઈ, મને તો મ્હોં બતાવતાં પણ શરમ આવે છે. પણ એટલું તો ખરૂં કે એમ કર્યાં સિવાય બીજો કોઇ ઉપાય ન હતો.

રાધાકાન્ત—ખેર, એ તો સમય આવ્યે જણાશે. પણ હમણાં એટલું તો ધ્યાન રાખતા રહેજો કે એવો કોઇ કેસ હોય તો મને પૂછવા આવજો.

શિવકુમાર—જરૂર આવીશ. મારે પણ જોવું છે કે આપ કેવી રીતે ઝેરને બદલે ગોળથી મારી શકો છો.

× × × ×

બાબુ શિવકુમારે રાધાકાન્તને એક દહાડો કહ્યું: "બે માસ પહેલાં આપે કહ્યું હતું ને, કે રામધન જેવો કોઈ કેસ હોય તો આપની સલાહ લેવી ?"

રાધાકાન્ત—હા, કહ્યું હતું ખરૂં.

શિવકુમાર—તો એવોજ એક કેસ હાથ આવ્યો છે.

રાધાકાન્ત—શું છે ? કહો જોઉં.

શિવકુમાર—સ્ટેશનપરનો થર્ડ ક્લાસનો ટિકિટમાસ્તર મુસાફરોને બહુ કનેડે છે. જે લોકો કંઇ પાનસોપારીના પૈસા આપે છે તેને તરતજ ટિકિટ કાઢી આપે છે અને નહિ તો ખોટી કરી રાખે છે. કદિ કોઇ કહે છે "રૂપીઓ ખોટો છે; બીજો લાવ. છુટા પૈસા નથી; પરચુરણ લઈ આવ." ત્યાં ઉભા રહેનારા પોલિસ લોકો પણ એની સાથે મળેલા છે. કોઇ મુસાફર ફરિયાદ કરે છે તો

કહે છે કે એમાં અમે શું કરીએ? બાબૂ સાહેબને કંઇ પાનસોપારી આપો તો ટિકિટ મળી જશે. બિચારા મુસાફરો ટ્રેન ચૂકી જવાની બ્હીકે કંઇ ને કંઇ આપીને માંડમાંડ ટિકિટ મેળવે છે.

રાધાકાન્ત—બધા લોકો પાસેથી આમ લાંચ લેવાય છે?

શિવકુમાર—બધા પાસેથી તે કયાંથી લે? કોઈ અભણ ગામડિયા કે ખેડુત પાસેથી લે છે.

રાધાકાન્ત—આપે આ સંબંધે શું પગલાં લેવાનો વિચાર કર્યો છે?

શિવકુમાર—મેં તો કંઈ વિચાર નથી કર્યો. આપજ કંઇ રસ્તો બતાવો.

રાધાકાન્ત—વારૂ, ત્યારે કાલે આપણે ત્યાં જઇશું.

બીજે દિવસે શિવકુમાર અને રાધાકાન્ત સ્ટેશનપર ગયા. જે વાત શિવકુમારે કહી હતી તેજ પ્રમાણેની હાડમારી અજ્ઞાન મુસાફરોને ટિકિટ લેતી વખતે વેઠવી પડતી હતી તે બન્નેના જોવામાં આવ્યું. બન્ને જણાએ એક ઠેકાણે ઉભા રહીને ચૂપચાપ તમાશો જોયા કર્યો. જ્યારે બધા પૅસેન્જરોએ ટિકિટ લઇ લીધી અને ગાડીને આવવાને પાંચેક મિનિટ બાકી રહી ત્યારે રાધાકાન્તે પોતાના નોકરને એક દૂરના સ્ટેશનની ટિકિટ લેવા મોકલ્યો અને પોતે ટિકિટની બારીથી થોડે દૂર ઉભા રહ્યા. નોકરને તો અગાઉથીજ પઢાવી રાખવામાં આવ્યો હતો. તેણે ટિકિટની બારી આગળ જઇને ગભરાતાં ગભરાતાં પેલા સ્ટેશનની ટિકિટ માગી.

ટિકિટમાસ્તરે ગુસ્સે થઇને કહ્યું: "અત્યાર સુધી કયાં ઉંઘી ગયો' તો? ગાડી તે શું તારા બાપની નોકર છે, કે તારે માટે ઉભી રહેશે? જા ટિકિટ નહિ મળે."

નોકરે ખૂબ આજીજી કરીને કહ્યું: "સાહેબ, મારે જરૂરી કામ છે; અને ગાડી નહિ મળે તો હું ગરીબ માણસ માર્યો જઇશ. મહેરબાની કરીને ટિકિટ આપો; ભગવાન આપનું ભલું કરશે."

ટિકિટમાસ્તર—જરૂરી કામ હશે તો બમણું ભાડું આપવું પડશે.

નોકર—બમણું ભાડું ?!

ટિકિટમાસ્તર—હા, બમણું.

નોકરને અગાઉથી શિખવી રાખ્યું હતું તે પ્રમાણે તેણે થોડી ઘણી આનાકાની કરીને છેવટે બમણું ભાડું આપ્યું અને ટિકિટ ખરીદીને રાધાકાન્તને આપી.

રાધાકાન્ત ટિકિટ લઇને બારી આગળ ગયા અને પૂછ્યું: "કેમ, સાહેબ ! આપે આ નોકર પાસેથી બમણું ભાડું કેમ લીધું ?"

ટિકિટમાસ્તર પહેલાં તો ગભરાઇ ગયો, પણ પછી હિંમત રાખીને ઉલટો સામો દમ દઇને બોલ્યો: "બમણું ભાડું કેવું વળી ?"

રાધાકાન્ત—મેં હજુ હમણાંજ મારા નોકરને ટિકિટ લેવા મોકલ્યો હતો; અને તમે બમણું ભાડું લઇને ટિકિટ આપી. ભૂલી જાઓ છો ?"

ટિકિટમાસ્તર—જુઠું; તદ્દન જુઠું.

રાધાકાન્ત—જુઠું ! એમ ?

ટિકિટમાસ્તર—હા, તદ્દન જુઠું. અમે એવું કદિ કરીએજ નહિ. અહીં તો રોજના હજારો મુસાફરો આવે છે. એવું કરવા બેસીએ તો અહીં અમારાથી ટકાયજ નહિ. આપ એક ગૃહસ્થ આદમીની આબરૂપર હાથ નાખો છો. જરા વિચાર કરીને આરોપ મૂકો.

રાધાકાન્ત હસીને બોલ્યા: "તો શું આપે બમણું ભાડું નથી લીધું ?"

ટિકિટમાસ્તર—બિલકુલ નહિ.

રાધાકાન્ત બોલ્યાઃ “ જુઓ; તમે અનેકની પાસેથી વધારે ભાડું યા લાંચ લીધી છે તેમાંના થોડાક પુરાવા ભેગા કરતાં મને અટકાવ નહિ પડે અને માર્યા જશો. કેટલાયે દહાડા થયાં લોકોને છેતર્યા કરો છો એ મારી જાણ બહાર નથી. અને હવે આ કેસ હમણાં જઇને સ્ટેશનમાસ્તર સાહેબ પાસે પુરાવા સહિત રજુ કરૂં છું. સાહેબજી ! ”

આ સાંભળતાં ટિકિટમાસ્તરના તો હોશકોશજ ઉડી ગયા. તે ગભરાતો ગભરાતો બોલ્યો: “સાહેબ, માફ કરો. ફરીથી આવું કદિ...”

રાધાકાન્ત—“ માફ ? હજુ હમણાં તો તમે મને દબડાવતા હતા અને ગુંડો પાડતા હતા; અને હવે માફી માગો છો ? ” ટિકિટમાસ્તર શરમથી માથુંજ ઉચકી ન શક્યો. તે ધીમે સાદે બોલ્યો: “ મારો આટલો ગુન્હો થયો; દયા કરો. હું એકકેય કામનો નહિ રહું. પાયમાલ થઇ જઇશ ને વગર મોતે માર્યો જઇશ. આ એકજ વખત ક્ષમા કરો ! ”

રાધાકાન્ત—પણ તમે તો દરરોજ આમ લાંચ લો છો, તેનું કેમ ?

ટિકિટમાસ્તર—બાબુજી, જે થયું તે થયું. હવે આ જીંદગીમાં ફરીથી કદિ આવું નહિ કરૂં. ક્ષમા...”

રાધાકાન્ત—સાચું કહો છો ? હવેથી કદિ પણ ફરીથી આવું...

ટિકિટમાસ્તર—હું સોગનપૂર્વક કહું છું કે આવું ભવિષ્યમાં કદિપણ કરૂં તો...

રાધાકાન્ત—બસ; તમારા વિશ્વાસપર આ વખતે જવા દઉં છું અને આશા રાખું છું કે તમારા જેવો ગૃહસ્થ પોતે લીધેલા કસમ સદાને માટે પાળશે.

આ પછી રાધાકાન્તે ટિકિટ માસ્તરને ખૂબ શિખામણ આપી. છેવટે તેની સાથે હાથ મિલાવીને બોલ્યાઃ " જુઓ, આ પહેલી અને છેલ્લી વાર તમને એક મિત્ર તરીકે સલાહ આપું છું કે આવું કામ તમારે કદિ કરવું નહિ, અથવા તો તમારી હાજરીમાં બીજાને કરવા દેવું નહિ.

ટિકિટમાસ્તરની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. ગદ્દગદ્દ કંઠે તે બોલ્યોઃ " પ્રભુની સાક્ષીએ..."

રાધાકાન્તે શિવકુમારની સાથે ત્યાંથી ઘર તરફનો રસ્તો લીધો. રસ્તામાં રાધાકાન્તે પૂછ્યુંઃ " કેમ, હવે આપને ખાતરી થઇ ? "

શિવકુમાર—હા, હમણાંની એની વાતપરથી તો જણાય છે કે ભવિષ્યમાં એવું નહિ કરે, પણ એનો ભરોસો શો ?

રાધાકાન્ત—પાછો અચાનક તેને એકવાર સચેત કરી આવીશ.

શિવકુમાર—પણ ત્યાર પછી તે કરે તો ?

રાધાકાન્ત—જે લોકોને પોતાની આબરૂ વહાલી હોય છે તેવાઓને ત્રણ ચાર વાર આમ સચેત કરવામાં આવે તો પછી તેઓ ભવિષ્યમાં એ રસ્તે કદિ નથી જ જતા. જ્યાં લગી મનુષ્યનું પાપ છાનું રહે છે ત્યાં લગી તે નફ્ફટ નથી થતો; પરંતુ જ્યારે તેનું પાપ પ્રકટ થઇ જાય છે અને તે પોતાની આબરૂ ઉંચે મૂકે છે ત્યારે તે નફ્ફટ બની જાય છે અને ત્યારે તે દુનિયાની દરકાર નથી કરતો. અને એ અવસ્થાએ પહોંચ્યા પછી તેને સુધારવો પણ કઠિન થઇ પડે છે. 'રખેને મારૂં પાપ જાહેર થઇ જશે.' એ વિચાર જ મનુષ્યને વધુ પાપ કરતો અટકાવે છે.

શિવકુમાર—હવે મારી ખાતરી થઈ કે આ યુક્તિથી વધારે સફળતા મળી શકે.

# નેતાપણાનો ધંધો.

( 'હિન્દી મનોરંજન' નામક હિન્દી માસિકમાંથી. )

મૂળ લેખકઃ વિશ્વંભરનાથ શર્મા કૌશિક.

( ૧ )

પંડિત ઉમાદત્ત શુકલ જ્યારે લાગલાગટ ત્રણ વાર પ્રિવિયસમાં નાપાસ થયા ત્યારે એમને અભ્યાસ ઉપર એટલી તો ચ્હીડ ચ્હડી કે કૉલેજનું નામ સાંભળતાં પણ એમનો મિજાજ ખસી જતો ! અંતે ભણવાગણવાનું પોતાનાથી ન્હાની ઉમરનાઓને માટે રાખી તેમણે અભ્યાસ છોડી આમતેમ ફરવા માંડયું !

થોડા દહાડા તો આમ શુકલજીએ કૉલેજની કેળવણીને લીધે થાકી જતા મગજને આરામ આપવામાં ગાળ્યા, પરંતુ પછી જ્યારે ઘરવાળાંઓએ નિર્દય થઇને તેમને કનેડીને તેમના આરામમાં વિઘ્ન નાખવા માંડયું અને તેમને કંઇક નોકરી બોકરી કરવાને ટોકવા માંડયા, ત્યારે શુકલજીએ નછુટકે ખિસામાં અરજી નાખીને કચેરીઓનાં બારણાંની મુલાકાત લેવા માંડી. જ્યાં જતા ત્યાં "ખાલી જગ્યા નથી" નો ઉત્તર મળતો અને વ્હીલે મ્હોડે ઘેર પાછા આવતા. એકાદ ઠેકાણે ખાલી જગ્યા હતી અને એ લોકો વીશ રૂપિયે રાખવાને રાજી પણ હતા, પરંતુ શુકલજીને પચાસથી નીચેના

અંક ઉપર એટલી બધી તો મ્હોડ હતી કે એમણે તેમની એ માગણીનો તરતજ અસ્વીકાર કર્યો!

ઘરનાં માણસો અને બીજા સ્નેહી મિત્રો તેમને કહેતા કે "ભાઇ, વીશ તો વીશ! શરૂઆતમાં વીશ પણ શું ખોટા છે? લોકો પહેલાં વીશથી નોકર રહ્યા હતા તે અત્યારે સો સો, દોઢસો દોઢસો રૂપિયા મેળવે છે. જેમ જેમ નોકરી જૂની થતી જશે તેમ તેમ દરજ્જો વધતો જશે. અને વળી તમારી યોગ્યતા પણ શું છે? ફક્ત મૅટ્રિક પાસ થયા છો. મૅટ્રિકવાળાને તો શરૂમાં આથી વધારે પગાર ક્યાંયે મળતો જોયો નથી."

આ સાંભળીને ઉમાદત્તજી રાતાપીળા થઈ જતા અને તોછડાઈથી કર્કશ સ્વરે બોલતા: "ખબરદાર, જો મૅટ્રિકનું નામ લીધું તો. હું તો અંડર ગ્રૅજ્યુએટ છું. મેં ચાર પાંચ વર્ષ સુધી કૉલેજમાં અભ્યાસ કર્યો છે. એમ. એ. અને બી. એ. પાસ કરવાથી શું વળ્યું? યોગ્યતા બીજીજ વસ્તુ છે. ઇશ્વરની કૃપાથી ભલભલા ગ્રૅજ્યુએટાને પણ કાન પકડાવું! આજકાલ તો બધે અંધેર છે, અંધેર. એ ચાર આંગળનું કાગળિયું (સર્ટિફિકેટ) જ લોકો જુએ છે; કોઇ યોગ્યતા તો જોતુંજ નથી. પાસ થવું ન થવું એ તો "ચાન્સ" ની વાત છે. ભલભલા અક્કલવાન નાપાસ થઈ જાય છે અને ગધેડા જેવા હોય તે પાસ થઇ જાય છે. જેવું જેનું ભાગ્ય. નોકરી ન મળવી હોય તો ભલે ન મળે. હું પણ ક્યાં નોકરી કરવાનોજ છું? મને તો નોકરીના નામ ઉપર જ ધિક્કાર છે."

આ સાંભળીને લોકો પૂછતા કે "નોકરી નહિ કરો તો ખાશો શું?" ત્યારે શુક્લજી માથું ખજવાળીને જવાબ આપતા: "હું પણ એજ વિચારમાં પડયો છું ને? જોકે વાત જરા મુશ્કેલીવાળી છે,

પરંતુ ખાતરી રાખજો કે હું કોઇ ઉત્તમજ કામ કરવાનો."

એમાં તો કંઇજ શક ન હતો કે શુકલજીનું મગજ ખાસ્સું ચાલતા સાંચા જેવું હતું! થોડીજ વારમાં સેંકડો વિચાર તેમાં આવી જતા.

એક દિવસ રાત્રે પડયા પડયા શુકલજીના ધ્યાનમાં એ વાત આવી કે આજકાલ સૌથી મોટો અને માનભર્યો ધંધો નેતાપણાનો (લોકોના આગેવાન બની બેસવાનો) છે. ન જોઇએ પાઇની મૂડી કે ન જોઇએ પાઠશાળાની પદ્દી! જરૂર ફક્ત વાતો જ કરવાની! ગળામાં જોર હોય, બૂમાટા મારવા છતાંયે ઘાંટો પણ બેસી ન જાય એવો હોય, મરચુંમીઠું ભભરાવીને વાત કરતાં આવડતી હોય, મહાન આગેવાનોની વિરૂદ્ધમાં વાંધા-મતભેદ-દર્શાવવાની શક્તિ હોય, ગપ હાંકવામાં અને જૂઠું બોલવામાં પણ હુશિયાર હોય, જરૂર પડયે હસી પણ શકે અને રડી પણ શકે એવો પહેલા નંબરનો ઢોંગી હોય અને "મળ્યા તો મીર, ન મળ્યા તો ફકીર" જેવો ઘરબારનો પણ છૂટો હોય તો એના જેવો ધંધો બીજો એકેય નથી!

શુકલજીને ધીરજથી વિચાર કરતાં ઉપરમાંના ઘણાખરા ગુણ પોતાનામાં દેખાયા અને એમાંના જે ગુણોની ખામી હતી તેને ઉત્પન્ન કરવાની પોતાનામાં યોગ્યતા છે એમ પણ લાગ્યું! એકજ વાતે ફક્ત શુકલજી લાયક ન હતા. જો કે હજુ સુધી તો પોતે ઘરમાં તદ્દન બિનઉપયોગી હતા, તો પણ તે ઘરમાંથી સોળેસોળ આના અલગ ન હતા, કારણકે શુકલજીનું અર્ધું અંગ (પત્ની) તેમના એક અલગપણામાં અપૂર્ણતા આણી દેતું! તો પણ ઘણા ઘણા વિચારને અંતે શુકલજીએ નિશ્ચય કર્યો કે અર્ધાંગનાને લીધે કંઇ તેમના નેતાપણામાં ખામી આવી જવાની નથી.

( ૨ )

શુકલજીને પ્રથમથીજ સભા સોસાયટીઓમાં આવજા કરવાનો તો શોખ હતો; પરંતુ હવે તો તેમણે પ્રત્યેક સ્થાનિક સભા, પ્રત્યેક રાજનૈતિક અને રાષ્ટ્રીય સંગઠનના કાર્યમાં ભાગ લેવાના આકરા સોગન ખાઈ લીધા ! કેમકે નેતા થવાનું આ પહેલું પગથિયું ગણાય છે !

હવે શુકલજીએ પોતાનું કાર્ય પૂર જોસથી શરૂ કર્યું. જ્યાં જ્યાં સભા હોય ત્યાં એ પહેલેથી જ આવીને પ્લૅટફૉર્મ પર બેસી જતા અને કોઈના કહ્યા કારવ્યા વિનાજ સભા સંબંધી નાનાં મોટાં કામોમાં દોડધામ કરતા. વ્યાખ્યાનકર્તાને પાણીની જરૂર પડે અને કોઇની પાસે માગે, કે વચ્ચે દોડે શુકલજી ! લોકોએ જોયું કે આ કોઈ નવો રસિયો છે ! લોકો જો જરા વાતોચીતો કરે અથવા સભામાં ગરબડ થાય તો તરતજ શુકલજી વચ્ચે ઉભા થઇને લોકોને ચૂપ કરવા માટે પોતાનું બે ચાર વાકયોનું ભાષણ ભરડી નાખે !

આ પ્રકારે શુકલજીએ કેટલાક દિવસ તો નેતાપણાના "કોર્સ" (અભ્યાસક્રમ) માં ગાળ્યા. થોડાજ દહાડામાં લોકો શુકલજીને ઓળખી ગયા. થોડું થોડું માન પણ લોકોમાં પામવા લાગ્યા. મોટા મોટા લોકો સાથે "વંદેમાતરમ્" થવા માંડયું. સભા કરનારાઓના હૅન્ડ-બિલમાં પણ હવે તેમનું નામ છપાવા લાગ્યું. પોતેજ ખાસ યત્ન કરીને શુકલજી પોતાનું નામ એમાં લખાવતા !

અહીં ઘરનાં માણુસો, શુકલજીના આ સદુદ્યોગની કિંમત સમજ્યા કર્યાં વિના અત્યંત અસંતુષ્ટ રહ્યા કરતાં ! પરંતુ બિચારાં શું કરે ? એક દહાડો તો શુકલજીના પિતા જરા ગુસ્સેથઇને બોલ્યાઃ " જો, ઉમાદત્ત ! તું આમ જીંદગી બરબાદ કરે એ સારૂં નહિ. હું જાણું છું કે તું જે ધંધો લઇને બેઠો તે છે કંઇ ખરાબ નથી, પરંતુ એ

ધંધો તો ત્યારે જ શોભે કે જ્યારે તારા ઉપર મોટીમોટી આશાઓ બાંધી બેઠેલાં અને તારા ઉપર જ જીવનનો–આજીવિકાનો–આધાર રાખનારાંઓને તું સંતુષ્ટ કરે અને તેમનાં ઉદર પોષણનો બંદોબસ્ત કરે. તેમની દરકાર કર્યા વિનાજ તારી ધૂનમાં મચ્યો રહે એ તો બહુજ ખોટું !"

શુકલજી માથું ખજવાળતા બોલ્યા: " આપને કોણે કહ્યું કે એ વાત મારા ધ્યાનમાં નથી ! એમને માટે તો હું આ બધી માથાફોડ કરી રહ્યો છું. જરા મારી આબરૂ જામી જવા દો અને પછી જુઓ કે કેવા આનંદમાં જીવન વીતે છે ! "

પરંતુ પિતાને પુત્રની આ વાત મૂર્ખાઇભરેલી લાગતી હતી. પણ બિચારા કરે શું ? કંઇ એવડા મોટા પુત્રને મારપીટ પણ થાય ! તેથી ચુપચુપ કપાળે હાથ પછાડીને બેસી રહેતા.

અહીં શુકલજી "ધોબીનો કુતરો, નહિ ઘરનો ને નહિ ઘાટનો" એની પેઠે બન્ને બાજુથી ગુમાવતા હતા.

આ પ્રમાણે લગભગ એક વર્ષ વીતી ગયું. હવે તો તેમને ફક્ત જ્યારે ભૂખ લાગતી ત્યારેજ ઘર સાંભરતું ! ભૂખ લાગતી ત્યારે ઘેર જમવા આવતા; અને તેમાંયે વળી જો બહાર ક્યાંક લાગ ફાવી જતો તો ઘેર જવાની પણ જરૂર ન હતી ! ધર્મશાળામાં આવીને મુસાફર પડે એમ ફક્ત રાત્રે આવીને ચૂપચાપ સૂઇ રહેતા; અને તે આવતા એ પણ બહાર ક્યાંયે સૂવાની જગ્યા મળતી ન હતી તે કારણથીજ; નહિતર ઘેર સૂવા આવવાની પણ કંઇ આવશ્યકતા ન હતી !

બહારના આડંબર અને ઢોંગપર મુગ્ધ થઈ જનારા, છતી આંખે આંધળા અને અક્કલના અધૂરા લોકોનો આ જગતમાં ટોટો નથી. આ કારણથી શુકલજીએ પણ શહેરના દેશભક્તોમાં એક સારૂં

સ્થાન પ્રાપ્ત કરી લીધું. શહેરના કેટલાક શ્રીમાનોમાં શુકલજીને માટે સારો વિચાર બેસતો ચાલ્યો. હવે તો શુકલજી બહારની સભાઓ અને સંમેલનોમાં પણ જવા લાગ્યા. કૉન્ગ્રેસને પણ હવે તેઓ પોતાની ચરણરજથી પવિત્ર કરવા લાગ્યા! સારાંશ કે, જેવી રીતે અભ્યાસમાં એ પોતાને અંડર ગ્રેજ્યુએટ માનતા હતા તેમ નેતા-પણામાં પણ એ અંડર ગ્રેજ્યુએટ બની ગયા!

( ૩ )

ધીમે ધીમે શુકલજી પોતાને દેશના મોટા મોટા નેતાઓ સમાનજ ગણવા લાગ્યા. કંઈ પણ કામ ન હોવા છતાં સાધારણ આદમીઓને મળવાની તો તેમને ફુરસદ પણ ન હતી! જ્યારે જુઓ ત્યારે કોઈ રાયસાહેબ અથવા શેઠસાહેબના ઓરડામાં ઘુસીને બેઠા હોય અને વિજળીના પંખાની હવા ખાતા ખાતા આડાં ને અવળાં રાજનૈતિક ગપ્પાં મારતા હોય!

કદાચ કોઈ રાયસાહેબ તેમને પુછતા કે "કેમ શુકલજી! અસહકારના સંબંધમાં આપનો શો અભિપ્રાય છે?"

શુકલજી જરા મ્હોં મલકાવીને જવાબ આપતા: "અરે સાહેબ! અસહકારમાં તે એવું શું છે? પણ હા, એટલું તો ખરૂં કે આવે વખતે એની જરૂર છે ખરી. જો કે કંઈ એવી બહુ જરૂર પણ નથી, પરંતુ ગાંધીજીની આજ્ઞા એટલે પાળવી જોઇએ!"

આ પ્રકારે શુકલજી કદિ પણ સ્પષ્ટ ઉત્તર ન આપતાં બન્ને બાજુથી ઢોલકી વગાડતા! તેમનામાં એક બીજો ગુણ પણ હતો કે જે બાજુએ લોકસમૂદાયનો મત હોય તે બાજુએજ પોતે પણ પોતાનું ટટ્ટુ હાંકતા. જ્યારે એમ જાણતા કે અત્યારે તો લોકોનું વલણ દેશના અમુક નેતાનું બૂરૂં બોલવાની અને ગાળો દેવાની તરફ છે, ત્યારે એ પોતાની વાતોમાં એ નેતાપર ગાળોની એવી તો ઝડી

વરસાવતા કે સાંભળનારા પ્રસન્ન થઈ જતા! જ્યારે એમ જોતા કે લોકો અત્યારે એ નેતાનાં વખાણ સાંભળવાથી ખુશ રહે તેમ છે, ત્યારે તેના વખાણનાં બણગાં ફૂંકવા મંડી પડતા.

શુકલજીની મહેનતથી એક "લીગ" પણ સ્થપાઈ હતી. આ લીગના સિદ્ધાંતોનો પ્રચાર કરવા માટે શુકલજી મહિનાઓના મહિનાઓ સુધી આ ગામથી પેલે ગામ ફરતા અને લીગને પૈસે તાગડધિન્ના કરતા. ઉન્હાળામાં બરફ નાખ્યા વિના તેઓ પાણી પી શકતા નહિ અને શિયાળામાં ચાર વખત ચાહ ન પીએ તો એમને ન્યૂમૉનિયા થઈ જવાની બ્હીક લાગતી! લોકો વાતો કરતા હતા કે બહુજ પરિશ્રમ કરવાથી શુકલજીની તબિયત અત્યંત નાજુક થઇ ગઇ છે અને જરાજરામાં શરદી કે ગરમી થઈ જાય છે! આજકાલ શુકલજી પરિશ્રમ તો ફક્ત એટલો કરતા કે આખો દિવસ ગપ્પાં મારવાં, અહીં તહીં ક્યાંક પત્રવ્યવહાર કરવો, આમતેમ ફરવું અને મહિનામાં બેચાર વારવ્યાખ્યાનઆપવાં! આટલા મહાભારતપરિશ્રમથી શુકલજીનું સ્વાસ્થ્ય બહુ નાજુક બની ગયું હતું! લીગ સ્થાપિત થયા પછી કેટલાક દિવસ બાદ શુકલજીએ પોતાનું જીવન "લીગ" ને અર્પણ કર્યું અને આ રીતે "લીગના" ધનભંડારમાંથી લાભ લેવાના સ્થાયી અધિકારી બની ગયા!

એક દહાડો કોઇ માથાના ફરેલા આદમીએ શુકલજીને પૂછ્યું: "કેમ શુકલજી! આપે તો આપનું જીવન "લીગ"ને સમર્પિત કરી દીધું છે ને?"

શુકલજી હસીને બોલ્યા: "અરે! મારામાં તે એવી શી શક્તિ છે કે હું વળી દાન કરૂં? મારાથી જે બને છે તે સેવા કરૂં છું."

પેલો માણસ બોલ્યો: "પણ જીવનદાન દેવાથી આપને તો લાભજ થયો હો."

શુકલજી જરા ગભરાઈને બોલ્યા: "લાભ કેવો?"

પેલો માણસ બોલ્યો: "લાભ એજ કે હવે ખાસ્સી તરેહથી આરામમાં જીવન ગળાશે. સારાં સારાં કપડાં મળે છે, સારૂં ભોજન મળે છે, ગાડીયોમાં બેસીને ફરવાનું મળે છે. પણ ઘણાખરા માનનીય નેતાઓ તો બહુ સાદું જીવન ગાળે છે. આપ એવું નથી કરતા એનું શું કારણ?"

શુકલજી—અરે! જો એવી રીતે ન રહીએ તો કામ પણ વધારે ન કરી શકીએ. એકાદ અપવાદરૂપ નેતા સાદું સાધુજીવન ગાળતો હોય તે જુદી વાત છે. તમેજ કહોને કે જો હું ઘી દૂધ ન ખાઉં તો પછી કલાકોના કલાકો સુધી વ્યાખ્યાન કેવી રીતે આપી શકું? આપ જાણતાજ હશો કે ભાષણ કરવામાં કેવું લોહીનું પાણી કરી નાખવું પડે છે. જો સારાં અને ચોકખાં કપડાં ન પહેરૂં તો તબિયત બગડી આવે; ગાડીમાં જો ન બેસું તો કામનો આરો જલ્દી ન આવે; જ્યાં દસ મિનિટમાં પહોંચવાનું હોય ત્યાં પહોંચતાં અર્ધો કલાક થાય! હવે આપજ કહોને કે એક નેતાને માટે આટલી ચીજો જરૂરની નથી? એ ચીજો વિના તો નેતા થનારને ઘડી પણ ન ચાલે.

પેલો માણસ–પણ બીજાને તો આપ સરલ અને સાદું જીવન ગાળવાની શીખામણ આપો છો, તેનું કેમ?

શુકલજી–જેને એક નેતા જેટલી મહેનત નથી કરવી પડતી તેણે તો સીધું સાદું જીવનજ ગાળવું જોઇએ, કેમકે તેને કંઈ અધિક આરામની જરૂર નથી. નેતાને પરિશ્રમ વધારે કરવો પડે છે, એ કારણથી તેને આરામ પણ વધારેજ જોઇએ. આપ કદાચ એમ કહેશો કે નેતાને માટે આટલા બધા આરામની જરૂર નથી, પરંતુ આપજ કહોને કે જો કદાચ વધારે પરિશ્રમને પરિણામે નેતા પરલોક સીધાવે તો પછી લોકોને સીધે રસ્તે કોણ ચઢાવે! આપ

પછી બધા ભટકતા ફરે અને પરિણામ એ આવે કે દેશ રસાતળ જાય ! માટે નેતાને જેટલું સુખ—જેટલો આરામ—આપવામાં આવે તેટલો યોગ્યજ છે, કારણકે તે જેટલા દહાડા વધુ જીવશે તેટલો લાભ દેશને વધારેજ થવાનો.

શુકલજીની આ તર્કશક્તિ અને ડાચાબળ આગળ પેલો બિચારો થંડો થઈ ગયો.

( ૪ )

લીગનું કાર્ય કરવાને માટે શુકલજી આજ ત્રણ મહિના થયા બહારગામ ફરી રહ્યા છે એટલામાં તેમને તાર મળ્યો કે તેમના પિતા ગુજરી ગયા ! શુકલજીએ બહુજ શોક પ્રકટ કર્યો અને તાર દ્વારા જવાબ આપ્યો કે: "મને ઘણુંજ દુઃખ થાય છે, પરંતુ હું આવી શકીશ નહિ. કામ ઘણું હોવાને લીધે જરાપણ અવકાશ નથી.'

તે દહાડાથી શુકલજી ઉપર લોકોની શ્રદ્ધા વધતી ગઇ લોકોએ વિચાર્યું: "શુકલજી કેટલા કર્તવ્યપરાયણ છે ! કર્તવ્યની આગળ પિતાના મૃત્યુની પણ દરકાર ન કરી ! તેમની ઉત્તરક્રિયા કરવા પણ ન ગયા. આવા કર્તવ્યપરાયણ સેવકો જાગે તો ભારતનો ઉદ્ધાર સત્વર થાય ! "

પિતાના મૃત્યુ પછી એક મહિને શુકલજી ઘેર આવ્યા. માતા આગળ જઇને ઉભા રહ્યા ત્યારે માતાએ તો આકાશ પાતાળ એક કરી નાખ્યાં અને રોતી રોતી બોલી: "અભાગિયા ! દૂર થા મારી નજર આગળથી ! હું તારૂં મ્હોડું જોવા નથી માગતી. આવા દીકરા કરતાં તો હું વાંઝણી રહી હોત તો સારૂં હતું. બાપની ક્રિયા સરખી યે કરવા ન આવ્યો ! તું જન્મ્યો એવોજ શા માટે ન મરી ગયો ! તેં અમને જેવું દુઃખ દીધું છે એવું ઈશ્વર કરે ને તારાં છોકરાં તને આપે ! તારે રોમે રોમ કોઢ નીકળશે! "

આમ ડોશીએ તો કંઈ સેંકડો વચનો સંભળાવ્યાં. માતા ગમે તેટલા અપશબ્દો કહે તેની શુકલજીને બહુ ઓછી દરકાર હતી, પરંતુ તે બૂમો પાડી પાડીને બોલતી તેથી તેઓ બહુજ બ્હીતા હતા; કારણકે મહોલ્લાવાળા એવું સાંભળે તો તેમનું આખું નેતાપણુંજ તૂટી જાય!

વૃદ્ધા માતાને પોતાના દેશભક્ત અને નેતા પુત્રના મ્હેરા તરફજ એટલો તિરસ્કાર થયો કે પોતે એ ગામ છોડીને બીજે ગામ પોતાના નાના ભાઈ પાસે જઈને રહી અને જીંદગી સુધી કદિ પણ છોકરાનું મ્હોં ન જોવાની પ્રતિજ્ઞા લીધી.

પરંતુ શુકલજીએ એ બાબતની જરા પણ દરકાર ન કરી. તે તો પોતે એજ ગામમાં પોતાની પત્ની સહિત રહીને દેશોદ્ધારને માટે નિત્ય નવી નવી યુક્તિઓ વિચારવા લાગ્યા!

આ પ્રકારે, બીજા કોઇ પણ ઉપયોગમાં આવવા લાયક ન હોવા છતાં પણ શુકલજી નેતાપણાના ધંધા માટે તો સંપૂર્ણ યોગ્ય ઠર્યા!!



# નોકરી નોકરીમાં ફેર.

('પ્રેમપૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી.)
મૂળ લેખકઃ શ્રીયુત પ્રેમચન્દ.

( ૧ )

ચંદ્રશંકર મહેતાજી એક પ્રાથમિક શાળામાં શિક્ષક હતા. તે સદાયે પશ્ચાત્તાપ કર્યા કરતા કે આ જંજાળમાં ક્યાં ફસાયો. બીજા કોઇ ખાતામાં હોત તો આજે ચાર પૈસા હાથમાં હોત અને આરામથી બાકીનું જીવન ગુજારત. અહીં તો આખો મહિનો બગલાની પેઠે ઉંચી ડોક કરી તાકીને બેસીએ છીએ ત્યારે માંડ માંડ પંદર રૂપરડી હાથમાં આવે છે. અને તે પણ આવે કે તરતજ ગેબ ! નહિ ખાવાનું સુખ કે નહિ પહેરવાનું સુખ. આના કરતાં તો મજુરી સારી !

મહેતાજીની પડોશમાં બે ગૃહસ્થો રહેતા હતા. તેમાંના એક ઠાકોર અજીતસિંહ ત્યાંના થાણામાં કૉન્સ્ટેબલની જગ્યાએ નોકર હતા અને બીજા પંડયા વૈજનાથ રેવન્યુ ઑફિસમાં શિરસ્તેદાર હતા. આ બન્ને જણના પગાર પંડિતજીના કરતાં વધારે ન હોવા છતાં પણ તેઓ આનંદથી જીવન ગુજારતા. સ્હાંજે જ્યારે તેઓ નોકરીપરથી ઘેર આવતા ત્યારે બાળકોને માટે કાંઇપણ સારૂં ખાવાનું કે રમકડું

લાવતા. બન્નેના ઘરમાં ખુરશી, ટેબલ, પલંગ, જમીનપર સારી શેતરંજી ઇત્યાદિ સામાન હતો. ઠાકોરસાહેબ તો સાંજે આવીને આરામ ખુરશીપર લેટતા અને ખુશબોદાર હોકો ગડગડાવતા. વૈજનાથને તો દારૂનો રંગ પણ લાગ્યો હતો ! તે સાંજે કામપરથી આવી તરતજ પોતાના શોભાયમાન ઓરડામાં આરામથી બેસી લહેરમાં દારૂની બાટલી ખલાસ કરતા અને જરા નિશો આવે એટલે હારમોનિયમ વગાડતા. આખા મહોલ્લામાં તેમનો રૂઆબ હતો. એ બન્ને ગૃહસ્થો બજારને રસ્તે આવતા જતા ત્યારે બજારમાંના વેપારીઓ નમી નમીને સલામ કરતા. વળી તેમને માટે બજારમાં ભાવ પણ ખાસ જુદોજ હતો. ચાર પૈસે શેરની ચીજ તેમને ત્રણ પૈસે મળતી; અને છાણાં બળતણ તો મફતજ !

ચંદ્રશંકર મહેતાજી તેમનો આ ઠાઠમાઠ જોઇને મનમાં ખીજાતા અને પોતાના ભાગ્યને દોષ દેતા. “ અરે ! આ બન્ને જણા એટલું પણ નથી જાણતા કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વીની આસપાસ ! વળી સાધારણ પહાડો, નદીઓ ઇત્યાદિનું જ્ઞાન પણ તેમને નથી અને તોપણ તેઓ આવો વૈભવ ભોગવે છે ! ” આ બન્ને ગૃહસ્થો મહેતાજી ઉપર બહુ કૃપા રાખતા. કોઇ કોઇ વખતે શેર અચ્છેર દૂધ કે શાકપાંદડું તેઓ મહેતાજીને ત્યાં પણ મોકલતા. પરંતુ એના બદલામાં મહેતાજીને ઠાકોરના બે અને પંડયાજીના ત્રણ છોકરાઓની સંભાળ રાખવી પડતી ! ઠાકોર સાહેબ કહેતા: “ અરે મહેતાજી ! આ છોકરો આખો દહાડો રમ રમ કર્યા કરે છે. જરા એની ખબર લેતા રહેજો !” પંડયાજી કહેતા: “આ છોકરા હવે તો વંઠી જવા બેઠા. મહેતાજી ! જરા એમનું ધ્યાન રાખતા રહેજો !” જાણે કે મહેતાજી તેમના ગુલામ ન હોય, એમ આ વાતો ખાસ અનુગ્રહથી તેમને કહેવામાં આવતી. મહેતાજીને તેમની આ વર્ત-

બહુ અસહ્ય લાગતી, પરંતુ તે આ લોકોને નારાજ કરવાની હિંમત કરી શકતા ન હતા; અને વળી વખતે વખતે દૂધ, દહીં, શાક પાંદડું કે ચટણી અથાણું મળતાં રહેતાં ! એટલુંજ નહિ પણ તેમની ઓળખાણને લીધે બજારમાંથી ચીજો પણ સસ્તી લાવતા. આ કારણથી બિચારા મહેતાજી એ અનીતિ વિષના ઘુંટડા પેઠે જીવ કઠણ કરીને પી જતા ! આ દુર્દશામાંથી બહાર નીકળવાના તેમણે બહુ બહુ પ્રયત્નો કર્યા હતા. કંઇક અરજીઓ લખી, અમલદારોની ખુશામદ કરી, પરંતુ તેમની આશા પૂરી ન થઇ. આખરે હારીને બેઠા. મહેતાજી કદિ પણ પોતાના કામમાં ખામી આવવા દેતા નહિ. બરોબર વખતસર નિશાળે જતા. નિશાળે બીજા બધા કરતાં વધારે સમય રોકાતા અને છોકરાઓને ધ્યાન દઇને ભણાવતા. તેમના ઉપરીઓ આથી તેમનાપર ખુશ ખુશ રહેતા. વરસ દહાડે કંઇક ઇનામ આપતા અને પગાર વધવાનો હોય ત્યારે મહેતાજીને માટે ખાસ ધ્યાન રાખતા. પણ આ ખાતામાં પગારનો વધારો ક્વચિતજ થતો ! ગામના લોકો પણ નિશાળના ખાતાથી બહુ સંતુષ્ટ હતા. છોકરાઓની સંખ્યા પણ વધતી જતી હતી. નિશાળના છોકરાઓ પણ મહેતાજી ઉપર એટલો પ્રેમ રાખતા કે તેમને માટે જાન આપવાને પણ તૈયાર હતા. કોઇ તેમના ઘરનું પાણી ભરતો, કોઇ તેમની બકરી માટે ચારો લઇ આવતો અને બીજા પણ ઘણાં પરચુરણ કામ કરતા.

( ૨ )

એકવાર શ્રાવણ મહિનામાં વૈજનાથ અને ઠાકોર અજીતસિંહે નાસિકની યાત્રાએ જવાનો વિચાર કર્યો. યાત્રા જરા લાંબી હોવાથી અઠવાડિયા પહેલાંથી તૈયારીઓની ધમાલ થવા લાગી. વરસાદના દિવસ હતા તેથી કુટુંબકબિલા સહિત જવાનું મુશ્કેલ હતું; પણ

ઘરની સ્ત્રીઓ માનતી ન હતી. આખરે થાકીને બન્ને જણાએ એક એક અઠવાડિયાની રજા લીધી અને યાત્રાએ જવા ઉપડયા. મહેતાજીને પણ એ લોકોએ સાથે લેવાનું ઠરાવ્યું, કારણકે લાંબી મુસાફરી અને મેળાનો વખત; એટલે એકાદ ફાલતુ માણસ સાથે હોય તો સારૂં. મહેતાજી મોટા ગુંચવાડામાં પડયા; પણ જ્યારે પેલા લોકોએ તેમનું જતાંઆવતાંનું સઘળું ખર્ચ માથે લેવાનું કબૂલ કર્યું ત્યારે તેઓ ના ન પાડી શકયા; અને વળી નાસિકની સિંહસ્થની યાત્રાનો સુઅવસર હાથ આવ્યો તે જવા દેવાનું પણ મન ન થયું.

તેમના ગામથી રાતે એક વાગ્યે ગાડી ઉપડતી હતી. આ લોકો ખાઇ પીને સ્ટેશને આવીને બેઠા. ગાડી આવતાંજ ચારે તરફ કોલાહલ, ભીડ અને બૂમરાણ મચી રહ્યું, કારણકે સેંકડો યાત્રાળુઓ જવાના હતા. ઉતાવળમાં પંડયાજી આગળ નીકળી ગયા. મહેતાજી અને ઠાકોર સાહેબ એક ડબ્બામાં જઇને માંડ માંડ બેઠા.

ડબાઓમાં ભીડ પુષ્કળ હતી, પણ જે ખાનામાં મહેતાજી અને ઠાકોર સાહેબ હતા તેમાં ફક્ત ચારજ માણસ હતા, અને એ ચારે જણ સૂઇ રહ્યા હતા. ઠાકોર સાહેબે જગ્યા મેળવવા માટે તેમાંના એક જણને ધમકાવીને કહ્યું: "અરે એઇ ! ઉઠ ! બેઠો થા ! અમે ઉભા છીએ તે જોતો નથી ?"

પેલાએ સૂતાં સૂતાંજ જવાબ આપ્યો: "કેમ ઉઠું ભાઇ ! અહીં કંઇ તમારૂં નામ લખ્યું છે ?"

ઠાકોર—કેમ ? અમે ભાડું નથી આપ્યું ?

મુસાફર—તો જેને ભાડું આપ્યું હોય એને જઇને કહો !

ઠાકોર—જરા સંભાળીને વાત કર; આ ખાનામાં દસ માણસને બેસવાનો હુકમ છે.

મુસાફર—ઠાકોર સાહેબ ! અહીં કંઈ થાણું નથી ! જરા અહીં સંભાળીને હુકમ ચલાવો.

ઠાકોર—આપ કોણ છો !

મુસાફર—હું ? કેમ ન ઓળખ્યો ? આપે જેનાઉપર આરોપ મૂકીને પચીસ રૂપીઆની લાંચ લીધી હતી તે !

ઠાકોર—( શરમાઇને ) હા, હા, ઓળખ્યો. પરંતુ મેં એ વખતે તારાપર મહેરબાની કરીને જવા દીધો હતો તે યાદ છે ને ? ફરિયાદી મંડાવી કામ ચલાવ્યું હોત તો નાહક માર્યો જાત !

મુસાફર—અને તેથીજ મેં પણ તમને મહેરબાની કરીને અહીં ડબામાં પેસવા દઇને ઉભા રહેવા દીધા. નહિતર એક ધક્કો મારત તો બહાર ગબડી પડત અને લાકડાંપાસિગાં રંગાઇ જાત !

એટલામાં પાસે સુતેલો બીજો મુસાફર જોરથી ખડખડાટ હસીને બોલ્યો: "કેમ દારોગા સાહેબ ? મને કેમ ન ઉઠાડ્યો ?"

ઠાકોર સાહેબ તો ક્રોધથી રાતાપીળા થઇ ગયા ! વિચાર કર્યો કે જો આ વખતે થાણામાં હોત તો આ કુતરાની જીભજ ખેંચી લેત, પણ અહીં શું થાય ? પેલો હતો બળવાન અને પોતે તથા મહેતાજી બન્ને દૂબળા પાતળા હતા !

ઠાકોર—પેલી પેટી જરા નીચે મૂકી દો એટલે જગ્યા થઇ જાય.

પેલો બીજો મુસાફર બોલ્યો: "ત્યારે આપ પોતેજ જરા નીચે બેસી જાઓને; એમાં કાંઇ નીચા બાપના નથી થઇ જવાના. અહીં કંઇ થાણું ઓછુંજ છે કે આપના દોર દમામમાં ખામી આવી જવાની હતી !"

ઠાકોરે તેની સામે ધ્યાનથી તાકીને પૂછ્યું: "કેમ ભાઇ, તારે પણ મારી સાથે દુસ્મનાવટ છે કે શું ?"

બીજો મુસાફર—હા જી, હું તો આપના લોહીનો તરસ્યોજ છું !

ઠાકોર—મેં તારૂં શું બગાડ્યું છે ? હું તો તને ઓળખતોએ નથી.

બીજો મુસાફર—આપ મને નહિ ઓળખતા હો, પણ આપનો પેલો ડંડો મને જરૂર ઓળખતો હશે ! કાલના મેળામાં આપે મારાં હાડકાં પાંસળાં રંગી નાખ્યાં છે. હું એક ઠેકાણે ઉભો ઉભો છાનો-માનો તમાશો જોતો હતો, એટલામાં આપે આવીને મારૂં કચુંબરજ કરી નાખ્યું ! હું એ વખતે તો ચૂપ રહ્યો પણ હૃદયપર ઘા બરોબર વાગ્યો હતો; આજે એની દવા મળશે.

આટલું કહીને એ પણ લાંબા પગ કરીને ક્રોધપૂર્ણ લાલચોળ આંખે ઠાકોર સાહેબ તરફ ઘુરકવા લાગ્યો. મહેતાજી તો આ મામલો જોઇને આભાજ બની ગયા હતા ! તે બ્હીતા હતા કે રખેને મારા-મારી થાય ! વખત ઓળખીને તેમણે ઠાકોર સાહેબને સમજાવ્યા. જ્યારે ત્રીજું સ્ટેશન આવ્યું ત્યારે ઠાકોર સાહેબે બાળબચ્ચાંને ઉતા-રીને બીજા ડબ્બામાં બેસાડયાં. આ બન્ને માણસોએ તેમનો સામાન પણ ઉપાડી ઉપાડીને ફેંકી દીધો અને જેવા ઠાકોર સાહેબ નીચે ઉતરવા ગયા કે એક એવો તો ધક્કો માર્યો કે એ બિચારા ધબ દઇને પ્લૅટફૉર્મપર ગબડયા ! ઠાકોર સાહેબ ક્રોધમાં ઉઠીને ગાર્ડને કહેવા દોડયા, ત્યાં એન્જિને સીટી મારી, એટલે ચૂપચૂપ દોડીને ડબામાં બેસી ગયા !

( ૩ )

બીજી બાજુએ વૈજનાથની વળી એથીએ ખરાબ દશા હતી. આખી રાત તેમને જાગતાંજ કહાડવી પડી. પગ લાંબા કરવાની પણ જગ્યા ન હતી. આજે પણ તેમણે ખીસામાં દારૂની બાટલી સાથે લઇ લીધી હતી. દરેક સ્ટેશને એન્જિન જેમ કોયલા અને પાણી લે છે તેમ એ પણ છાંટો પાણી લઇ લેતા ! પરિણામ એ આવ્યું કે પાચનક્રિયામાં એકાએક બિગાડ થયો. એકાદ વાર ઉલટી થઇ અને પેટમાં આંકડી આવવા લાગી. બિચારા બહુજ મુશીબતમાં આવી

પડ્યા. મનમાં તો ઘણુંયે ઇચ્છયું કે જરાવાર સૂઈ જવાય તો સારૂં, પણ ડબ્બામાં તો પગ લાંબો કરવાનીયે જગ્યા ન હતી. સુરત સુધી તો તેમણે ગમે તેમ કરીને વેઠયું, પણ પછી તો વ્યાકુળ થઇ ગયા. એક સ્ટેશન આવ્યું ત્યાં ઉતરી પડ્યા. ઉભા રહેવાની તો શક્તિ જ ન હતી, તેથી પ્લૅટફૉર્મ પરજ સૂઈ ગયા! બિચારી તેમની સ્ત્રી પણ ગભરાઈ અને બાળબચ્ચાં સાથે ઉતરી પડી! ગાંસડા પોટલાં ઉતાર્યાં પણ ઉતાવળમાં પેટી ઉતારવી રહી ગઇ અને ગાડી ઉપડી! ઠાકોર અજીતસિંહ પણ પોતાના સાથીની આ દશા જોઈ ઉતરી પડ્યા. તે સમજી ગયા કે હજુર આજે જરા છાંટા પાણીની લહેરમાં આવી ગયા લાગે છે! જોયું તો પંડયાજીની તબિયત બહુજ ખરાબ થઈ ગઇ હતી. તાવ ચ્હડયો હતો, પેટમાં શૂળ આવતું હતું, નસો તણાતી હતી તથા ઝાડા અને ઉલટી ઉપરાઉપરી થતાં હતાં. બહુ પંચાત થઇ પડી. સ્ટેશનમાસ્તરે આ દશા જોઇને હુકમ કર્યો કે હમણાં તો રોગીને લઇને બહાર નીકળો. ગભરાઇને એ લોકોએ પંડયાજીને સ્ટેશનની બહાર લઈ જઇ એક ઝાડ તળે સૂવડાવ્યા. તેમની પત્ની રોવા લાગી. વૈદ્ય કે ડૉક્ટરની તપાસ કરવામાં આવી તો માલૂમ પડયું કે જિલ્લાબૉર્ડ તરફથી એ ગામમાં એક નાની સરખી ઇસ્પિતાલ ખોલવામાં આવી છે ખરી. આ સાંભળીને એ લોકોના જીવમાં જીવ આવ્યો! કોઇના તરફથી એમ પણ ખબર પડી કે ડૉક્ટર સાહેબ પણ તેમના પોતાના જ ગામના હતા. ઠાકોર સાહેબ દોડ્યા દોડ્યા ઇસ્પિતાલે ગયા અને સઘળી હકીકત કહી સંભળાવીને વિનતિ કરી કે આપ જરા તસ્દી લઇને ત્યાં આવીને જુઓ તો મહેરબાની થાય.

ડૉક્ટરનું નામ ચંદુલાલ હતું. એ હતા તો એક સાધારણ કમ્પાઉન્ડર, પણ લોકો માનથી તેમને ડૉક્ટર સાહેબ કહી બોલાવતા.

સઘળી હકીકત સાંભળીને કરડાકી અને દમામમાં તે બોલ્યા: "સવા-રના પહોરમાં ઇસ્પિતાલ છોડીને બહાર જવાનો મને હુકમ નથી."

ઠાકોર—તો અમે દરદીને અહીં લાવીએ ?

ચંદુલાલ—આપની મરજી હોય તો લઈ આવો.

ઠાકોર સાહેબે આમતેમ દોડધામ કરીને મહા મુશ્કેલીએ એક ડોળીનો બંદોબસ્ત કર્યો અને પંડ્યાજીને એમાં નાખીને દવાખાને લાવ્યા. જેવો દવાખાનાની પરસાળમાં પગ મૂક્યો કે ડૉક્ટર સાહેબ ગર્જના કરી બોલી ઉઠયા: "વિસૂચિકા (કૉલેરા) ના દરદીને દવાખાનાની ઉપર લાવવાની મનાઈ છે!"

પંડ્યાજી અચેત હતા, પરંતુ ડૉક્ટરની ગર્જના સાંભળીને તેમણે અવાજ ઓળખ્યો અને ધીમેથી બોલ્યા: "આ તો આપણા ગામના છે. અરે! એમનું નામ પણ કંઇક સારૂં છે. રોજ અમારી કચેરીમાં આવતા હતા." પછી ડૉક્ટર તરફ ફરીને બોલ્યા: "કેમ સાહેબ, મને ઓળખો છો ?"

ચંદુલાલ—જી હા, બહુજ સારી રીતે!

પંડ્યાજી—ઓળખો છો છતાં આટલી બધી મરજી કેમ! મારો જીવ નીકળી જાય છે! જરા મહેરબાની કરીને જુઓ તો ખરા, કે મને શું દરદ થયું છે.

ચંદુલાલ—એ બધુંયે હું જોઇ આપીશ અને દવા પણ આપીશ; મારૂં કામ પણ એજ છે. પણ ફી ક્યાં ?

પંડ્યાજી—અરે સાહેબ, સાર્વજનિક ઇસ્પિતાલમાં વળી ફી કેવી ?

ચંદુલાલ—કેવી તે વળી આપે રેવન્યુ કચેરીમાં મારી પાસેથી મફતની લીધી હતી તેવી!

પંડ્યાજી—આપ શું કહો છો ? હું તો કંઇ સમજી શકતો નથી.

ચંદુલાલ—અજાણ્યા બની જાઓ છો ? ભૂલી ગયા ? મારા

ઘરબાર આપનાજ ગામમાં છે; અને ત્યાં મારી થોડી ઘણી જમીન પણ છે. વરસમાં બેવાર એની ખબર કહાડવા મારે આવવું પડે છે. જ્યારે મહેસુલ ભરવા રેવન્યુ કચેરીમાં આવું છું ત્યારે આપ નામદારજ મારી પાસેથી મારી હોકીને પાનસોપારી લો છો ને ! ન આપું તો સાંજ સુધી ટલ્લા ખવડાવી હેરાન કરો ! એ તો એમજ તો ! સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો યે વારો આવેજ ! આજે ફીના રૂપિયા દસ લાવો તો દરદ તપાસીને દવા આપું; નહિતર આ રહ્યો સીધો રસ્તો !

પંડયાજી—દસ રૂપિયા ! !

ચંદુલાલ—હા જી; અને અહીં રોકાવા ઇચ્છતા હો તો રોજના દસ રૂપિયા બીજા !

પંડયાજી તો આકુળવ્યાકુળ થઇ ગયા. ઠાકોર સાહેબ પણ ગભરાઈ ગયા. પંડયાજીએ સ્ત્રી પાસે રૂપિયા માગ્યા ત્યારે એને પેટી યાદ આવી ! હવે એને સાંભર્યું કે એ તો ઉતાવળમાં ગાડીમાંજ રહી ગઇ હતી ! તેણે તો છાતી અને માથું પીટવા માંડયું. ઠાકોર સાહેબ પાસે પણ બહુ રૂપિયાની જોગવાઇ ન હતી. ગમે તેમ કરીને દસ રૂપિયા કહાડીને ડૅાકટરને આપ્યા. ડૅાકટરે દવા આપી. આખો દિવસ દવા લીધી પણ કંઇ ફાયદો થયો જણાયો નહિ. રાત્રે જરાક તબિયત સુધરી. બીજે દહાડે પણ દવાની જરૂર જણાઇ. પંડયાજીની સ્ત્રીનું એક ઘરેણું, જે આશરે વીશ રૂપિયાથી ઓછી કિંમતનું ન હતું, તે બજારમાં વેચ્યું ત્યારે કામ ઉકલ્યું. સાંજ સુધીમાં પંડયાજીને કંઇક આરામ થયો. રાત્રે ગાડીમાં બેસીને નાસિક તરફ રવાના થયા. મનમાં ને મનમાં ચંદુલાલને ગાળો તો ખૂબ દીધી, પણ કરે શું ? એ સિવાય બીજું કંઇ બને એમ ન હતું !

નાસિક પહોંચ્યા પછી ઉતારાની શોધ કરી. યાત્રાળુઓની

એટલી ગિરદી હતી કે ગોર લોકોને ઘેર જગ્યા ન હતી. ઘેરેઘેર થોકબંધ માણસો ઉતર્યા હતાં. આખું ગામ ખૂંદી વળ્યા પણ ક્યાંયે ઠેકાણું પડ્યું નહિ. આખરે એવો ઠરાવ કર્યો કે એકાદ ઝાડ નીચે પડાવ નાખવો. પરંતુ ઝાડ પણ એકેય ખાલી ન હતું. જ્યાં જાય ત્યાં ઝાડ નીચે યાત્રાળુઓ પડ્યા હતા ! હવે તો ખુલ્લા મેદાનમાં પડ્યા વિના છૂટકો ન હતો. એક સ્વચ્છ સ્થાન જોઇને ત્યાં પાથરણાં પાથરીને બેઠા. એટલામાં વાદળાં ચ્હડી આવ્યાં અને વરસાદના છાંટા પડવા માંડયા. વિજળી ચમકવા લાગી; ગર્જનાથી કાનના પડદા બ્હેરા થઇ ગયા; બ્હીકથી બાળકો રોવા લાગ્યાં અને સ્ત્રીઓ થરથર ધ્રૂજવા તથા બ્હીવા લાગી. પણ જાય ક્યાં !

અકસ્માત એક માણસ નદી તરફથી હાથમાં ફાનસ લઇને આવતો જણાયો. તે નજીક આવ્યો એટલે મહેતાજીએ તેને જોયો. તેનો ચ્હેરો કંઇક ઓળખીતો લાગ્યો, પણ એને ક્યાં જોયો હતો તે યાદ ન આવ્યું. આખરે સાહસ કરીને પાસે જઇને પૂછ્યું: "ભાઈ, અહીં ક્યાંય યાત્રાળુઓને ઉતરવાની જગ્યા મળશે ?" પેલો માણસ ઉભો રહીને મહેતાજી સામે ધ્યાનથી જોવા લાગ્યો અને થોડીક વારે બોલ્યો: "આપ ચંદ્રશંકર માસ્તર તો નહિ ?"

મહેતાજી ખૂશ થઇ બોલ્યા: "હા ભાઇ, હુંજ. પણ આપ મને ક્યાંથી ઓળખો ?"

પેલા માણસે આદરપૂર્વક મહેતાજીનો ચરણસ્પર્શ કર્યો અને બોલ્યો: "હું આપનો જૂનો શિષ્ય છું. મારૂં નામ કૃપાશંકર. મારા પિતાજી થોડા મહિના આપના ગામમાં ટપાલમાસ્તર હતા તે સમયે હું આપની સેવામાં અભ્યાસ કરતો હતો."

મહેતાજીને એ સઘળી આગલી વાતો યાદ આવી અને બોલી

ઉઠયા: "ઓહો ! તમે કૃપાશંકર ? એ વખતે તો તમે દુબળા પાતળા લાગતા. પણ એ વાતને તો આઠ નવ વર્ષ થયાં હશે, નહિ ?"

કૃપાશંકર—હા જી, આ નવમું વર્ષ ચાલે છે. હું ત્યાંથી આવીને મૅટ્રિક પાસ થયો. હમણાં અહીં મ્યૂનિસિપાલિટિમાં નોકર છું. આપ છો તો ખુશી આનંદમાં ને ? મારૂં અહોભાગ્ય કે આટલે સમયે આપનાં દર્શન થયાં !

મહેતાજી—મને પણ તમને જોઇને બહુ આનન્દ થયો. તમારા પિતાજી હાલ અહીંજ છે કે ?

કૃપાશંકર—ના જી, એ તો ગુજરી ગયા. મારાં માજી અહીં છે; પણ આપ અહીં કયારના આવ્યા છો ?

મહેતાજી—હજી આજેજ આવ્યા. ગોરને ઘેર જગ્યા ન મળી એટલે છેવટે લાચારીથી અહીંજ હવે રાત ગાળવી પડશે.

કૃપાશંકર—બાળબચ્ચાં પણ સાથે છે કે શું ?

મહેતાજી—ના, હું તો એકલોજ છું. પણ મારી સાથે આ કૉન્સ્ટેબલ સાહેબ અને શિરસ્તેદાર સાહેબ છે તેમનાં બાળબચ્ચાં સાથે છે.

કૃપાશંકર—કુલ કેટલાંક માણસો હશે ?

મહેતાજી—છીએ તો દસેક માણસ, પણ થોડીક જગ્યા મળશે તો ચલાવી લઇશું.

કૃપાશંકર—થોડીક શા માટે ? બહુયે જગ્યા છે. મારૂં એક મોટું મકાન આખું ખાલી પડયું છે, ત્યાં નિરાંતે રહેજો. મારૂં અહોભાગ્ય કે આપની સેવા કરવાનો અવસર મળ્યો.

કૃપાશંકરે બે ત્રણ મજૂર બોલાવ્યા અને બધો સરસામાન ઉપડાવીને સઘળાંને પોતાને ઘેર લઇ ગયો. ઘર પણ ચોકખું છીંકા આવે એવું હતું. નોકરે ઝપાઝપ ખાટલા બિછાવી દીધા; ઘરમાં રસોઇ

થવા માંડી; કૃપાશંકર એક સેવકના માફક તેમની સઘળા પ્રકારની સગવડ માટે દોડધામ કરવા લાગ્યો. આનંદથી તેનો ચ્હેરો પ્રફુલ્લ બની ગયો હતો. તેના વિનય અને નમ્રતાને લીધે સઘળાં ખૂશ ખૂશ થઇ ગયાં હતાં.

બીજાં બધાં તો ખાઇપીને ઉંઘવા મંડયાં, પણ મહેતાજીને ઉંઘ ન આવી. તેને આ યાત્રામાં બનેલા બનાવો ઉપર વિચાર થવા માંડયા. રેલગાડીની ધમાલ અને હાલાકી તથા દવાખાનામાં ભોગવવી પડેલી મુશ્કેલીઓની આગળ આ કૃપાશંકરની સહૃદયતા તેને ઉજ્જવલ જણાવા લાગી.

મહેતાજી આજેજ શિક્ષક થવાનું ગૌરવ સમજ્યા; આજેજ તેમને એ પદની મહત્તા ખુલ્લી રીતે સમજાઇ.

ત્રણ દિવસ સુધી એ લોકો નાસિકમાં રહ્યા. તેમને કોઇપણ જાતની મુસ્કેલી એ દરમ્યાન ન પડી. કૃપાશંકરે તેમની સાથે જઇને તેમને દરેક ધામનાં નિરાંતે દર્શન કરાવ્યાં.

ત્રીજે દિવસે જ્યારે સહુ જવા ઉપડયા ત્યારે તે સ્ટેશન સુધી વળાવવા આવ્યો. જ્યારે ગાડી ઉપડવાની તૈયારી થઇ અને સીટી વાગી ત્યારે મહેતાજીના ચરણનો સ્પર્શ કરી સજળ નેત્રે તે બોલ્યો: "કોઇકોઇવાર સેવકને યાદ કરતા રહેજો."

મહેતાજી ઘેર પહોંચ્યા ત્યારે તેમના સ્વભાવમાં મોટો ફેરફાર થઇ ગયો; અને એ પછી તેમણે બીજા કોઇ ખાતામાં નોકરી શોધવાનો યત્ન કર્યો નહિ.



# સોનાનો સિંહ.

( 'મંજરી' નામક હિન્દી પુસ્તકમાંથી. )

મૂળ લેખકઃ પ્રભાતકુમાર મુકર્જી.

( ૧ )

ઘણા દહાડાની આ વાત છે. એ સમયે વકીલાતની પરીક્ષામાં પાસ થઇને મેં અલીપુર નગરમાં વકીલાત શરૂ કરી હતી. શરૂ તો કરી દીધી, પણ અસીલ મળવા બહુ મુશ્કેલ હતા. બાર-લાયબ્રેરીમાં બેસીને બીજા નવીન વકીલો સાથે વિધવિધ પ્રકારની વાતો કરી કરીને હું તો નિરુત્સાહ થઇ ગયો. છ મહિના લગી આમ ચાલ્યું. પછી તો મેં વિચાર કર્યો કે બંગાળા છોડીને ક્યાંક પશ્ચિમમાં જાઉં, પણ ક્યાં-ક્યા શહેરમાં જાઉં ? ડિરેકટરીનું પુસ્તક ઉઘાડીને પશ્ચિમનાં અનેક શહેરમાંની વકીલોની સંખ્યા જોવા લાગ્યો. શોધતાં શોધતાં જણાયું કે બિહારમાં સાસારામ નામનો એક જિલ્લો છે. ત્યાં એક પણ બંગાળી વકીલ નથી અને વળી ત્યાં બીજો કોઇ બંગાળી પણ રહેતો નથી. પણ ત્યાં જવામાં મુશ્કેલીઓ બહુ છે. પહેલો તો એ કે ત્યાં રેલ્વે નથી. આરા સ્ટેશને ઉતરી એક્કામાં બેસીને ત્યાં જવું પડે છે:

અને એક્કો પણ ત્રણ ચાર દહાડે પહોંચે છે. આ સ્થાન મને તો પૃથ્વી બહારનું–સાક્ષાત કૈલાસ જેવું જણાવા લાગ્યું ! મેં વિચાર્યું કે ત્યાં જવાથી મારી વકીલાત જામી જશે. સાધારણરીતેજ પશ્ચિમ તરફના લોકોમાં એવી શ્રદ્ધા પેસી ગઇ હોય છે કે બંગાળી લોકો બહુ વિદ્વાન, બુદ્ધિમાન અને ચતુર હોય છે. વળી ત્યાં બંગાળીઓની ખાતરબરદાશ પણ સારી થાય છે. આવો વિચાર કરીને છેવટે હું સાસારામ જઇ પહોંચ્યો અને ત્યાં વકીલાત શરૂ કરી.

સાસારામમાં ફક્ત એકજ વકીલ હતો. તે માત્ર ઉર્દુજ ભણ્યો હતો. તેનું નામ મુન્શી જ્વાલાપ્રસાદ હતું. આખા જિલ્લામાં તેઓજ મુખ્ય વકીલ ગણાતા હતા. મને ત્યાં અડંગો લગાવતો જોઇને મુન્શી જ્વાલાપ્રસાદ છેડાયા. તે લોકોને મ્હોડે કહેવા લાગ્યા: "અરે એ તો હજુ બાળક છે, બાળક ! કાયદાનાં કામ એ તે શું જાણતો હતો !" પહેલાજ એક મુકદ્દમામાં હું તેમના વિરુદ્ધ પક્ષનો વકીલ થયો. મુકદ્દમાને છેલ્લે દહાડે મારો પક્ષ સબળ કરવા માટે હું કાયદાનાં મોટાં મોટાં પુસ્તકો મારી સાથે લઇને કૉર્ટમાં ગયો. આ મારો મોટો ગંભીર અપરાધ થઈ ગયો ! મુન્શી જ્વાલાપ્રસાદ તો કોઇપણ કાયદાના પુસ્તકની મદદ લેવાનું નાપસંદ કરતા હતા, કારણકે તે અંગ્રેજીનો એક આંકડો સરખોયે જાણતા ન હતા. મારાં પુસ્તકો જોઇને તો તે ઉભા ને ઉભા સળગીજ ગયા ! ખુલ્લી અદાલતમાં જજ સાહેબને સંબોધીને તે બોલ્યા: "હજૂર, આ તમાશો તો જુઓ ! કલકત્તાથી આ દાઢીમૂછ વિનાના વકીલ સાહેબ આવ્યા છે ! અને દલીલો તથા પુરાવા માટે ગાંસડી બાંધીને પુસ્તકો સાથે લાવ્યા છે ! જાણે આપ નામદાર કંઈ ભણ્યાજ ન હો, એમ આપને કાયદા શીખવવા આવ્યા છે !"

જજ સાહેબે મ્હોં મલકાવીને મુન્શીજીને બેસી જવાનો ઇશારો કર્યો.

ધીરે ધીરે મને જ્વાલાપ્રસાદની મારા ઉપરની આ ઈર્ષ્યાનું કારણ જણાયું. તેનો મોટો પુત્ર પટણા કૉલેજમાં કાયદાનો અભ્યાસ કરવા ગયો હતો; અને તે પાસ થઇ આવીને આખા સાસારામ પરગણામાં એકલોજ અંગ્રેજી વકીલ તરીકે સન્માન મેળવે એવી મુન્શીજીની પ્રબળ ઇચ્છા હતી. તેમની આ ઇચ્છાપર મારા ત્યાં જવાથી પાણી ફરી વળ્યું. આ કારણથી મુન્શી જ્વાલાપ્રસાદ મારા-પર ચીડાય તેમાં કંઇ નવાઇ ન હતી.

( ૨ )

થોડાજ દહાડામાં મારી વકીલાત ઝળકી ઉઠી. હું કલકત્તે જઇને મારી સ્ત્રીને પણ સાસારામમાં તેડી લાવ્યો. મારૂં મકાન સડક ઉપરજ આવેલું હતું. મકાન બે મજલાનું હતું અને ઉપરના મજલાના ઓરડામાં ચકની આડે બેસીને કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી આ નવા સ્થાનના રંગઢંગ, વાતચિત, પહેરવેશ, રીતરિવાજ ઇત્યાદિ જોવા-સાંભળવામાં મારી સ્ત્રીને બહુ ગમ્મત આવતી. એક દિવસ સડકપર કેટલાક બાળકો નાચતાં કૂદતાં, તાળીઓ વગાડતાં તથા નીચલું ગીત ગાતાં ગાતાં નીકળ્યાં:—

બંગાળીની દીકરી,
કલકત્તામાં તો વેચે છે તમાકુ ને ટીકડી—

મારી સ્ત્રી એ વખતે તે પરગણાના લોકોની ભાષા જાણતી ન હતી, તેથી તેણે મને પૂછ્યું: " આ છોકરાંઓ નાચતાં નાચતાં શું ગાય છે ? "

મ્હેં મલકાવીને મશ્કરીમાં મેં જવાબ આપ્યો: " એ છોકરાં કહે છે તેનો અર્થ એવો થાય છે કે હે બંગાળીની છોકરી ! અમારા દેશમાં આવીને તું જાણે મોટી નવાબજાદી બની ગઇ છો અને બે મજલાના મકાનપર ચકની આડે પગપર પગ ચડાવીને બેઠી બેઠી પાન • ચાવી

રહી છો, પણ અમે તો સાંભળ્યું છે કે કલકત્તામાં તો તું તમાકુ ને ટીકડીઓ વેચતી હતી ! ”

આ સાંભળતાંજ મારી સ્ત્રી બોલી ઉઠી: “ બાપરે ! આ છોકરી તો બહુ તોફાની લાગે છે. ”

ઉન્હાળાની રજામાં મુન્શી જ્વાલાપ્રસાદનો પુત્ર પટણાથી ઘેર આવ્યો. શહેરમાં અંગ્રેજી ભણેલા લોકો ઘણાજ થોડા હોવાથી તેની સાથે મારે એકદમ મિત્રાચારી થઇ ગઇ. તેનું નામ સુંદરલાલ હતું. હું તેના પિતાનો હરીફ હતો, છતાં પણ તે મારાપર સ્નેહ રાખતો તથા હમેશાં મારે ત્યાં આવતો. કોઇકોઈ વખત અમે બન્ને જણ સાથેજ ફરવા જતા. આ દેશના પારસીઓની પેઠે બંગાળામાં બંગાળી લોકોમાં સાહેબલોક બની જવાની અભિલાષા જેમ વધુ જોવામાં આવે છે, તેવીજ રીતે સુંદરલાલમાં બંગાળી બનીને આ દેશમાં ફરવાની અભિલાષા પ્રબળ હતી. તેથી તે હમેશાં ઉઘાડે માથેજ ફરતો, બંગાળી ફૅશનથી ધોતીઉં પહેરતો અને બંગાળીઓનો માફક વાળ ઓળતો તથા ખભે ખેસ નાખતો. કૉલેજમાં બંગાળી વિદ્યાર્થીઓના સહવાસથી બંગાળી ભાષામાં વાતચિત કરવાનો અભ્યાસ રાખવાથી તે ભાગી-તૂટી બંગાળી ભાષા પણ બોલી શકતો. કોઇ કોઇવાર તેના બાપથી છાનો તે રાત્રે મારે ઘેર જમી પણ લેતો !

સુંદરલાલ બહુજ ભલો અને સરળ હૃદયનો યુવક હતો. હું પણ થોડાજ દિવસમાં તેના તરફ સ્નેહભરી દૃષ્ટિએ જોવા લાગ્યો. ઉમરમાં પણ તે મારા કરતાં પાંચ છ વર્ષ ન્હાનો હતો. ધીરે ધીરે મને માલુમ પડ્યું કે તેનામાં અંગ્રેજી વિદ્યા દાખલ થવા સાથે તેના વિચાર પણ અંગ્રેજી બની જવા લાગ્યા હતા. જૂના રિવાજ પ્રમાણે પિતાએ પસંદ કરેલી કન્યા સાથે લગ્ન કરવાના વિચારને તે ન હતો. તે કહેતો કે મારા પિતા આ કારણથી મારાપર બહુ નારાજ રહ્યા કરે છે.

વળી થોડા વધારે દિવસ વીતી ગયા અને અમારી મિત્રતા ઘાટી જામતી ગઇ. એક ચાંદની રાત્રે અમે બન્ને જમુના નદી કિનારે ટહેલતા હતા ત્યારે સુંદરલાલે મને જણાવ્યું કે તેને એક કન્યા સાથે પ્રેમ બંધાયો હતો અને તે એને ખરા હૃદયથી ચાહતો હતો!

એ સાંભળીને મને બહુજ આશ્ચર્ય થયું. હું જાણતો હતો કે ભિન્નભિન્ન નવલકથા અને નાટકો વાંચીવાંચીને બંગાળી યુવકોમાં આ વ્યાધિ ઉત્પન્ન થયો છે.

મેં પૂછ્યું: "એ છોકરીનું નામ શું છે?"

સુંદરલાલ—પન્ના.

મેં ફરીથી પૂછ્યું: "કેટલીક મોટી છે?"

સુંદરલાલે જવાબ આપ્યો: "હશે આશરે ચૌદેક વર્ષની."

મેં વિચાર્યું કે આ તો મોટો કિસ્સો બની ગયો છે! મેં ફરીથી પૂછ્યું: "એ રહે છે ક્યાં?"

સુંદરલાલ—અમારા ગામમાં.

હું જાણતો હતો કે મુન્શી જ્વાલાપ્રસાદનું ઘર સાસારામ જિલ્લાથી છ માઇલ દૂર આવેલા પટોલી નામના ગામમાં હતું. મેં પણ મશ્કરી કરીને પ્રેમથી કહ્યું: "આજ કારણથી આપ નામદાર કદાચ વારંવાર ઘેર જાઓ છો!"

સુંદરલાલ બોલ્યો: "વારંવાર ક્યાં જાઉં છું? અહીં આવ્યા પછી તો એકવાર ગયો હતો; અને ત્યારપછી એક વાર હમણાં ગયો હતો. પહેલી વખતે ફક્ત નજરે જોવાનીજ તક મળી હતી; વાતચિત નહોતી થઇ શકી. તેથી હમણાં બીજી વાર ગયો હતો."

મેં હસીને કહ્યું: "તો પછી અહીં રહ્યો રહ્યો નાહક શા માટે વિયોગથી કળવળો છો? મારા જેવો હોય તો તો આખી રાત એજ ગામમાં જઇને ગાળે!"

સુંદરલાલે કહ્યું: "ઇચ્છા તો ઘણીયે છે પણ જો ત્યાં જઇને રહું તો પછી વારંવાર તેને જોવાની, મળવાની તથા તેની સાથે વાતચિત કરવાની તકો હું ખોળતો ફરૂં. કારણકે ત્યાં રહું તો પછી મારાથી ગુપચુપ બેસી તો ન જ રહી શકાય. અને આમ જો લાગ-લાગટ બન્યા કરે તો થોડાજ દહાડામાં આખા ગામમાં લોકોને ખબર પડી જાય અને હો હો થઇ જાય! તેથીજ હું મન મારીને અહીં બેસી રહ્યો છું. નહિતર, હું જેને ખરા હૃદયથી ચાહું છું તેને શું આમ રખડતી મૂકીને હું અહીં......"

સુંદરલાલથી આગળ ન બોલી શકાયું. હું તેના મનના ભાવ સમજી ગયો. હજુ લગી તો હું સુંદરલાલની આ વાતને સાધારણ દિલ્લગીનો પ્રસંગ સમજીને મશ્કરી કરતો હતો, પણ તેની ઉપલી વાત સાંભળીને મારા એ ભાવ બદલાઇ ગયા.

મશ્કરી છોડીને મેં ગંભીર થઇને પૂછ્યું: "એ કોની છોકરી છે?"

સુંદરલાલ—અમારા ગામમાં અયોધ્યાનાથ નામના એક બરડા ઠાકોર છે. પહેલાં તો એ લશ્કરમાં સુબેદારની નોકરીપર હતા. હમણાં તે બેઠા બેઠા પેન્શન ખાય છે. પન્ના તેની પુત્રી છે.

મેં પૂછ્યું: "અયોધ્યાનાથ શું તમારી જાતિનાજ છે?"

સુંદરલાલ—હા, અમે પણ ઠાકોરજ છીએ. મારા પિતાજી વકીલાત કરે છે તેથીજ લોકો તેમને મુન્શીજી કહીને બોલાવે છે.

હું બોલ્યો: "તો પછી હવે મુશ્કેલી શું છે? તમે આ વાત તમારા પિતાને કહી જોઇ?"

સુંદરલાલ—એમને એક બીજા માણસ જોડે એ વિષે મેં આડકતરી રીતે કહેવડાવી જોયું હતું. અયોધ્યાનાથ તો પોતાની પુત્રીનાં લગ્ન મારી સાથે કરી દેવામાં રાજીજ છે; પરંતુ તેમના કુળમાં કંઇક કલંક હોવાને લીધે ન્યાતજાત અને સમાજના ભયથી

મારા પિતાજીએ એ સંબંધ બાંધવાની નાખૂશી બતાવી. તે છોકરીના વિવાહ કરવા બીજી પણ કેટલીક જગ્યોએ તે લોકોએ વાતચિત કરી જોઇ, પણ પેલા કલંકને લીધે કોઈ પણ એની સાથે સંબંધ બાંધવા રાજી નથી. આમ ન હોય તો તો અમારી ન્યાતમાં ૧૪-૧૫ વર્ષની કન્યા અત્યાર સુધી કુંવારી રહીજ શકે કેમ ?

આ સાંભળીને મારૂં મન ઉદાસ થઈ ગયું. મેં વિચાર્યું કે આ તો એક નવલકથા જેવું લાગે છે ! પરંતુ નવલકથામાં તો ગ્રંથકર્તાની કૃપાદષ્ટિથી વાર્તાનાં નાયક અને નાયિકાનું સુખસંમિલન કથાને અંતે કોઇ ને કોઈ રીતે થઇ જ જાય છે ! આ બન્ને પ્રેમીઓને પણ વિધાતા એમ નહિ મેળવી દે ?

આ પછી સુંદરલાલે બીજી યે ઘણી વાતો કરી. તે સઘળી વાતો તેની પ્રિયતમાને લગતીજ હતી. સુંદરલાલે એમ પણ જણાવી દીધું કે તેના પ્રેમનો સઘળો વેગ એ તરફજ છે. તે બાલિકા તો કદાચ આ વાતમાં સારૂં ખોટું કંઇ સમજતીજ નથી. પ્રેમ શું ચીજ છે તે સમજવા જેટલી પણ તેની સ્થિતિ ન હતી; અને સુંદરલાલને પણ હજુ લગી એવો યોગ મળ્યો ન હતો કે તે પોતાનો પ્રેમ તેની આગળ પ્રકટ કરે !

( ૩ )

આ બનાવ પછી બે મહિના વીતી ગયા. મારી વકીલાત પૂર જોસમાં ચાલી રહી હતી. લોકોમાં પણ મારાં માનઆબરૂ સારાં જામી ગયાં હતાં. હવે તો દરેક મોટા મુકદ્દમામાં ગમે તે એક પક્ષ તરફ તો હું નિશ્ચય હોઉંજ. સુંદરલાલ પણ અભ્યાસને માટે પટણા પાછો ગયો હતો.

સુંદરલાલ ગામમાં હતો તે દરમ્યાન હું તેની સાથે કેટલીકવાર તેને ગામ જઈ આવ્યો હતો. સુબેદાર અયોધ્યાનાથને મળી આવ્યો

હતો અને મારા મિત્રની મનોહારિણી પ્રિયતમાને પણ દૂરથી જોઇ આવ્યો હતો. કન્યા બેશક સુંદર હતી. તેનાપર આફરીન થઇ જવામાં સુંદરલાલનો કંઇજ વાંક ન હતો!

પહેલવહેલો જે દહાડે હું સુંદરલાલને ગામ જઇને ઘેર આવ્યો તે દહાડે સૌથી પહેલો મારી સ્ત્રીએ મને આ પ્રશ્ન પૂછ્યો કે "કેમ પન્નાને જોઇ આવ્યા?" મારા મિત્રની સઘળી હકીકત મેં પહેલેથીજ મારી સ્ત્રીને જણાવી દીધી હતી.

મેં કહ્યું: "હા, પન્નાને પણ જોઈ!"

મારી સ્ત્રીએ પૂછ્યું: "કેમ, રૂપે રંગે કેવી છે?"

જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે કોઈ પણ સ્ત્રી ગમે તેવી-રંભા કે ઉર્વશી સરખી રૂપવતી-હોય તો પણ તમારી સ્ત્રી આગળ કદિપણ તેના રૂપ ગુણની પ્રશંસા ન કરતા! અને જો કદાચ ભુલેચૂકે પણ વખાણ કર્યા તો તમારાપર આફતજ આવી સમજજો! હું આ જાણતો હોવાથી મેં સાવચેતીથીજ વાત આગળ ચલાવીને કહ્યું: "દેખાવમાં કંઇ ખરાબ નથી."

મારી સ્ત્રી બોલી: "ખરાબ નહિ હોય એ તો જાણ્યું, પણ ખુલાસો તો કરો! દેખાવમાં, રૂપે, રંગે કેવી છે? આંખો કેવી છે; ચ્હેરો કેવો છે?"

આ આફતમાંથી બચવાના વિચારથી બહુજ ટુંકામાં મેં ઉત્તર વાળ્યો: "એ બધી વાતે સારી છે."

મેં જોયું કે આ સાધારણ ઉત્તરથી મારી પત્નીના મનને સંપૂર્ણ સંતોષ ન થયો. તેણે ફરીથી પૂછ્યું: "બહુજ સુંદર છે?"

પહેલાંની માફકજ મેં સાવચેતી રાખીને ઉત્તર આપ્યો: "મને તે એમાં શી ખબર પડે? સૌન્દર્ય પારખવાની મારામાં એટલી બધી શક્તિ નથી."

મારી સ્ત્રી હસીને બોલીઃ "ઓ–હો–હો ! વાતો તો જુઓ, કેવી કરે છે ? જાણે નાના બાળક હોય નહિ, તેમ સૌન્દર્ય પારખવાની શક્તિજ નથી! વારૂ, એક બીજી વાત પૂછું. તમે જો સુંદરલાલની જગ્યાએ હોત તો તેને પ્યાર કરત કે નહિ ?"

જરા મઝા કરવાના ઉદ્દેશથી મેં પૂછયુંઃ "કોને પ્યાર કરત ? તને ?"

શ્રીમતી ગૃહિણી દેવી એકદમ નારાજ થઇને બોલી ઉઠયાંઃ "જાઓ જાઓ; તમે તો આવી ને આવી વાતો કરો છો ! હું તો કહું છું કે પન્નાને—પન્નાને."

હું બોલ્યોઃ "હું સુંદરલાલ હોત તો ને ?"

મારી સ્ત્રી બોલીઃ "હા, હા, હા; મારૂં તો માથું દુઃખવા આવ્યું ! આટલી નાની સરખી વાત નથી સમજી શકતા ? કોણ જાણે કોણે આટલી બધી પરીક્ષાઓમાં પાસ કરી દીધા !"

જ્યારે આવા આવા પ્રશ્નો થાય ત્યારે શું જવાબ આપવો તેનો ખુલાસો જ્ઞાની પુરુષોએ કયાંયે લખ્યો ન હતો ! જીવ કઠણ કરીને મેં કહ્યુંઃ "હા, જો હું સુંદરલાલ હોત તો–તો કદાચ પ્યાર કરત !"

બસ ! હવે શું કહેવું ? જાણે દારૂના ઢગલામાં અગ્નિનો તણખો પડયો ! મહા મુશીબતે રીસાયેલાં રાણીને મનાવ્યાં. માનલીલા ઉપરાંત શ્રીમતી દેવીએ પન્નાના માતા, પિતા, સગાં, વહાલાં ઇત્યાદિના સંબંધમાં અનેક પ્રશ્નો પૂછયા. તે બધાયેના હું સંતોષજનક ઉત્તર આપી શકયો. "સુબેદાર બહુજ ભલા આદમી છે. એ કન્યાજ એમનું જીવનસર્વસ્વ છે. એ તો એમજ કહે છે કે હમણાંજ જો ઇચ્છું તો પુત્રીના વિવાહ કરી નાખું; પણ એ આંખોની કીકીને બીજાને સોંપીને પોતે કેમ દીવસ વીતાવી શકશે ? આખી જીંદગી એમણે લશ્કરમાં જ ગાળી છે અને મુશ્કેલીઓ વેઠી છે. એ પોતાની લશ્કરની

નોકરીની પણ કેટલીક રસમય વાતો કહે છે." ઇત્યાદિ ઇત્યાદિ ઘણી વાતો મેં મારી સ્ત્રીને કહી સંભળાવી.

* * * *

અષાડ માસ બેસી ગયો હતો. રાતનો સમય હતો અને હું ગાઢ નિદ્રામાં પડયો હતો. એટલામાં કોઈના બોલાવવાનો શબ્દ સાંભળીને હું જાગી ઉઠયો. કાન માંડીને સાંભળ્યું તો બારણા આગળથી કોઇનો અવાજ આવ્યો: "બંગાળી બાબૂ! એ બંગાળી બાબૂ!"

મારૂં ખરૂં નામ આ જીલ્લામાં ઘણા થોડાજ લોકો જાણે છે. ઘણુંખરૂં તો હું "બંગાળી બાબૂ" કે "બંગાળી વકીલ" ના નામથીજ ઓળખાઉં છું.

ફરીથી અવાજ આવ્યો: "બંગાળી બાબૂ! એ બાબૂજી!"

"કોણ છે?" કહીને હું પથારીમાં બેઠો થયો.

જવાબ મળ્યો: "જરા બહાર આવો તો."

મારી સ્ત્રી પણ જાગી ઉઠી. તે ગભરાઇને બોલી: "મને લાગે છે કે કંઈ ખરાબ સમાચારનો તાર આવ્યો છે. એ વિના આટલી રાત્રે કોણ ઉઠાડે?"

ફાનસ સળગાવી સ્લીપર પહેરી હું બહાર આવ્યો. ચાંદની રાત હતી પણ આકાશમાં કયાંક કયાંક વાદળાંઓ હોવાથી ચાંદની બરાબર ખીલી ન હતી. તાડનાં ઝાડનાં પાંદડાંઓને સતાવતો પવન સુસવાટા કરી રહ્યો હતો.

બારણું ઉઘાડીને મેં જોયું તો કોઇ અજાણ્યો માણસ ઉભો હતો. મેં પૂછયું: "કેમ? તમે કોણ છો?"

તે બોલ્યો: "એક અસીલ છું."

મેં પૂછયું: "તો આટલી રાત્રે કેમ આવ્યા?"

તે બોલ્યો: "એક વૃદ્ધ પુરુષ મૃત્યુશય્યાપર પડયા છે અને તે પોતાનું વસિયતનામું લખાવવા ચાહે છે. હમણાં-હાલ તુરતમાં જ આપને ત્યાં આવવાની જરૂર છે; નહિતર સવાર સુધીમાં તો તેના જીવવાનો સંભવ નથી."

મેં પૂછયું: "કેટલેક દૂર છે?"

તે—બહુ દૂર નથી; અહીંથી બે ત્રણ ગાઉ દૂર હશે.

હું—કેવી રીતે જઇશું?

તે—હું સાથે ઘોડો લાવ્યો છું.

હું—ફી લાવ્યા છો?

તે—હા, લાવ્યો છું. કેટલા રૂપિયા આપું?

હું બોલ્યો: "આ રાતને સમયે સો રૂપિયાથી ઓછું નહિ પડે."

"લો." આટલું કહીને પોતાના ખિસાને છેડેથી સો રૂપિયાની નોટો છોડીને તે માણસે મારા હાથમાં મૂકી.

તેને થોડી વાર રોકાવાનું કહીને હું ઘરમાં કપડાં પહેરવા ગયો. પેટીમાં નોટોનું બંડલ મૂકતાં મૂકતાં મને અલિપૂરના દિવસો યાદ આવ્યા. તે પણ દિવસો હતા અને આ પણ દિવસોજ છે. એ વખતે આખો દહાડો કચેરીમાં અડંગો લગાવીને બેસતો તોયે અસીલનાં દર્શન નહોતાં થતાં, અને અહીં અર્ધી રાતે અસીલ પોતે મારે ઘેર આવી બારણાં ખખડાવે છે અને મ્હોંમાગી દક્ષિણા આપી 'દંડવત્' કરે છે.

મારી સ્ત્રીને હિંમત આપી, નોકરોને ઉઠાડીને હું તૈયાર થઇને બહાર આવ્યો. ઘોડાપર ચડતાં ચડતાં મેં પેલા માણસને પૂછયું: "એ બુઢ્ઢા માણસ કોણ છે?"

તેણે કહ્યું: "સુબેદાર અયોધ્યાનાથ!"

"હેં! સુબેદારજી? એ મૃત્યુશય્યાપર છે?!" આટલું બોલીને

દુઃખની લાગણીથી હું ચૂપ થઈ ગયો. અરે ! એમને મ્હોડેથી લડાઈની વાતો સાંભળી આવ્યાને હજી મને પંદર દહાડા પણ નથી થયા !

એક કલાકની મુસાફરી પછી હું તે જાણીતા ગામમાં દાખલ થયો.

સુબેદારે મને કહ્યું: "આવી ગયા ? આવો, બેસો; હું તો હવે તમારી સર્વની પાસેથી સદાને માટે રજા માગું છું."

હું બોલ્યો: "ના, ના, સુબેદારજી ! આપ આવું ન બોલો. આપને આરામ થઈ જશે."

મારી વાતો સાંભળીને સુબેદારના મ્હોંપર એક ક્ષીણ હાસ્યની રેખા ઝળકી. તે બોલ્યા: "જેવી રામજીની ઇચ્છા ! તેની ઈચ્છા હશે તેમ થશે ! પણ અત્યારે તો મારૂં એક કામ કરો. આટલી મોડી રાતે આપને તસ્દી આપી છે તે માટે ક્ષમા કરજો."

મેં પૂછ્યું: "બોલો, શું કામ છે ?"

સુબેદાર બોલ્યા: "આપ જાણો છો કે મારે એકકેય સંતાન નથી. ફક્ત એક પુત્ર હતો; પણ તે તો એક વીર ક્ષત્રિયપુત્રની પેઠે યુદ્ધસ્થળમાં માર્યો ગયો. રામજીની ઇચ્છા ! એ પુત્રની હવે એક નાની પુત્રી રહી છે. તેને મારી નજર આગળ ને નજર આગળ રાખીને જ મેં મારા ઘડપણના દિવસો ગાળ્યા છે. એ સિવાય મારો એક ભત્રીજો પંજાબમાં નોકર છે. મારી જે કંઇ સ્થાવર–જંગમ મિલ્કત છે તે સઘળી હું એ ભત્રીજા અને આ પૌત્રી વચ્ચે સરખે ભાગે વહેંચવા ઈચ્છું છું. આપ કૃપા કરીને આ મતલબનું એક વસિયતનામું ઘડી આપો. મારી પાસે સોનાનો ઢાળેલો એક સિંહ છે. હું લશ્કરમાં નોકર હતો તે દરમ્યાન જ્યારે બ્રહ્મદેશમાં લડાઈમાં ગયો હતો ત્યારે ત્યાંના રાજાના મહેલમાંથી એ લૂટી લાવ્યો હતો. તે સિંહ વજનમાં ત્રીસ રતલથી પણ વધારે તોલનો છે. એની કિંમત આશરે પચાસ હજાર રૂપિયા હશે. જે માણસ મારી પૌત્રી સાથે

એમ કરશે તેને એ સિંહ પહેરામણીમાં આપવાનો મારો ઇરાદો છે. મારા ઘરની લોઢાની પેટીમાં મેં એ સંતાડી રાખ્યો હતો. આજ દિવસ સુધી એ બાબતની કોઇને પણ ખબર ન હતી. જો એ વાત ફૂટી જાત તો ચોર કે લૂટારાઓ આવીને એ લૂટી જાત. એ સિવાય એ લોઢાની પેટીમાં એક હજાર રૂપિયા રોકડા પણ છે. એ રૂપિયા પણ મારી પૌત્રીના નામપર લખવાનો મારો ઇરાદો છે. અને મારૂં આ ઘર, આ સઘળી જાગીર, બાગ, વાડી અને બીજી જે કંઇ મિલકત છે તે મારા ભત્રીજાના નામપર લખવાની ઇચ્છા છે."

વૃદ્ધ સુબેદારે આટલી વાત ધીરે ધીરે અટકી અટકીને કહી. હું પણ એ સઘળાની નોંધ લેતો ગયો. વસિયતનામાના કાગળનો હાંસિયો વાળતો વાળતો હું બોલ્યોઃ "આપના આ વિલના ટ્રસ્ટી કોને નીમવા ચાહો છો?"

વૃદ્ધે કહ્યું: "અરે! એ મૂળ વાત તો હું ભૂલી જ ગયો! એના ટ્રસ્ટી તરીકે આપને નીમવાની મારી ઇચ્છા છે. વિલમાં એ પણ લખો કે આપની–ટ્રસ્ટીની–પસંદગી મુજબના માણસ સાથે જો બન્નાનાં લગ્ન કરવામાં આવે તો જ એ સોનાનો સિંહ તેને મળે. આપ સુંદરલાલના મિત્ર છો. કેમ આપને આમાં કંઇ વાંધો છે?"

મેં કહ્યું: "બિલકુલ નહિ! હું આ કામ ઘણીજ ખુશીથી મારા માથાપર લઉં છું."

હું સુંદરલાલનો મિત્ર છું એ વાતનો વિશેષ રૂપમાં ઉલ્લેખ કરીને વૃદ્ધે મારો અભિપ્રાય માગ્યો. તેનો ઉદ્દેશ મારાથી છુપો ન રહ્યો.

વસિયતનામું લખાઈ ગયું. વૃદ્ધે તેનાપર સહી કરી. સાક્ષીઓની પણ સહી લેવામાં આવી.

વૃદ્ધે કહ્યું: "વસયતનામું આપની પાસેજ રાખો અને મારી લોઢાની પેટીની આ કુંચી પણ આપ રાખો. આપનું કુટુંબ અહીં છે નેજ"

મેં કહ્યું: " જી હા. "

વૃદ્ધે આગળ ચલાવ્યું: " તો, હું જ્યારે મરી જાઉં ત્યારે પન્નાને આપને ઘેર લઇ જજો અને જ્યાં લગી તેનું લગ્ન ન થાય ત્યાં લગી આપની પાસેજ રાખજો. પન્ના એની પોતાની મેળે રાંધીને જમી લેશે. આપને બહુ તકલિફ નહિ પડે. "

મેં કહ્યું: " મારે ઘેર આજ દેશનો એક બ્રાહ્મણ નોકર છે. પન્નાને હાથે રાંધવું નહિ પડે. " આટલું કહીને હું ઉઠ્યો અને વૃદ્ધને કહ્યું: " હવે રજા લઉં છું. ઇશ્વર કરશે તો આપને અવશ્ય આરામ થઇ જશે. "

વૃદ્ધે ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: " જેવી રામજીની મરજી ! પન્નાને આપના હાથમાં સોંપીને હું તો હવે નિશ્ચિંત થઈ ગયો. પન્નાનું જેમાં હિત થાય એવુંજ આપ આચરજો. "

સુબેદારની રજા લઇ હું વિદાય થયો. આ પછી સુબેદાર એકજ દિવસ જીવ્યા.

(૪)

એક મહિનો બીજો વીતી ગયો. સુબેદારની ઉત્તરક્રિયા સઘળી ખલાસ થઇ. પન્નાને હું મારે ઘેર લઇ આવ્યો અને મારી સ્ત્રીને સોંપી. તેના ઘરમાંની સિંહ અને રૂપિયા વાળી પેલી લોખંડની પેટી પણ હું મારે ઘેરજ લાવ્યો.

પહેલા થોડાક દહાડા તો પન્ના દાદાના શોકમાં બહુ વિહ્‌વળ રહી; પરંતુ મારી સ્ત્રીના પ્રેમપૂર્ણ વ્યવહાર અને આદરસત્કારથી ધીમે ધીમે તેનું દુઃખ વિસરાવા લાગ્યું.

એક દિવસ રવિવાર હતો. સવારે ઉઠીને હું ચ્હા પી રહ્યો હતો એટલામાં નોકરે આવીને મને ખબર આપ્યા કે મુન્શી જ્વાલાપ્રસાદ મને મળવા માગે છે. કહેવાની જરૂર નથી કે મુન્શીજીએ આજે

પહેલીજ વાર મારે ઘેર પધારવાની તસ્દી લીધી હતી !

કોઈ કોઈ દહાડો હું સુબેદારની પેલી લોખંડની પેટી ખોલીને અંદરના સોનાના સિંહપર નજર નાખતો હતો અને વિચારતો હતો કે હજુ પણ મુન્શી જ્વાલાપ્રસાદ આ ગરીબની ઝુપડીએ કેમ પધારતા નથી ! !

બહાર જઈ પ્રણામ કરીને હું વકીલ સાહેબને માનપૂર્વક દિવાનખાનામાં લાવ્યો. અહીંતહીંની બે ચાર વાતો કરી મુન્શીજી બોલ્યાઃ "ભાઈ, આપને લીધે અમારી તો લોકો બહુ નિંદા કરે છે !"

મેં પૂછ્યુંઃ "કેમ ?"

મુન્શીજી બોલ્યાઃ "અમારી જાતિના લોકો કહે છે કે બુઢ્ઢો મરી ગયો અને એની પૌત્રીને કોઇએ ખાવાનું સરખુયે ન આપ્યું ! આખરે એક બંગાળી બાબૂનું આપેલું ખાય છે !"

મેં વિસ્મિત થઇને પૂછ્યુંઃ "તેને કોણે ખાવાનું નથી આપ્યું ? પન્ના પાસે શું કંઈ મૂડી નથી, કે તે બીજાનું અન્ન ખાય ? આપ કદાચ જાણુતા પણ હશો કે સુબેદારજી વસિયતનામું લખીને એને સારી જેવી રકમ પણ આપી ગયા છે."

જ્વાલાપ્રસાદ તો ચાટ પડી ગયા ! પણ પછી સાવધ થઇને મારા કરતાં પણ વધારે આશ્ચર્યનો ભાવ દર્શાવીને એ બોલ્યાઃ "વળી વસિયતનામું લખી ગયા છે, એમ ? પણ સુબેદાર પાસે હતું યે શું, કે વસિયતનામું લખે ? આપ મશ્કરી તો નથી કરતા ને ?"

વકીલ સાહેબની આ ચાલાકી જોઇને મને તો ખૂબ મઝાહ પડી. મેં બહુજ સરળ ભાવથી ઉત્તર આપ્યોઃ "ના સાહેબ, હું મશ્કરી નથી કરતો. તે ખરેખર વસિયતનામું કરી ગયા છે; અને એ વિલ લખ્યું છે પણ મેંજ !"

જ્વાલાપ્રસાદ—ત્યારે તો ઘણું સારૂં. બુઢ્ઢાની પાસે જે પાંચ-

પચીસ રૂપિયા હશે તે વિલમાં લખાવ્યા હશે! એણે પણ બહુ સમજણભર્યું કામ કર્યું! પણ તમને એક બીજી વાતની ખબર છે? પન્નાનો બાપ, સુબેદારની વિવાહિતા પત્નીને પેટે જન્મ્યો ન હતો, એવી અફવા લોકોમાં ફેલાઇ છે. જો સુબેદાર વિલ ન કરી ગયા હોત તો એમનો ભત્રીજો આવીને સઘળી મિલ્કતનો પોતેજ દાવો કરત. વકીલાત કરતાં મને પણ પળિયાં આવ્યાં! આપણે યે કંઇક તો સમજીએ ને? બુઢ્ઢો હુશિયાર તો ખરો!

જ્વાલાપ્રસાદના ચ્હેરાપરથી હું ચેતી ગયો કે એ ભાઇ કેવા પાણીમાં રમે છે! પેલી મૂળ બાબતે તેના મનમાં ખળભળાટ મચાવી મૂક્યો છે, પણ એ કહેવાની એની હિંમત ચાલતી નથી, એ હું કળી ગયો.

એ સિવાય બીજી કેટલીક અહીંતહીંની સંબંધ વિનાની અને અસંગત વાતો છેડીને અંતે જીવ કઠણ કરીને જ્વાલાપ્રસાદ મૂળ વાતપર આવ્યા. તેમણે પન્નાની સાથે સુંદરલાલનાં લગ્ન કરવાની દરખાસ્ત હળવે રહીને મૂકી. અને તેનું મૂળ કારણ તેમણે સ્વજાતિ-વત્સલતા છે એમ બતાવ્યું! હું મારા મનમાં હસીને બોલ્યો: "વાહરે સોનાના સિંહ! તારો મહિમા તો અજબ છે!"

મેં જ્વાલાપ્રસાદને કહ્યું: "પણ આપેજ હમણાં કહ્યું ને કે કન્યાના કુળમાં તો કલંક છે! આપ એની સાથે આપના પુત્રનાં લગ્ન કરશો તો આપની ન્યાતવાળા આપને કંઇ હરકત તો નહિ કરે ને?"

જ્વાલાપ્રસાદ બોલ્યા: "નવીન બાબુ, એ લોકો જરૂર બાધક થવાના. મને ખાત્રી છે કે તેઓ મને ન્યાતબહાર મૂકશે. પણ અમે કેળવાયેલા લોકો એમનાથી દબાઇને ચાલીએ તો દેશના કુસંસ્કાર-પૂર્ણ રીતિરિવાજો અને દુષ્ટ રૂઢિઓનો નાશ કેમ થશે?! આપ જાણો છો ને, કે એથી કંઇ દેશનો ઉદ્ધાર ન થાય!"

મહામહેનતે હસવું રોકીને ગંભીરાઇથી માથું હલાવતાં મેં કહ્યું: "વાહ! વકીલ સાહેબ! આપ આપની કેળવણીને શોભે એવીજ વાત કરો છો."

જ્વાલાપ્રસાદ બોલ્યા: "હું કંઇ અંગ્રેજી બંગ્રેજી નથી ભણ્યો, પણ સમાજ અને ધર્મની બાબતમાં તો મારૂં જ્ઞાન દશ અંગ્રેજી ભણેલાઓ કરતાં પણ ચ્હડી જાય એવું છે."

મેં પહેલાંની માફકજ ગંભીરાઇથી મુન્શીજીનાં ફરીથી વખાણ કર્યાં!

કદાચ જ્વાલાપ્રસાદ એમના મનમાં એમ સમજ્યા હશે કે હું એમની ચાલાકી નથી સમજી શક્યો. તેથી તે ઉત્સાહિત થઇને બોલ્યા: "વારૂ, નવીન બાબૂ! આપને અને સુંદરલાલને ગાઢ મિત્રાચારી છે તેથી હું આપને એક વાત પૂછવા ચાહું છું. સુંદરલાલ પન્ના પાછળ ગાંડો બની ગયો છે અને તેની સાથે લગ્ન કરવાને તલપાપડ થઇ રહ્યો છે એ વાત શું સાચી છે?"

મેં કહ્યું: "હા, સાચી છે."

વધારે ઉત્સાહથી જ્વાલાપ્રસાદ બોલી ઉઠયા: "ત્યારે હવે તો મારા મનની બધીજ શંકાઓ દૂર થઈ ગઇ. પન્નાના કુળમાં ડાઘ હોય તો ભલે હોય, અને તે ગરીબ હોય તો પણ ભલે હોય; પરંતુ મારા પુત્રે જેને એકવાર હૃદય અર્પણ કર્યું તેનીજ સાથે એનાં લગ્ન કરી આપવાં એ મારી ફરજ છે. મારા પુત્રના સુખથી શું હું મારી ન્યાતને મોટી માનીશ? નહિ, એમ કદિ નહિ બને. આપજ કહો ને નવીન બાબૂ, એમ કદિ બને?"

આ અવસર પહેલાં મને કદિ પણ એવી ખબર ન હતી કે હાસ્યના વેગને રોકવાની મારામાં આટલી પ્રચંડ શક્તિ છે! પહેલાંનીજ પેઠે સંપૂર્ણ શાંત ભાવથી મેં કહ્યું: "બેશક; વળી નજ બને! આપના પુત્રનું સુખ પહેલુંજ જોવું જોઇએ!"

જ્વાલાપ્રસાદ—તો પછી આ સંબંધ આપને પસંદ છે ને ?

થોડીકવાર ઉંડા વિચારમાં પડી જવાનો ઢોંગ કરીને હું ચૂપ રહ્યો. મેં જોયું કે નિરાશા અને સંદેહના અંધકારથી જ્વાલાપ્રસાદનો ચ્હેરો મલિન થતો જતો હતો. તે વિચાર કરતા હતા કે વખત છે ને નવીન બાબૂ ના કહે તો !

મને ચૂપ જોઇને મુન્શીજી ફરીથી બોલ્યાઃ "સુંદરલાલ આપનો મિત્ર છે તેથી આપ તો અવશ્ય તેની શુભ ઇચ્છા પૂર્ણ કરવાનુંજ પસંદ કરશો."

મુન્શીજીને હવે વધારે ટળવળાવવા એ મને ઠીક ન લાગ્યું. તેથી છેવટે મેં કહ્યુંઃ "મેં પણ વિચાર કરી જોયો. સુંદરલાલનાં લગ્ન પન્ના સાથે થાય એ યોગ્યજ છે."

મારી વાત સાંભળીને સુવર્ણલોભી વૃદ્ધ મુન્શીજી આનંદથી અધીરા બની ગયા ! પહેલાં તે જેમ ચાલાકી કરીને સોનાના સિંહ વાળી વાત ન જાણવાનો ઢોંગ કરવામાં સફલ થયા હતા તેમ આ વખતે અપરિમિત અર્થલાભનો અસીમ આનંદ છુપાવવામાં સફલ ન થયા !

બીજા બધા ભાવો કરતાં પ્રબળ આનંદનું પૂર છુપાવવું એજ મનુષ્યને માટે મુશ્કેલમાં મુશ્કેલ કામ છે.

* * * * *

પન્ના અને સુંદરલાલનાં લગ્ન થઇ ગયાં.

પેલા હજાર રૂપિયા પન્નાના નામથી પ્રોમિસરી નોટ ખરીદવામાં રોકવામાં આવ્યા અને પેલો સોનાનો સિંહ જ્વાલાપ્રસાદ લઇ ગયા !

લગ્ન થયા પછી સાત આઠ દિવસે રાતની ગંભીર શાંતિમાં કોઇએ મારા બારણા આગળ આવીને બૂમ મારીઃ "બાબૂ ! ઓ નવીન બાબૂ !"

હું ઉઠીને બેઠો થયો ! મેં વિચાર્યું કે વળી પાછું કોઇને વસિયતનામું લખાવવું હશે !

બહાર આવીને જોયું તો હાથમાં ફાનસ લઇને એક નોકર ઉભો હતો અને તેની પાછળ પન્ના અને સુંદરલાલ ઉભાં હતાં !

મેં આશ્ચર્યથી પૂછ્યું: "કેમ ? આટલી રાત્રે ?"

સુંદરલાલ બોલ્યો: "પહેલાં અંદર ચાલો, પછી કહું."

નોકરને રવાના કરીને સુંદરલાલ પન્નાને લઇને મારા ઘરમાં આવ્યો. એક જગ્યાએ બેસીને તેણે કહ્યું: "પિતાજીએ અમને ઘર બહાર હાંકી કાઢયાં છે !"

આશ્ચર્યથી મેં પૂછ્યું: "કેમ ?"

સુંદરલાલ બોલ્યો: "પેલો સિંહ નક્કર સોનાનો ન હતો ! એ આખોયે ત્રાંબાનો હતો. ફક્ત તેના ઉપર સોનાનું બારીક પતરૂંજ મઢેલું હતું ! પહેલાંથીજ પિતાજીએ કહ્યું હતું કે એ સિંહને ગાળીને એનું સોનું વેચીને પ્રૉમિસરી નોટો ખરીદીશું, નહિ તો કોઇ ચોર બોર આવીને ઉપાડી જાય ! આજ સાંજે તેને ગાળ્યો તો માંડ બસો રૂપિયાનું સોનું નીકળ્યું ! પિતાજી તો ક્રોધથી ગાંડાજેવા બની ગયા છે અને અમને ઘરની બહાર કહાડી મૂક્યાં છે !"

મારી સ્ત્રી અંધારામાં ઉભી ઉભી આ સઘળી વાતો સાંભળી રહી હતી. તે એકદમ બહાર આવી અને પન્નાનો હાથ પકડીને તેને અંદર લઇ ગઈ ! હું પણ સુંદરલાલને લઇને અંદરના ઓરડામાં ચાલ્યો ગયો.

# સચ્ચાઈનું ઈનામ.

('પ્રેમપૂર્ણિમા' નામક હિન્દી પુસ્તકમાંથી.)

મૂળ લેખકઃ શ્રીયુત પ્રેમચન્દ.

( ૧ )

વિશ્વાસપુરની તાલુકાસ્કુલના હેડમાસ્તર ભગવતપ્રસાદને બાગબાનીનો કંઈક શોખ હતો. નિશાળના બગીચાના ક્યારાઓમાં જાતજાતનાં ફુલ પાનના છોડ ઉગાડયા હતા. દરવાજાઓ ઉપર વેલો ચઢાવી હતી. આથી નિશાળની શોભા વધી ગઈ હતી. ઉપલા ધોરણનાં વિદ્યાર્થીઓની પણ તે પોતાના બગીચામાં પાણી પાવામાં તથા સાફસુફ કરવામાં મદદ લેતા. ઘણાખરા વિદ્યાર્થીઓ આ કામ મોટી ખુશીથી કરતા. એથી તેમનું મન આનંદ પામતું હતું. પરન્તુ એમાં થોડાક છોકરાઓ જમીનદારોના પણ હતા. તેમને આ મનોરંજક કાર્યમાં મજૂરી લાગતી. તેમણે બાળપણથીજ આળસમાં જીવન ગાળેલું હતું અને અમીરીનો જૂઠો ખ્યાલ, અભિમાન તેમના હૃદયમાં ભરેલાં હતાં. પોતાને હાથે કોઈ પણ પ્રકારનું કામ કરવું એ તેમને નિંદાભર્યું લાગતું. તેમને આ બાગબાની પ્રત્યે તિરસ્કાર હતો. જ્યારે તેમનો કામ કરવાનો વારો આવતો ત્યારે કંઇ ને કંઈ બહાનું કાઢીને તેઓ છટકી જતા. એટલુંજ નહિ પણ બીજા છોકરાઓને

પણ ચ્હડાવતા: "વાહ! ભણ્યા વેદ ને વેચે તેલ! જો યુરોપિયન રીતજ રાખવી હોય તો પછી ચોપડીઓ સાથે માથાં શા માટે ફોડવાં? અહીં ભણવા સારૂ આવીએ છીએ; મજૂરી કરવા નથી આવતા." આ અવજ્ઞાને લીધે મુન્શીજી તેમને કદિ કદિ શિક્ષા પણ કરતા. આ કારણથી તેમનો દ્વેષ વધતો ગયો. અંતે વાત એટલે સુધી પહોંચી કે એ વિદ્યાર્થીઓએ સલાહ કરીને એ બગીચાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. નિશાળ દશ વાગ્યે ઉઘડતી હતી, પરંતુ તે દહાડે તો તેઓ આઠ વાગ્યામાં ગયા અને બગીચામાં પેસીને તેનું નિકંદન કાઢવા માંડયું. કેટલાકે છોડ ઉખેડીને ફેંકી દીધા. ક્યારાઓ ખૂંદી નાખ્યા, પાણીની નળીઓ ભાગી નાખી અને બધું ખેદાનમેદાન કરી મૂક્યું! પરંતુ આ બધું કરતાં કરતાં છાતી તો બ્હીકથી ધડકીજ રહી હતી કે રખેને કોઇ જોતું હોય! એક નાના સરખા બગીચાને ઉખેડી નાખતાં તે કેટલીક વાર લાગે? દસ મિનટમાં તો એ ફૂલ્યોફાલ્યો બાગ ખેદાનમેદાન થઇ ગયો. કામ પૂરૂં થઈ રહ્યા પછી ઝપાટાબંધ તે બહાર નીકળ્યા, પણ દરવાજામાંજ તેમને એક વિદ્યાર્થી નજરે ચ્હડયો. એ એક દુબળોપાતળો, ગરીબ, પણ ચતુર છોકરો હતો. તેનું નામ વ્રજલાલ હતું. તે બહુ ગંભીર અને શાન્ત હતો. આ તોફાની છોકરાઓ તેના ઉપર દાઝે બળતા હતા. તેને અત્યારે જોઇને આ છોકરાઓના પેટમાં ફાળ પડી કે તેણે નક્કી આપણું તોફાન જોઇ લીધું છે. એ હવે માસ્તરને કહ્યા વિના નહિ રહે. હવે તો બરોબર ફસાયા! આજે બચવાના નથી. આ સાળો અહીં આવ્યો જ શા માટે? અંદર અંદર ઇસારા થયા અને સલાહ થઇ કે એને આપણી સાથે ભેળવી લેવો જોઇએ. જગતસિંહ નામનો એક જમીનદારનો છોકરો આ તોફાનીઓનો આગેવાન હતો. તે આગળ આવીને બોલ્યો: "અલ્યા વ્રજલાલ! આજે કંઇ આટલો બધો વ્હેલો?

આજે તો અમે તમારાપરથી આ વેઠ સદાને માટે કહી નાખી છે. માસ્તર રોજ કહ્યા કરતા કે આ કરો ને તે કરો. પણ જોજે ભાઈ, માસ્તરને કહી ન દેતો; નહિ તર એક કરતાં વળી બીજી થશે."

બીજો જયરામ બોલ્યો: "અરે એ તે શું કામ કહી દેશે? આપણો પોતાનોજ છે ને! આપણે જે કાંઈ કર્યું છે તે સહુના ભલાને માટે કર્યું છે; કંઇ આપણા એકલાને માટે ઓછુંજ કર્યું છે? ચાલ, અલ્યા ચાલ; જરા બજારમાં સહેલ કરી આવીએ. ચાલ, તને જરા મ્હોં મીઠું કરાવીએ."

વ્રજલાલ બોલ્યો: "ના ભાઈ, મારે તો નથી આવવું. આજે ઘેર લેસન કરી નથી શક્યો. હું તો અહીં બેઠો બેઠો વાંચીશ."

જગતસિંહ—ઠીક, પણ માસ્તરને કહીશ તો નહિ ને?

વ્રજલાલ—હું મારી મેળે તો નહિ કહું. પણ મને પૂછે તો?

જગતસિંહ—તો કહેજે કે મને ખબર નથી.

વ્રજલાલ—એવું જૂઠું તો મારાથી ન બોલાય.

જયરામ—જો તેં ચાડી ખાધી અને અમને શિક્ષા થઇ તો તને માર્યા વિના નહિ મૂકીએ.

વ્રજલાલ—મેં તો તમને ચોકખું કહી દીધું ને, કે હું ચાડી તો ખાવાનોજ નથી; પણ જો મને પૂછશે તો હું જૂઠું નહિ બોલું.

જયરામ—તો અમે તારાં હાડકાંપાંસળાં સાજાં પણ નહિ રહેવા દઇશું.

( ૨ )

દસ વાગ્યે નિશાળે આવતાંજ માસ્તર ભગવતપ્રસાદે બાગની આ દશા જોઇ, અને ક્રોધથી રાતાપીળા થઇ ગયા. તેમને બાગની રંજાડથી જેટલું દુઃખ ન થયું એટલું છોકરાઓના તોફાનથી થયું. જો

કોઇ મસ્ત ગોધાએ આવીને આ નુકશાન કર્યું હોત તો હાથ ચોળીને બેસી રહેત; પણ છોકરાઓનું તોફાન તેમનાથી સહ્યું ગયું નહિ. છોકરાઓ સહુ સહુના વર્ગમાં બેસી ગયા કે તરતજ તેમણે આવીને પૂછ્યું: " આ બાગ કોણે રંજાડયો છે ? "

વર્ગમાં શાન્ત ફેલાઇ ગઇ. જે અપરાધી હતા તેમના મ્હોડાપર હવાઇઓ ઉડવા લાગી ! મિડલ કલાસના ૨૫ વિદ્યાર્થીઓમાં એક પણ એવો ન હતો કે જે આ તોફાન ન જાણતો હોય; પરંતુ કોઇનામાં એટલી હિંમત ન હતી કે ઉઠીને ચોકખેચોકખું કહી દે. સહુ માથાં નમાવી ગૂપચૂપ બેઠા હતા.

માસ્તર સાહેબનો ક્રોધ વધારે ભભૂક્યો. ગર્જના કરીને તે બોલી ઉઠયા: " મને ખાતરી છે કે તમારામાંનાજ કોઇનું આ તોફાન છે. જેને ખબર હોય તે કહી દે, નહિતર હમણાં હું એક છેડેથી શિક્ષા કરવી શરૂ કરૂં છું. "

એક પણ છોકરો બોલ્યો નહિ. કોઇએ ચૂં કે ચાં સરખી પણ ન કરી. વર્ગમાં એવી ને એવીજ શાન્તિ હતી.

માસ્તરે એક પછી એકને પૂછવા માંડયું: " દેવીપ્રસાદ, તું જાણે છે ? "

દેવીપ્રસાદ—ના જી, મને કંઇ ખબર નથી.

માસ્તર—શિવદાસ, તને ખબર છે ?

શિવદાસ—જી ના, હું કંઇ પણ નથી જાણતો.

માસ્તર—વ્રજલાલ, તું કદિ પણ જૂઠું નથી બોલતો. તને આ વાતની ખબર છે ?

વ્રજલાલ ઉભો થઇ ગયો. તેના ચ્હેરાપર વીરતા અને નિર્ભયતાની દઢ છાપ હતી. આંખોમાં સાહસિકતાનું તેજ ચમકી રહ્યું હતું. તે બોલ્યો: " હા જી. "

માસ્તર—" શાબાશ ! કહી દે જોઉં. "

અપરાધી છોકરાઓએ લાલચોળ આંખો કરીને વ્રજલાલ તરફ જોઇને મનમાં જ કહ્યું: " વારૂ; તારે પણ આવી બન્યું છે. "

( ૩ )

ભગવતપ્રસાદ માસ્તર બહુજ ધીરજવાન પુરુષ હતા. તે મરજી પડે તેમ છોકરાઓપર જુલમ ન કરતા. પરંતુ આવી દુષ્ટતા અને રંજાડની શિક્ષા કરવામાં તે જરાયે દયા પણ ન રાખતા. સોટી મંગાવીને એ પાંચેય અપરાધીઓને દસ દસ સોટી મારી, આખો દહાડો પાટલીપર ઉભા રખાવ્યા અને ચાલચલગતના રજીસ્ટરમાં તેમનાં નામ સ્હામે કાળાં ચિન્હ કર્યાં.

એક તો આ અપરાધી પાર્ટીવાળા લોકો મૂળથીજ વ્રજલાલ ઉપર દાઝે બળતા હતા અને તેમાં વળી આ ઘી હોમાયું, એટલે તેઓ તો એના લોહીના તરસ્યા જ બની ગયા. જેના ઉપર જુલમ થાય તેના તરફ સ્વાભાવિક જ માણસની લાગણી પ્રેરાય છે. આ સમયે ક્લાસના ઘણાખરા છોકરાઓ આ અપરાધીઓને શિક્ષા થતી જોઇ તેમના તરફ સહાનુભૂતિ ધરાવવા મંડી પડયા હતા તથા તેમના મિત્ર બની ગયા હતા. તેમણે કાવત્રું રચ્યું કે ' આજે વ્રજલાલની બરોબર ખબર લેવી. એવો તો પીટવો કે કોઈ દહાડો નિશાળ સ્હામું જ ન જુએ. એ તો આપણો ભેદુ–જાસૂસ બન્યો ! જો સાલો મોટો સચ્ચાઇની પૂંછડી ન જોયો હોય તો ! આજે તેની એ સચ્ચાઇની બરોબર ખબર લઇશું.' બિચારા વ્રજલાલને આ કાવત્રાની જરાયે ખબર ન હતી. તોફાનીઓએ બધું તેનાથી છાનું રાખવાનો ખૂબ યત્ન કર્યો હતો.

નિશાળમાં રજા પડતાં વ્રજલાલ ઘેર જવા નીકળ્યો. રસ્તામાં એક આંબાવાડિયું હતું. ત્યાં જગતસિંહ, જયરામ અને બીજા કેટલાક

વિદ્યાર્થીઓ ઉભા હતા. વ્રજલાલ એમને જોઇને ચમક્યો અને ચેતી ગયો કે આ લોકો મને સતાવવા માટે જ અહીં ઉભા છે. પરંતુ બચવાનો કંઇ પણ ઉપાય ન હતો એટલે અચકાતો અચકાતો આગળ ચાલ્યો. જગતસિંહ બોલ્યો: " આવો બચ્ચાજી, આવો ! જરા સાચું બોલવાનું ઇનામ લેતા જાઓ ! "

વ્રજલાલ—ચાલ, આઘો જા રસ્તામાંથી; જવા દે મને.

જયરામ—અરે, જરા સચ્ચાઇની મઝા તો ચાખતો જા !

વ્રજલાલ—મેં તો તમને પહેલાંથી જ કહી દીધું હતું ને, કે જ્યારે મને પૂછશો ત્યારે હું કહી દઇશ ?

જયરામ—અને અમે પણ તને નહોતું કહી દીધું, કે તને તારી સચ્ચાઇનું ઇનામ આપ્યા વિના નહિ છોડીએ ?

આટલું બોલીને તે ઠોંસો ઉગામીને વ્રજલાલ તરફ ધસ્યો. જગતસિંહે વ્રજલાલના બન્ને હાથ પકડવા માંડ્યા. જયરામનો નાનો ભાઇ શિવરામ આંબાની એક ડાળી ભાગીને ઝાપટવા લાગ્યો. બીજા છોકરાઓ ચારે તરફ ઉભા ઉભા તમાશો જોવા લાગ્યા. એ ઉભા રહેનારા તો અનામત લશ્કર જેવા હતા, કે જે જરૂર પડે ત્યારે મિત્રદળની સહાય માટે તૈયાર થઇ જાય ! વ્રજલાલ બહુજ દુબળો-પાતળો હતો. તેની ખબર લેવાને એ ત્રણ મજબૂત છોકરા તો બસ હતા. સઘળા છોકરાઓ એમજ સમજતા હતા કે એ ત્રણ જણા થઇને વ્રજલાલને સપાટાબંધ ભોંયભેગો કરી દેશે. વ્રજલાલે જ્યારે જોયું કે શત્રુઓએ ઝપાટા મારવા માંડ્યા, ત્યારે તેણે ચપળતાથી આમતેમ જોયું અને ઝપાટાબંધ શિવરામના હાથમાંની ડાળી ઝુંટવી લીધી અને બે ડગલાં પાછળ હટીને બોલ્યો: " આવો જોઇએ હવે; મને સચ્ચાઇનું ઇનામ આપવા કોણ આવે છે જોઉં ! "

બન્ને બાજુએથી દાવપેચ થવા લાગ્યા. વ્રજલાલ હતો તો

કમજોર, પરંતુ બહુજ ચપળ અને બુદ્ધિમાન હતો; અને વળી પોતાની અંદરના સત્યના બળવડે તેનું હૃદય વધારે બળવાન બન્યું હતું. સત્ય ભલે માથું કપાવે, પરંતુ મનુષ્યને એક પણ કદમ પાછળ તો નથીજ હટાવતું. કેટલાક મિનિટ સુધી તો વ્રજલાલે ચાલાકીથી ઘા ઝીલ્યા અને ચુકાવ્યા. પરંતુ આંબાની પાતળી ડાળી તે કયાં સુધી ટક્કર ઝીલી શકે ? જરા વારમાંજ તે ભાગી–ફાટી જવા લાગી. જ્યાં સુધી તેના હાથમાં સોટી હતી ત્યાં લગી તો કોઇએ પાસે આવવાની હિંમત ન કરી. સોટી તૂટી ગયા પછી પણ લાતો અને ઠોંસાથી તે સામા ઘાના જવાબ આપતો રહ્યો. પરંતુ અંતે વધારે સંખ્યાને વિજય મળ્યો. વ્રજલાલના પાંસળીમાં જયરામે એક એવો તો મુક્કો માર્યો કે તે બેભાન થઇ નીચે પડયો; આંખોના ડોળા ફાટી ગયા અને મૂર્છા આવી ગઇ. શત્રુઓએ આ દશા જોઇ તેવાજ તેમના હાંજા ગગડી ગયા ! તેમણે જાણ્યું કે વ્રજલાલ મરી ગયો, તેથી મુઠીઓ વાળીને ત્યાંથી નાઠા.

દશેક મિનિટ પછી વ્રજલાલને ભાન આવ્યું. કલેજાપર ઠોંસો વાગ્યો હતો, તેથી ઉભા થવાની શક્તિ ન હતી. તોપણ હિંમત રાખીને ઉઠયો અને ખોડંગતો ખોડંગતો ઘર તરફ ચાલ્યો.

( ૪ )

આ બાજુએ પેલું વિજયી લસ્કર નાસતું નાસતું જયરામના ઘર તરફ કૂચ કરવા લાગ્યું ! રસ્તામાંજ આખું લસ્કર છિન્નભિન્ન થઇ ગયું હતું. એક આ તરફ નાઠો, ને બીજો પેલી તરફ નાઠો; કારણકે બહુજ કઠિન સવાલ આવી પડયો હતો. જયરામનું ઘર આવ્યું ત્યારે ફકત ત્રણ ચાર છોકરાઓજ બાકી રહ્યા હતા. ત્યાં પહોંચ્યા પછીજ એમના જીવમાં જીવ આવ્યો.

જયરામ—કયાંક મરી ન ગયો હોય ! મારો ઠોંસો બરોબર વાગ્યો હતો.

જગતસિંહ—તારે પાંસળીમાં નહોતું મારવું જોઈતું. જો ક્યાંક બરોળ ખસી ગઇ હશે તો રામશરણુંજ પહોંચી ગયો હશે!

જયરામ—તે મેં કંઇ જાણી જોઇને તો ત્યાં ઓછુંજ માર્યું હતું? અચાનક વાગી ગયું. પણ હવે શું કરીશું?

જગતસિંહ—કરે શું વળી? છાનામાના બેસી રહો.

જયરામ—ક્યાંક હું એકલો તો નહિ ફસાઉં ને?

જગતસિંહ—એકલો શા માટે? સહુ સાથેજ વળી.

જયરામ—જો વ્રજલાલ મર્યો નહિ હોય તો ઉઠીને એ સીધો માસ્તર પાસે જશે.

જગત—અને માસ્તર પાછા કાલે આપણું ચામડું બરોબર ઉતારવાના!

જયરામ—તેથીજ હું કહું છું કે કાલે નિશાળેજ ન જવું. નામ કઢાવીને બીજે ભણવા જતા રહીએ; નહિતર બીમારીનું બહાનું કાઢીને બેસી રહીએ. મહિને બે મહિને જ્યારે મામલો ઠંડો પડી જશે ત્યારે વળી જોયું જશે.

શિવરામ—અને પરીક્ષા આવે છે તેનું કેમ?

જયરામ—અરે! એનો તો ખ્યાલ જ ન રહ્યો! ફક્ત એકજ મહિનો બાકી છે.

જગત—આ વખતે તો તને જરૂર ઇનામ મળત.

જયરામ—હાસ્તો; મેં મહેનત પણ બહુ કરી હતી. તો હવે શું થશે?

જગત—કંઈ નહિ; પાસ તો થવાશેજ ને? ઇનામ વળી જતું કર્યું!

જયરામ—મારી પાસેથી ગયું એટલે એ ઇનામ જરૂર વ્રજલાલ જીતી જવાનો.

જગત—જીતે તો ભલે જીતે. બિચારાએ માર પણ ખાધો છે ને!

બીજે દહાડે નિશાળ નિયમસર ઉઘડી. જગતસિંહ, જયરામ અને શિવરામ, એ ત્રણે જણા અંતર્ધ્યાન થઇ ગયા હતા! વલીમહમ્મદ પગે પાટો બાંધીને આવ્યો હતો; પણ પેટમાં મોટી ફાળ હતી! ગઈ કાલનો દર્શકગણુ—ઉભું રહીને જોનારૂં અનામત લશ્કર—પણ થરથરી રહ્યો હતો કે રખેને "પાપડી ભેગી ઈયળ"ની પેઠે અમે પણ ઝપાટામાં આવી જઇએ! વ્રજલાલ તો નિયમસર પોતાના કામમાં પડયો હતો. એના ચ્હેરા ઉપરથી તો એમ જ લાગતું હતું કે જાણે કાલની વાતની એને ખબર પણ નથી! તેણે કોઇને પણ એ વાત કરી ન હતી. આજે તો તે ઉલટો પોતાના હમેશના સ્વભાવ કરતાં પણ કંઈક વધારે પ્રસન્નચિત્ત જણાતો હતો. વિશેષમાં કાલના યોદ્ધાઓ સાથે તે હમેશ કરતાં આજે વધારે પ્રેમથી હળીમળીને વર્તતો હતો. તે એમ જ ઇચ્છતો હતો કે આ લોકો મારી તરફથી નિઃશંક બની જાય તો સારૂં. આખી રાત વિચાર કર્યા પછી તે એ જ નિશ્ચય ઉપર આવ્યો હતો. અને આજે સ્હાંજે જ્યારે તે ઘેર જવા નીકળ્યો ત્યારે પણ તેને તેની ઉદારતાનું ફળ મળી ચૂકયું હતું. તેના સઘળા શત્રુઓ તેનાથી શરમાતા હતા અને તેની પ્રશંસા કરતા હતા.

પરંતુ પેલા ત્રણ અપરાધી તો બીજે દહાડે પણ ન આવ્યા. ત્રીજે દહાડે પણ એમનો પત્તો ન લાગ્યો. તેઓ ઘેરથી તો વખતસર નિશાળે જવા નીકળતા, પરંતુ નીકળ્યા પછી એકાદ ગામડા તરફ રખડવા જતા રહેતા. ત્યાં આખો દિવસ કોઇ ઝાડ તળે બેસતા, સુતા અથવા ગિલ્લીડંડે રમતા અને સાંજે નિશાળ છૂટવાને વખતે ઘેર પહોંચી જતા.

તેમને એટલા સમાચાર તો મળી ગયા હતા કે ગઈ લડાઇના બીજા યોદ્ધાઓ નિયમસર નિશાળે જતા હતા અને માસ્તર તેમને કંઇ પણ બીજ્યા ન હતા; પરંતુ તેમના પોતાના મનમાંથી હજી

શંકા દૂર થતી ન હતી.. વ્રજલાલે જરૂર કહી દીધેલું હોવું જ જોઇએ. અમે જઇએ એટલી જ વાર હશે ! જઇશું કે તરત જ માર પડવાનો. આ વિચારથી તેઓ નિશાળે આવવાની હિંમત કરી શકતા નહિ.

( ૫ )

ચોથે દહાડે સવારે ત્રણે અપરાધી વિચાર કરતા હતા કે આજે ક્યાં જઇશું ? એટલામાં વ્રજલાલ આવતો નજરે પડયો. આ લોકોને આશ્ચર્ય તો થયું, પણ ઉલટો એને પોતાને બારણે આવતો જોઇને કંઇક આશા આવી. હજુ તેઓ કંઇ બોલે તે પહેલાં જ વ્રજલાલ બોલ્યો: “કેમ ભાઇઓ, તમે નિશાળે કેમ નથી આવતા ? ત્રણ દહાડા થયાં તમારી ગેરહાજરી પૂરાય છે ને ?”

જગત—નિશાળે શું આવીએ ! અમને તો અમારા જીવની પડી છે. નિશાળે આવીએ તો માસ્તર એકકેય હાડકું આખું છોડે કે !

વ્રજલાલ—કેમ ! વલીમહમ્મદ, દુર્ગાપ્રસાદ, વગેરે તો બધાયે આવે છે. એમને તો માસ્તરે કંઇયે નથી કર્યું.

જયરામ—તેં એ લોકોને વળી જવા દીધા હશે; પણ અમને તું કેમ છોડે ? તેં એક એક વાતની દશ દશ કરીને–મરચું મીઠું ભભરાવીને–કહી હશે.

વ્રજલાલ—કહી છે કે નથી કહી તેની આજે નિશાળે આવીને તમે પોતે જ પરીક્ષા કરી લો.

જગત—કેમ, કંઇ માર ખવડાવવાનો વિચાર લાગે છે ? આવા ફંદામાં અમે ફસાઇએ એવા નથી, હો ?

વ્રજલાલ—તો હું ક્યાંય ન્હાસી તો નથી જવાનો ને ? તે દહાડે સચ્ચાઇની સજા કરી હતી તેમ આજે જૂઠાણાનું ઇનામ આપજો !

જયરામ—ના ના; મારા સમ. સાચું કહે છે ? તેં ફરિયાદ નથી કરી ?

વ્રજલાલ—અરે, એમાં વળી ફરિયાદ કેવી ને વાત કેવી? તમે મને માર્યો; મેં તમને માર્યા. એ તો તારો ઠાંસો વાગ્યો; અને જો એ ન વાગ્યો હોત તો તમને પણ ભોંય ભારે જ પડત! તમારી પણ હું વીણી વીણીને ખબર લેત જ ને! આવી અંદર અંદરની લડાઇની ફરિયાદ કરવાની મને ટેવ નથી.

જગત—આવીએ તો ખરા, પણ વિશ્વાસ આવતો નથી. તું અહીંથી જૂઠું બોલીને પછી ત્યાં કચુંબર તો નહિ કરાવી નાખે ને?

વ્રજલાલ—તમે જાણો છો તો ખરા ને, કે મને જૂઠું બોલવાની ટેવ નથી!

વ્રજલાલ આ શબ્દો એવી અસરકારક રીતે બોલ્યો કે પેલા લોકોને તેનામાં વિશ્વાસ બેસી ગયો અને તેમનો ભ્રમ દૂર થઇ ગયો. વ્રજલાલના ગયા પછી ત્રણે જણા કેટલીયે વાર સુધી તેની વાતપર વિચાર કરતા રહ્યા. અંતે એવો નિશ્ચય કર્યો કે આજે જવું તો ખરૂંજ.

બરોબર દસ વાગ્યે ત્રણે જણ નિશાળે ગયા; પણ પેટમાં મોટો ફડકો હતો. ચ્હેરાનો રંગ ઉડી ગયો હતો.

માસ્તર સાહેબ ક્લાસમાં આવ્યા. છોકરાઓએ ઉભા થઇ તેમને પ્રણામ કર્યાં. માસ્તરે પેલા ત્રણે જણ તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇને ફક્ત આટલુંજ કહ્યું: "કેમ! તમે ત્રણ દહાડા થયાં ગેરહાજર કેમ હતા? વર્ગમાં પરીક્ષાના સવાલ લખાવવામાં આવ્યા છે તે ઉતારી લેજો."

આટલું કહીને માસ્તર સાહેબ ભણાવવામાં મગ્ન થઈ ગયા.

( ૬ )

બપોરે જ્યારે છોકરાઓને અડધા કલાકની પાણી પીવાની રજા મળી ત્યારે એ ત્રણે મિત્રો અને તેમના સોબતીઓ એકઠા થઇને વાતો કરવા લાગ્યા.

જયરામ—હું તો તાળવે જીવ બાંધીને જ નિશાળે આવ્યો હતો. પણ વ્રજલાલ ઉદાર તો ખરો !

વલીમહમ્મદ—મને તો લાગે છે કે એ માણુસ નથી, કોઇ ફિરિસ્તો છે. આ આંખે જોયેલી વાત ન હોત અને જો કોઇએ મને મ્હોંડેથી કહી હોત તો હું તો માનત જ નહિ.

જગતસિંહ—આનું નામ જ ભલમનસાઇ. આપણે એની સાથે આટલો અન્યાય કર્યો એ ભૂલ કરી.

દુર્ગાપ્રસાદ—આપણે એની ક્ષમા માગવી જોઇએ.

જયરામ—હા, એ ઠીક કહ્યું. આજ ને આજજ.

જ્યારે સ્હાંજે નિશાળ છૂટી ત્યારે વર્ગના બધા છોકરાઓ એકઠા થઇને વ્રજલાલ પાસે ગયા. જગતસિંહ તે સૌને મોખરે હતો. તે બોલ્યોઃ "ભાઇ ! અમે સઘળા તારા અપરાધી છીએ. અમે તારી સાથે જે ગેરવર્તણુક ચલાવી છે તે માટે અમે ખરેખર અમારા હૃદયથી લજ્જિત છીએ. અમારો અપરાધ ક્ષમા કર. તું સૌજન્યની મૂર્તિ છો; અમે મૂર્ખ–ગમાર છીએ. અમને દયા કરીને ક્ષમા કર."

વ્રજલાલની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. તે બોલ્યોઃ "હું તો પહેલેથી જ તમને મારા ભાઇઓ સમાન સમજતો હતો અને હજી પણ એમ જ સમજું છું. ભાઇ ભાઈની લડાઇમાં વળી ક્ષમા કેવી ?"

એક પછી એક સઘળા તેને ભેટી પડયા. આખી નિશાળના છોકરાઓ તેનાં વખાણ કરવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં છોકરાઓ ટોળું મળીને વ્રજલાલની ઉદારતા, સૌજન્ય અને સત્યની જ વાતો કરતા હતા. આખી નિશાળના છોકરાઓ તેને પૂજ્ય ગણવા લાગ્યા. હવે તે નિશાળના છોકરાઓનો મુખી—શિરમોર બની ગયો.

પહેલાં તેને સચ્ચાઇને માટે દંડ મળ્યો હતો; હવે તેને સચ્ચાઈનું ઇનામ મળ્યું.

# આત્મ-બળ.

( 'હિન્દી મનોરંજન' નામક હિન્દી માસિકમાંથી. )

**મૂળ લેખકઃ પ્યારેલાલ અગ્રવાલ.**

મદન કેદખાનામાં બેઠો બેઠો કાથાનું દોરડું વણી રહ્યો છે. ના૦ શહેનશાહની આજ્ઞાનુસાર કાલે તેનો છુટકારો થવાનો છે. કોણ જાણે શાથી આજે તેનું હૃદય ધડકી રહ્યું છે. હૃદયમાં કરોડો પ્રકારની આશાઓ ઉઠે છે, પરન્તુ એ પાછી ત્યાં ને ત્યાંજ લય પામી જાય છે. ક્ષણે ક્ષણે કોમળ બાલિકા કમળાનું ધૂળે મેલું થએલું મુખ ચૂમવાને તેનું મન લલચાય છે. સ્વદેશપ્રેમથી હૃદય ઉભરાઇ રહ્યું છે. ઘર, ગામ, બાગ, બગીચા, મિત્ર અને શત્રુ સુદ્ધાં નજરે પડે છે. જુઓ! અચાનક તેના હાથમાંથી દોરડું છૂટી પડે છે. હાથમાંનો દોરડું વણવાનો કાથો નીચે પડી જાય છે. તે કોઇનું ધ્યાન ધરી રહ્યો છે. અચાનક તેને ભાન આવે છે; આંખો ઉઘડે છે અને પાછું દોરડું વણવાનું યાદ આવવાથી કામ કરવા મંડી પડે છે. ધીમે ધીમે દિવસ વીતી ગયો. શાન્તિપ્રદાયિની માતા રાત્રીનું શુભાગમન થયું. મદન પણ અંદર જઇને પોતાના માટીના ઓટલાપર સુઇ ગયો.

વળી પાછું એજ ધ્યાન. ધીમે ધીમે આંખો બંધ થઇ. નિદ્રાદેવીએ પોતાની મોહિની જાળ પ્રસારી દીધી. કમળા આવી અને

"પિતા, પિતા" કહીને ગળે વળગી પડી. "મારે માટે શું લાવ્યા છો? હું તો રેશમી ઓઢણી લેવાની." આટલું કહીને બાલિકા રોવા લાગી. "બેટી, રો નહિ; જો ધીરજ રાખ. પણ નહિ, નહિ; ધીરજ શા માટે? રો, રો, એ રોવામાંજ શાન્તિ છે; એમાંજ સુખ છે. આખી દુનિયા જ્યાં રોઇ રહી છે ત્યાં તારે વળી આનન્દ કેવો? પણ મારી પાસે ન આવીશ. હું કેદી છું. હું ક્યાં અને તું ક્યાં? સેંકડો કોશનું આપણા વચ્ચે છેટું છે. આ ભયાનક કારાગૃહમાં વળી તારો પ્રવેશ કેવો? ના, ના; પણ તને એકવાર મારી ગોદમાં લઇ લઉં. તું તો સ્વર્ગીય પ્રતિમા છે!" અરે સ્નેહાંધ પથિક! ક્યાં કમળા અને ક્યાં તું? બેડીઓના ખણખણાટથી મદનની મોહનિદ્રા તૂટી ગઇ. સુખસ્વપ્ન અદૃશ્ય થયું. એજ લોઢાની બેડી અને એનું એજ હમેશનું કારાગૃહ! ધીમે ધીમે ભગવાન સૂર્યનારાયણનો ઉદય થયો. મદને એજ કાચી રોટલી અને પાણી જેવી દાળ ખાઇને રજા લીધી. જેલમાંથી છૂટીને મદને ભારતમાતાને અનેક ધન્યવાદ આપ્યા અને 'વંદેમાતરમ્'નું મધુર ગાયન ગાયું. આજે તેને સ્વાતંત્ર્ય-સુખનું ખરૂં જ્ઞાન થયું. પરંતુ સ્નેહ, પ્રેમ, અનુરાગ, આશા, નિરાશા, એ બધાં ફરીથી એકવાર તેના મગજમાં ઘોળાવા લાગ્યાં. શું કરવું અને ક્યાં જવું, એ વિચારમાં તે ઉભો રહ્યો.

મદન મોહનપુર ગામનો રહેવાશી હતો. તેણે મિડલની પરીક્ષા પાસ કરી એવામાં તેના પિતાનો સ્વર્ગવાસ થયો હતો. તે પોતાનાં ખેતર જાતેજ ખેડતો અને ગુજરાન ચલાવતો. ગામડામાં રહેવા છતાં પણ વર્તમાનપત્રો તરફ તેને ઓછો પ્રેમ ન હતો તે ઘણી જાતનાં વર્તમાનપત્રો મંગાવતો. તેનું પર્ણકુટિ જેવું ગામડાનું નાનું ઘર દેશભક્તો અને નેતાઓના ફોટાઓ અને ચિત્રોથી સુસજ્જિત હતું. રાત્રે ગામનો યુવાન વર્ગ તેને ઘેર આવતો, વર્તમાનપત્રો વાંચતો

અને ચર્ચાઓ કરતો. ઘણીવાર તો સ્વરાજ્યની ચર્ચા પણ ચાલતી. એમ કરતાં કરતાં એક સભા સ્થાપવાનો પણ નિર્ણય થઈ ગયો. આ ગામના જમીનદાર ઠાકોર દરિયાવસિંહ બહુ કડક મનુષ્ય ગણાતા. પોતાની ૭૦–૮૦ ગામડાંમાં જમીન હતી. પ્રજા તેમનું નામ સાંભળીનેજ કંપી ઉઠતી. ગામમાં તેમનો ડંકો વાગતો. તે ગામના તાજ વગરના રાજા ગણાતા. બેચાર દહાડામાંજ તેમને કાને વાત પહોંચી ગઇ કે મદન ગામના લોકોને ચ્હડાવી ચ્હડાવીને સ્વરાજ્યની વાતો કરે છે અને લોકોને ભડકાવી રહ્યો છે! અને વળી થોડાજ દહાડામાં એકાદ સભા પણ સ્થપાવાનો સંભવ છે. દરિયાવસિંહ સ્વરાજ્ય અને સભાનું નામ સાંભળીને બહુજ ગુસ્સે થયા. હોઠ કરડી ગર્જના કરી તે બોલ્યા: “એમ? મારી જમીનદારીમાં આવી વાતો? કહેવત છે ને કે 'ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય!' ”

થોડાજ દહાડામાં એક સભા સ્થાપવામાં આવી. એ વાતને બે મહિના વીતી ગયા. આજે એ સભાની પહેલી બેઠક—મીટિંગ—છે. ઠાકોર સાહેબે સભાના કામમાં વિઘ્ન નાખવાનાં ઘણાંયે ફાંફાં માર્યાં, પણ વળ્યું નહિ. જમીનદારો પ્રજાપર જે જે જુલમ ગુજારતા હતા તેનાપર સભામાં સખત ટીકાઓ થઇ. પ્રજામાં સઘળે ઉત્સાહ ઉત્સાહ વ્યાપી રહ્યો. પ્રજાનો આ ઉત્સાહ જોઇને દરિયાવસિંહના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. હવે એમાં મદનનું બલિદાન આપવાનુંજ બાકી રહ્યું હતું. સત્તાનો અહંકાર, ધનનો અહંકાર, બળનો અહંકાર પ્રબળ થઇ ઉઠયો!

એવામાં ગામમાં ઇન્ફ્લુએન્ઝા આવ્યો. એક એક કરતાં મદનનાં સઘળાં કુટુંબીઓ ગુજરી ગયાં. ફક્ત તેની એક માત્ર કન્યા કમળા બચી ગઇ. મદન હવે કોને માટે હળ જોડે કે ખેતી કરે? કોને માટે ધન એકઠું કરે? હવે તેને કોઇ પણ જાતની દરકાર રહી

નહિ. હવે તો તેની કુટિજ સભા–ભવન બની ગઇ.

*　　*　　*　　*

આજે મદન હાથમાં હાથકડી પહેરીને સેશન જજની કોર્ટમાં ઉભો છે. ચારે તરફ સખત પહેરો છે. સઘળા લોકો મદન તરફ તિરસ્કારભરી દ્રષ્ટિએ જોઇ રહ્યા છે. પરંતુ મદન દુ:ખી નથી. તે રોતો નથી; તેને કોઇ વાતની ચિંતા નથી. તેનું હૃદય દેશભક્તિથી ઉભરાય છે. તેના કાનમાં જાણે કોઈ કહી રહ્યું છે કે "તુ નિરપરાધી છે. આજેજ તારી વાસ્તવિક પરીક્ષા છે. આજે તારે માટે જીવન અને મરણનો પ્રશ્ન છે. જો આજે તું કસોટીમાંથી પસાર થયો તો યાદ રાખજે કે તારે માટે સદૈવ સુખ શાન્તિજ છે. અન્યથા, કર્મપથથી ભ્રષ્ટ થઇશ તો રૌરવ નર્કનો અધિકારી થઇશ."

મામલતદાર સાહેબ અને દરિયાવસિંહની ખટપટને પરિણામે આજે મદનને "બૉમ્બ" બનાવવાના આરોપસર પકડવામાં આવ્યો છે. ડિનેમાઇટ, પોટાસ, ગંધક, તરેહ તરેહની બાજી દવાઓ વગેરે એની કુટિરમાંથી નીકળ્યાં ! નેતાઓનાં ચિત્રો પણ ઉખેડી ઉખેડીને અદાલતમાં હાજર કરવામાં આવ્યાં. ઠાકોર સાહેબ બહુજ ઉદારતાથી કામ લઇ રહ્યા છે. મોટા અમલદારથી તે ઠેઠ ચપરાશી સુધીના દરેક જણની મુઠી તર કરી દેવામાં આવી છે! આજે મદનની વિરૂદ્ધ ઘણાયે ખુશામદી વકીલો વગર મહેનતાણે કામ કરી રહ્યા છે. સઘળા એમજ ચાહે છે કે જજ સાહેબની કૃપાદ્રષ્ટિ અમારાપર થઇ જાય. મદનની બાજુએ કોઇ વકીલ જ નથી. કોનામાં પાણી હોય કે મદનની તરફથી બોલે? બિચારી કમળાએ બહુયે દોડધામ કરી અને કેટલાયે વકીલોને પગે પડી પડીને આજીજી કરી, પરંતુ બધાએ એમજ કહીને પતાવવા માંડયુ કે: "અમને મદનને માટે બહુયે લાગણી છે, પણ શું કરીએ? સરકારના કોપાગ્નિમાં પડીએ

તો ક્યાંક અમારી સનદ છિનવાઈ જાય!" કેટલાક વળી તૈયાર થયા, પણ સમય આવતાં છટકી ગયા! મુકદ્દમો શરૂ થયો. મદને બહુજ નિર્ભયતાથી પોતાનો બચાવ કરીને કહ્યું કે "હું તદ્દન નિર્દોષ છું. હું 'બૉમ્બ'નું નામ સરખુંયે નથી જાણતો. હા, એટલું તો ખરૂં કે હું સ્વરાજ્ય-સભાનું કામકાજ કરૂં છું, પરંતુ 'બૉમ્બ' બનાવવાનું તો તૂત જ ઉભું કરવામાં આવ્યું છે." ત્યાર પછી ઠાકોર સાહેબની સાક્ષી આવી. તેમણે કહ્યું કે "મદનને હું સારી પેઠે ઓળખું છું. તે હમેશાં બ્રિટિશ રાજ્યને જડમૂળથી ઉખેડી નાખવાની કોશિશ કરે છે. મેં પોતે તેને ઘણીવાર એમ કરવાની મના કરી, પણ તેણે માન્યું નહિ. ચાર ૭ વાર તો એના ઘરમાંથી ધડાકાના અવાજ પણ સાંભળવામાં આવ્યા છે!" આ પછી બે ત્રણ જણની સાક્ષી લઇને સરકારી વકીલ મિ. ડાગે પૂર જોસથી આરોપ સાબિત કરવાને દલીલો કરી. જજ સાહેબે 'ઍસેસરો'ની સલાહ પૂછી. તેમણે તો અગાઉની માફક આ કેસમાં પણ કહી દીધું કે "આપનો અભિપ્રાય તે અમારો અભિપ્રાય!" જજ સાહેબે કંઇ કંઇ કલમો લાગૂ કરીને મદનને સાત વર્ષની સખત મજૂરી સાથેની કેદની શિક્ષા કરી. સાથે સાથે તેનાં ઘરબાર પણ જપ્ત કરવામાં આવ્યાં. આ કઠોર આજ્ઞા સાંભળવા છતાં પણ મદને આનન્દથી 'વંદેમાતરમ્'નો ધ્વનિ કર્યો.

ગામના નવયુવકોની આંખોમાંથી આંસુની અવિરત ધારા વહેવા લાગી. કમળા પણ રોઈ પડી. તેણે દોડીને બાપને મળવા ચાહ્યું, પરંતુ પોલિસે તેને ચાબૂક મારીને દૂર કરી. મદને દૂરથીજ બૂમ પાડીને કહ્યું: "બેટા! હું તને એ પરમકૃપાળુ, પતિતપાવન, દીનબંધુને ચરણે સોંપું છું. જીવતાં રહ્યાં તો પાછાં મળીશું. તું જરા પણ દુઃખી ન થા. મારો આત્મા આજે આનન્દથી ઉભરાઈ રહ્યો છે. હું પરમાત્માને એજ પ્રાર્થના કરૂં છું કે તે દેશના સઘળા સુપુત્રોને મારી પેઠે દઢ

બનાવે. તેઓ સ્વદેશને માટે, સ્વજાતિને માટે, ગરીબોના ઉદ્ધાર કાજે, આ જુઠા મુકદ્દમાઓમાં ફસાઇને પણ પ્રાણ અર્પણ કરી શકે."

તરતજ કૉન્સ્ટેબલોએ મદનનું ઘર ઘેરી લીધું. માલમિલ્કત, કપડાંલત્તાં, ઢોરઢાંખર, જે કંઇ હતું તે સઘળું સરકારે જપ્ત કરી લીધું. કમળાના કાનની વાળીઓ સુદ્ધાં ઉતારી લેવામાં આવી ! ફક્ત પહેરેલાં કપડાં ભેર તેને ઘરની બહાર કાઢી.

બાર વર્ષની કોમળ બાલિકા કમળા હવે રસ્તામાંની ભીખારણ બની ગઇ. કોની મગદૂર કે 'બોમ્બ' બનાવનારની કન્યાને આશ્રય આપે ?! તે ઘેરઘેર ઘૂમી, પણ કોઇએ તેની સાથે વાત સરખીયે ન કરી. ઉલટું કેટલેક ઠેકાણેથી સેંકડો ફિટકાર મળ્યા ! રોતી રોતી તે નજીકના જંગલમાં જતી રહી. ભૂખ મટાડવા ઝાડનાં પાંદડાં ચાવી પેટ શાન્ત કર્યું. પણ ખરી શાન્તિ કયાં ? ભુખ અને તરસથી તેનું મ્લાન મ્હોં વધારે મ્લાન થઇ ગયું. એક પત્થરપર આરામ લેવા સુતી અને ત્યાંજ નિદ્રાદેવીને આધીન થઈ.

સ્વપ્નમાં મદન આવ્યો. તે કહેવા લાગ્યો: " દીકરી, ઉઠ. તું શા માટે રૂએ છે ? તને શું દુઃખ છે ? દીકરી, હમેશાં અસત્યપર સત્ય વિજય મેળવેછે, અસત્ય નાશ પામે છે; આખરે સત્ય તરે છે. આ સંસારનો એ અટલ નિયમ છે. ઉઠ; દીકરી, સદાને માટે આં હીન દીશામાં પડી ન રહે. હૃદયમાં દૃઢ નિશ્ચય કર કે આજથી મારે દેશની સેવા કરવી. જો, આજે હું નિર્દોષ હોવા છતાં પણ મારે કારાગૃહમાં જવું પડે છે. યાદ રાખજે કે એક દિવસ તારે પણ ત્યાં આવવું પડશે અને એજ બેડીઓ પહેરવી પડશે. જ્યાં સુધી તારા સરખી વીર બાળાઓથી કેદખાનાં ઉભરાઇ નહિ જાય, જ્યાં સુધી તારા જેવી કોમલાંગનાઓ દેશપર પ્રાણ ઓવારી નાખવાને તૈયાર નહિ થાય, ત્યાં સુધી દેશનું દુઃખ દૂર થવાનું નથી. બસ નહિ

થાય તો આ જગતમાંથી તારી જાતિનાં—તારા દેશનાં—ગુણ—ગૌરવ, જ્ઞાન, માન, ધન, ધાન્ય સર્વ લુપ્ત થઇ જશે. પહેલાં સાચા મહાત્માઓનો સત્સંગ સેવીને તારા આત્માને ઉચ્ચ બનાવ; સંયમી બન. ત્યાં સુધી તું કંઈ પણ કરી શકીશ નહિ. જો તું મને સુખી કરવા ચાહતી હો, જો તું માનવજીવન સુખી કરવા માગતી હો, તો લે; મારા હાથમાંનું આ ભારતમાતાનું ચિત્ર લે. એમાં એ માતૃભૂમિ કાજે બલિદાન તરીકે હોમાયેલાઓનાં ચિત્રો પણ છે. એનો પવિત્ર સ્પર્શ કરી પરમાત્મા સમક્ષ પ્રતિજ્ઞા કર કે હું આજન્મ કુમારી રહીશ અને મારૂં આખું જીવન દેશસેવામાંજ વીતાવીશ. ”

કમળાએ ચિત્ર હાથમાં લઇને પ્રતિજ્ઞા કરી. તેનું હૃદય પ્રફુલ્લિત થઈ ઉઠયું. તેણે સદાને માટે મદનને ફક્ત એક—છેલ્લી—વાર મળવા ઇચ્છયું. પરંતુ તે એક વૃક્ષ સાથે અથડાઈ પડી. આંખો ઉઘડી ગઇ !......એજ વન, એજ સંધ્યા અને એજ શિલા !

* * * *

આજે બહુ ધન્ય દિવસ છે. ઠાકોર દરિયાવસિંહ એક “ ફાઈટન ” ગાડીમાં બેસીને સાથે ફ્રૂટના ટોપલા લઇને કયાંક જઇ રહ્યા છે. ટોપલામાંનાં ફળફળાદ એટલાં તાજાં, પાકાં, મધુર અને સુંદર છે કે જોતાંજ મ્હોંમાં પાણી આવી જાય છે. પરંતુ એ ચીજો વિધાતાએ કંઇ આપણે માટે નથી બનાવી. એ તો ફક્ત ગૌરાંગ પ્રભુઓનેજ ચરણે ધરી શકાય ! પાસે એક સોનાની ન્હાની રકાબીમાં સોનાનો એક હીરાજડિત હાર છે. થોડીજ પળમાં ગાડી કલેકટરના બંગલામાં પેઠી. ખબર કહેવડાવ્યા બાદ ઠાકોર સાહેબ અંદર ગયા અને જઇને તરતજ પેલો હાર ‘ મેમ સાહેબ ’ ના ગળામાં પહેરાવી દીધો ! કલેકટર સાહેબે તેમનો હાથ પકડીને સ્હામેની ખુરશીપર બેસાડવાનો આગ્રહ કર્યો; પરંતુ ઠાકોર સાહેબ બોલ્યા : “ આ

ગુલામ એના ઉપર બેસવાને યોગ્ય નથી. એ સ્થાન તો હજૂરનેજ યોગ્ય છે !! " કલેક્ટર સાહેબે ઠાકોર સાહેબને બતાવીને ' મેમ સાહેબ ' ને કહ્યું: " મિની ! એ પોતેજ ઠાકોર દરિયાવસિંહ છે !" પછી ઠાકોર સાહેબને ઉદ્દેશીને કહ્યું: " આપ સરકારના સાચા ખેરખાહ છો. આપને વિષે મને બહુ ઉંચો અભિપ્રાય છે. મેં આપની બાબતમાં વાઇસરૉય સાહેબને લખ્યું છે. "

થોડીક વાર રોકાઇને બે ત્રણ લાંબી લાંબી સલામો કરીને ઠાકોર સાહેબે રજા લીધી !

બે કે ત્રણ અઠવાડિયાં પછી ઠાકોર સાહેબને " ઑનરરી મેજિસ્ટ્રેટ " નો હોદ્દો આપવામાં આવ્યો. તેમણે લોકોના દંડ કરી કરીને સરકારી ખજાનો છલોછલ ભરી દીધો. પોલિસ તરફથી આવતા મુકદ્દમામાં સેંકડે પંચાણુ જણને તો અવશ્ય સજા થતી જ ! સાથે સાથે તેમણે કેટલાંક એવાં પણ કાર્યો કર્યાં કે જેથી સરકારે તેમની કાર્યકુશળતા અને ન્યાયપ્રિયતાથી પ્રસન્ન થઇને તેમને " કે. સી. એસ. આઇ. " અને " સર " ની ઉપાધિ આપી.

ઇલાકાનાં મોટાં મોટાં સમાચારપત્રોએ તેમનાં લાંબાં લાંબાં વખાણ કર્યાં. સાથે સાથે તેમના અનેક ફોટોગ્રાફો પણ એમાં પ્રસિદ્ધ થયા. હવે તો તે આદર્શ ભારતીય સંતાન ગણાવા લાગ્યા !

દુઃખની વાત છે કે આજે તેમનો એકનો એક પુત્ર સુજન-સિંહ ગુજરી ગયો છે. સ્હામે પુત્રવધુનું કરુણ આક્રન્દ જેયું નથી જતું. આ દુઃખમાં-ઘોર દુઃખમાં-અચાનક તેમને મદન યાદ આવ્યો. તેમનું હૃદય જાણે એમ જ કહેવા લાગ્યું કે મદન ઉપર કરેલા અત્યાચારોનું આ પ્રાયશ્ચિત છે. નિરઅપરાધિની, ઘરઘરની ભિખારણ બનાવી મૂકેલી કમળાના નિસાસાનું આ ફળ છે.

ધીમે ધીમે તેમને કૉર્ટના કામ તરફ કંટાળો-તિરસ્કાર-

આવવા લાગ્યો. વાઇસરૉય સાહેબ ઇલાકામાં આવ્યો ત્યારે ઠાકોર સાહેબને પણ આમંત્રણપત્રિકા મોકલવામાં આવી, પણ તે ન ગયા. હવે તો તે કલેકટરને પણ મળવા ઇચ્છતા ન હતા. આખો દહાડો તે એકાન્તમાં જ ગાળતા. તેઓ હવે શાન્તિ ઇચ્છતા. પણ તે ક્યાં? પાપી હૃદયને માટે શાન્તિ તો આકાશકુસુમવત્ છે. એક દિવસ બગીચામાં બેઠાં બેઠાં તેમને એમ લાગ્યું કે જાણે મદન પોતાની સ્હામે ઉભો છે. જાણે તે આગળ આવીને ક્રોધપૂર્ણ શબ્દોમાં બોલે છે કે "અરે કૃતઘ્ન ! દેશદ્રોહી ! હજી પણ તું જીવતો છે ? હજી પણ તું તારા દેશભાઇઓનું લોહી ચૂસી રહ્યો છે ! તેં તારા દેશના ગૌરવને–જાતિગૌરવને–માટીમાં મેળવી દઇને, સ્વાતંત્ર્ય-સુખપર લાત મારીને આ માન ચાંદ મેળવ્યા છે ! તેં તારી જનનીની કૂખ લજાવી છે; અને છતાં તારે શાંતિ જોઇએ છે ? જો હું જેલમાં ચાબુકોનો માર સહન કરીને, દળણાં દળીને, દોરડાં વણીને, કાચી રોટલી અને ચણા ચાવીને, પરંતુ માતાનું મુખ ઉજ્જવલ કરીને જાણે નન્દનવનમાં–શાન્તિ સદનમાં–વાસ કરતો હોઉં એવું સુખ અહીં પણ ભોગવું છું. અને તું પૈસાદાર, આબરૂદાર, રાજ્ય તરફથી માનપાન પામેલો અને અનેક પદવીધારી હોવા છતાં પણ રૌરવ નર્કની પ્રચંડ જ્વાળામાં જાણે ભસ્મીભૂત થતો હોય એવું દુઃખ સહન કરે છે ! ઉઠ, ઉઠ; જરા ચેત; હજી પણ સમય છે. હજી પણ તું તારા કલંકની કાળી ટીલી ધોઇ નાખી શકે એમ છે. ગરીબોના નિઃશ્વાસથી બચી જા અને સમસ્ત સંસારને બતાવી દે કે તારા જેવા પણ સર્વભાવે દેશસેવા કરીને પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી શકે છે."

આજે પત્થર પીગળી ગયો. ભારતમાતાના એક મૂર્ખ અજ્ઞાની પુત્રના હૃદયમાં આજ સ્વદેશભક્તિની જ્વાળા ઝળહળી ઉઠી. દરિ-

યાવસિંહ બોલ્યાઃ "બસ થયું, મદન! હવે વધારે ન સતાવ. નહિતર આ નારકી કીડો પોતાના પ્રાણ ત્યાગ કરશે. આ હૃદય વિદીર્ણ થઇ ચૂરેચૂરા થઇ જશે." મદન વધારે ઉત્તેજિત થઇ બોલ્યો: "આત્મઘાત? શું આત્મઘાતથી પ્રાયશ્ચિત થઇ શકે છે? નહિ નહિ; કદાપિ નહિ. આત્મઘાત મહાન પાપ છે. જો તારે સાચું પ્રાયશ્ચિત કરવું હોય, જો તારે પાપરૂપી કાદવમાંથી બહાર નીકળવું હોય, જો તારે નિરપરાધીઓના નિઃશ્વાસમાંથી બચવું હોય, તો દેશસેવા કર. ઉપાધિઓનો-માન ચાંદ અને ખિતાબોનો-ત્યાગ કર. નિરપરાધીઓનું લોહી ચૂસી ચૂસીને તેં જે ધન એકઠું કર્યું છે તે તેમને માટેજ ખર્ચી નાખ. તેમની સેવા કર." હજી તો મદન પૂરૂં બોલી રહ્યો ન હતો એટલામાં ઠાકોર સાહેબે દોડીને તેને ચરણે પડવાનો પ્રયત્ન કર્યો. પણ મદનનાં ચરણ ક્યાં? તે તો જેલમાં છે! હરિયાવસિંહ મૂર્છા ખાઇ પત્થરપર પડયા. માથું ફૂટી ગયું. લોહીની ધારા વહેવા લાગી.

* * * *

સ્વામી આત્માનંદ વયોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ અને મોટા યોગી છે. તેમણે ન્યાયમિમાંસા આદિ અનેક ગ્રન્થોનું ઘણીજ સમજ અને ધ્યાનપૂર્વક અધ્યયન કર્યું છે. જ્યારથી મદન જેલમાં ગયો છે, તે દહાડાથી કમળા એમની પાસેજ અભ્યાસ કરે છે. તે ઘણા ગ્રન્થોનો અભ્યાસ કરી ચૂકી છે. હમણાં તે તિલક કૃત "ગીતા રહસ્ય" નું અધ્યયન કરી રહી છે. સ્વામીજી પણ તેને અત્યંત પરિશ્રમપૂર્વક અભ્યાસ કરાવે છે અને સાથે સાથે કર્મપથપર દઢ કરી રહ્યા છે. કેટલાક દહાડા પછી સ્વામીજીએ કમળાને કહ્યું: "પુત્રી! હવે હું હિમાલય જવા ઇચ્છું છું. તું હવે દેશનું હિત કરવાને યોગ્ય થઇ ચૂકી છે. જા અને તેત્રીસ કરોડ ભારતવાસીઓના હૃદયમાં

સ્વદેશભક્તિ ઉત્તેજિત કર. તેમને સુયોગ્ય કર્મપથપર લાવ. તારા પિતાની પવિત્ર આજ્ઞાનું પાલન કર કે જેથી તેના આત્માને શાંતિ મળે. એમાંજ તારૂં કલ્યાણ છે; એજ સ્વર્ગીય જીવન છે.

* * * *

આજે અંગ્રેજી વર્તમાનપત્રોમાં મોટો ગણગણાટ ફેલાઇ રહ્યો છે. ઘણાએ તેને ખુલ્લી રીતે ગાળો ભાંડે છે. એક હિન્દુસ્તાની વર્તમાનપત્રમાં છપાયું છે કે ઠાકોર દરિયાવસિંહે ઘણીજ નિર્ભયતાથી પોતાના માન—ચાંદનો ત્યાગ કર્યો છે; તેમણે પોતાનું ખરૂં આત્મગારવ બતાવી આપ્યું છે.

* * * *

કેદમાંથી છૂટી આવેલો મદન કમળાને શોધી રહ્યો છે, પરંતુ તેનો કયાંય પણ પત્તો નથી. અનેક સ્થળે તપાસ કરી, પરંતુ તેના કંઇ પણ સમાચાર મળ્યા નહિ જુઓ, મદન શું વિચાર કરે છે? સુખની અસ્થિરતા, દુઃખનું પરિણામ, નિરાશાની કાતરતા, સ્નેહની વ્યાકૂળતા, સંસારની ગતિ, મનુષ્યનાં દુઃખ, હૃદયની દશા, આશાની છેતરપીંડી, ભાગ્યની નિષ્ઠુરતા, અને એજ કમળાનું ધૂળે મેલું થયેલું મુખ!! કોણ જાણે એ શુંયે સંકલ્પ વિકલ્પ કરી રહ્યો છે! જુઓ, તે શો વિચાર કરે છે? "મદનની કન્યા કમળા પાપપથની પથિક થઇ ગઇ. શું મારી આશાઓ—આકાંક્ષાઓ—પર એણે એકદમ લાત મારી? ના, ના; તે હજી જીવતીજ છે. હૃદય કહે છે કે તે જીવતી છે! ચાલ, ઘરેઘર ફરૂં; ગામેગામ શોધું; વનેવન ઢુંઢું." એટલામાં દૂર—ઘણે દૂરથી કોઈ મધુર સ્વરે બોલ્યું હોય એમ ભાસ થયો કે "કમળા જીવે છે. તે માનવજીવનને સુધારી—ઉન્નત બનાવી રહી છે." મદનનું હૃદય ધડકવા લાગ્યું જાણે છાતીપરથી ભાર દૂર થઇ ગયો હોય એવું લાગવા માંડ્યું. હૃદયની અંદર—ઉંડાણના ભાગમાં

જાણે કોઇ બોલ્યું હોય એમ સંભળાયું કે " આશા ! આશા ! ! આશા ! ! ! "

* * * *

કાનપૂરમાં આજે એક પુરુષ માથે સાફો બાંધી, પિતાંબર પહેરી પોકારી પોકારીને શહેરીઓને કંઇક કહી રહ્યો છે: " આજે શ્રીમતી કમળાદેવી બે વાગ્યાની ટ્રેનમાં આવનાર છે. લોકોને તેમનું સ્વાગત કરવાને સ્ટેશને જવાની વિનતિ છે. " આ વૃદ્ધ પુરુષની વાણીએ કંઈ અજબ અસર ઉત્પન્ન કરી ! ! જોતજોતામાં આ સમાચાર આખા શહેરમાં વિજળીવેગે ફેલાઇ ગયા. દુકાનો શણગારાવા લાગી. " શુભાગમન " નાં સુશોભિત પાટિયાં ટંગાવા લાગ્યાં. માણુસોનાં ટોળેટોળાં સ્ટેશન તરફ દોડવા લાગ્યાં. બેજ કલાકમાં સ્ટેશન ખીચોખીચ ભરાઇ ગયું !

સિગનલ પડી; ભક્ ભક્ કરતી ટ્રેન આવી; " વંદેમાતરમ્ " નો દિશા ચીરતો ઘોષ થયો. થર્ડ કલાસના એક ડબ્બામાં દેવીજીનાં દર્શન થયાં. પ્લૅટફૉર્મ પર પગ મૂકતાંજ અનેક નવયુવકો ચરણસ્પર્શ કરવાને દોડયા. ધન્ય ભારતીય હૃદય ! !

ઘણીજ મુશ્કેલીએ દેવી પ્લૅટફૉર્મ પરથી બહાર આવી શક્યાં. દરિયાવસિંહે ઘણુંયે કહ્યું કે દેવીની તબિયત સારી નથી તેથી તે મૉટરમાં બેસીને ઝપાટાબંધ ઉતારે પહોંચવા ચાહે છે; પરંતુ નવયુવક વિદ્યાર્થીઓએ તે જરા પણ કાને ધર્યું નહિ. દેવીને બેસાડયાં. હજારો મનુષ્યોના સરઘસ સાથે ગાડી આખા ગામમાં ફરીને ત્રણ કલાકે ઉતારે પહોંચી.

કવાયતનું મેદાન ઠસોઠસ ભરાઇ ગયું છે. દરેક જણ ઇચ્છે છે કે હું આગળ જઇને બેસું, પરંતુ કોઇની મગદૂર નથી કે એક તલપૂર પણ આગળ વધી શકે. સર્વ લોકો બહુજ ઉત્સુકતાથી દેવીના આગમનની રાહ જોઇ રહ્યા છે. દરિયાવસિંહ વારંવાર પોકારી પોકા-

રીને કહે છે કે: " શાન્તિ, શાન્તિ; જરા શાન્તિ રાખો. દેવી હમણાંજ આવશે. "

દેવી આવ્યાં. "વંદેમાતરમ્" નું ગીત ગવાયું. ત્યારપછી દેવીના સ્વાગત અર્થે અનેક કવિતાઓ ગવાઈ. અંતે દેવીનું વ્યાખ્યાન શરૂ થયું.

દેવીનું વક્તૃત્વ બહુજ પ્રખર અને જોસભર્યું હતું. વ્યાખ્યાનમાં દેવીએ ભારતવાસીઓને તેમના પરમ કર્તવ્ય માટે પ્રેર્યા અને દેશોદ્ધારનો માર્ગ બતાવ્યો. સ્ત્રીકેળવણી ઉપર દેવીએ અત્યંત ભાર દીધો. છેવટે દેવી બોલ્યાં: " આનન્દની વાત છે કે સમસ્ત દેશમાં જાગૃતિ આવી ગઈ છે. એક સમય એવો પણ હતો કે જ્યારે સઘળા લોક " દેશભક્ત " નું નામ સાંભળતાં જ ચમકતા હતા અને દેશોદ્ધારમાં રત રહેનારાઓને રસાતલ પહોંચાડવાના પ્રયત્ન કરતા હતા. આજના આપણા સભાપતિ-પ્રમુખ મહાશય—દરિયાવસિંહે મારા પિતા મદનચન્દ્રને આવી—આજના જેવી—સભા મેળવવાના ગુન્હા (!) માટે કારાગૃહમાં મોકલી દીધા છે ! " આટલું કહેતાં કહેતાં દેવીની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. સાંભળનારાઓનાં હૃદય દ્રવી ગયાં અને તેમના મનમાં દરિયાવસિંહ તરફ કંઇક તિરસ્કાર ઉત્પન્ન થયો. દેવીએ આંખો લુછી પાછું આગળ ચલાવ્યું: " પરન્તુ આનન્દની વાત છે કે દરિયાવસિંહે પોતાના એ પાપનું પૂરેપૂરૂં પ્રાયશ્ચિત કર્યું છે. " હજી દેવી આગળ બોલવા જાય છે એટલામાં તો ભીડમાંથી એક મનુષ્ય અચાનક ઉભો થઇ ભીડ ચીરી કમળા તરફ દોડતો દોડતો બોલ્યો: " અરે કમળા ! તું અહીં ક્યાંથી ? " આટલું કહીને તે દેવીની પાસે ગયો અને તેને ગોદમાં લઇ લીધી. દરિયાવસિંહ પણ એ મનુષ્યનું મ્હોં જોતાંજ એકદમ ઉભા થઇ ગયા અને બોલી ઉઠ્યા: " અરે ! ભાઇ મદનચન્દ્ર ! ! "

---



# કલ્યાણી.

( 'ગૃહલક્ષ્મી' નામક હિન્દી માસિકમાંથી. )

કલ્યાણીની પડોશમાં એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. તે દરરોજ કલ્યાણીની પાસે આવતી જતી અને મીઠી મીઠી વાતો કર્યા કરતી. કલ્યાણીનાં બાળકો માટે તે રોજ ને રોજ કંઈ કંઇ મિઠાઇ લાવતી. બાળકો તે ઘણા હેતથી ખાતાં અને તેને હમેશાં 'કાકી' કહીને બોલાવતાં.

એક દિવસે તે બ્રાહ્મણી એક રેશમી સાડી લાવી અને કલ્યાણીને બતાવીને કહ્યું: " જુઓ વહુ, આ કેવી સુંદર રેશમી સાડી છે ? એક વિધવા બાઇએ તે વેચવા કાઢી છે. મને એ બહુજ ગમવાથી હું તેની પાસેથી તમને દેખાડવા માટે લઈ આવી છું. જો તમને પસંદ પડે તો હું તમને એ ફક્ત આઠજ રૂપીઆમાં અપાવીશ."

બ્રાહ્મણીની આ વાત સાંભળીને કલ્યાણી બહુ ખુશી થઇ અને તેને આઠ રૂપિયા ગણી આપીને કહેવા લાગી: " હવે પછી પણ જ્યારે તમારા જોવામાં આવી કોઇ લોભ પડતી સસ્તી ચીજ આવે ત્યારે મારી પાસે જરૂર લાવજો."

એ પછી બ્રાહ્મણી વારંવાર કોઇ ને કોઈ નવી વસ્તુ લાવવા લાગી. કલ્યાણી તે ઘણી ખુશીથી ખરીદતી. એક દિવસ તેણે એક જોડ સોનાનાં કડાં આણ્યાં અને કલ્યાણીને કહ્યું: "વહુ ! આ જુઓ, કેવાં સારાં છે ! એની કિંમત પાંચસો રૂપિયા છે; પણ તમારે લેવાં હશે તો હું તમને એ ચારસોમાં અપાવીશ." આટલું કહીને તે કડાં બતાવવા લાગી. બ્રાહ્મણીની વાત સાંભળીને કલ્યાણીએ કહ્યું: "મારી પાસે ચારસો રૂપિયા તો નથી, પણ ઘરખર્ચમાંથી બચાવીને મેં આજ દહાડા સુધીમાં આશરે ત્રણસોએક રૂપિયા એકઠા કર્યા છે, તે છે. જો એટલામાં અપાવો તો જરૂર એ ખરીદી લઉં."

બ્રાહ્મણીએ કહ્યું: "ફિકર નહિ; તમારી સાથે જીવ મળ્યો છે તો વેચનારને સમજાવી એટલા રૂપિયામાં અપાવી દઇશ."

કલ્યાણી બોલી: "તો તો બહુ સારૂં. આ લો ત્રણસો રૂપિયા." આટલું કહીને તેણે બ્રાહ્મણીને ત્રણસો રૂપિયા ગણી આપ્યા.

બ્રાહ્મણીએ રૂપિયા લઇ કડાંની જોડ કલ્યાણીને આપી અને "ચાલો, પક્ષી જાળમાં ફસાયું" એમ મનમાં કહેતી કહેતી ચાલી ગઈ. આ બાજુ, સસ્તામાં સોનાનાં કડાં મળવાથી કલ્યાણી ખુશી ખુશી થઈ ગઈ અને તેનું ઘણુંજ જતન કરીને સંભાળથી પેટીમાં મૂક્યાં.

ઉપલી વાતને ત્રણ ચાર વર્ષ થઇ ગયાં. કલ્યાણીના છોકરાનાં લગ્ન થવાનો વખત આવ્યો. આથી તેનો પતિ રામલાલ ઉદાસ થઇ કહેવા લાગ્યો: "ખર્ચ કરવા માટે એક પણ રૂપિયો ઘરમાં નથી; અને પૈસા વિના લગ્ન અટકે છે. પુત્ર ઉમ્મરલાયક થઇ ગયો છે, માટે લગ્ન કરવું પણ જરૂરનું જ છે."

કલ્યાણીએ કહ્યું: "પૈસા નથી તો ફિકર નહિ. મારી પાસે સોનાનાં કડાંની એક જોડ છે. તે બજારમાં વેચીને પૈસા લાવો અને

લગ્નનું ખર્ચ ચલાવો." આટલું કહી, તેણે એ કડાં કેવી રીતે મેળવ્યાં હતાં તેનું સઘળું વૃત્તાંત પોતાના પતિને કહી સંભળાવ્યું.

કલ્યાણી કડાં લઇ આવી. રામલાલ તે લઇને બજારમાં ગયો. પણ સોનીએ તે જોતાંજ કહ્યું કે "આ તો પિત્તળનાં છે! એની કિંમત તો છ આના યે નથી." રામલાલે એ બીજા સોનીઓને બતાવ્યાં, પણ બધેથી એક સરખોજ ઉત્તર મળ્યો.

રામલાલ દુ:ખી હૃદયે ઘેર આવ્યો. બન્ને સ્ત્રી પુરુષને ઘણો ક્લેશ થયો. તેમણે આખો મહોલ્લો અને ગામ માથે કર્યું, પણ ચાલાક બ્રાહ્મણીનો પત્તોજ મળ્યો નહિ!

વાંચનાર ભાઇઓ અને બ્હેનો! હવે તો તમે સારી રીતે પેલી બ્રાહ્મણીની ચાલાકી સમજી ગયાં હશો, કે તેણે કલ્યાણીને છેતરીનેજ રૂપિયા લીધા હતા અને પછી અગિયારા ગણી ગઇ હતી! આવા લોકોથી હમેશાં ચેતતા રહેવું જોઇએ અને આવાં દુષ્ટ ઠગ મનુષ્યોની જાળમાંથી બચવું જોઇએ. કહેવત છે કે "લોભીઆ વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે." જે માણસ કાંઇ પણ કારણ વિના પોતાની મોટાઇ અથવા તો સ્નેહ બતાવે તેનાથી ભોળવાઇ જવું જોઇએ નહિ.

અકારણ દયા ખાવાનો સ્વભાવ તો અસાધારણ શ્રેષ્ઠ જનોમાંજ હોય છે; પરંતુ સ્વાર્થી અને કનિષ્ઠ માણસો પણ તેમના જેવોજ ડોળ કરતાં હોવાથી તેમનાથી બહુ સાવચેત રહેવું જોઇએ.

---o---

# પ્રલોભન.

( 'મંજરી' નામક હિન્દી પુસ્તકમાંથી. )

એક ફ્રેંચ વાર્તા ઉપરથી  લખનાર: યોગેન્દ્રનાથ સમાદ્દાર, બી. એ.

( ૧ )

" કોણ, પાલ ! તમે તે કેવા આદમી હશો ? તમારે આવવાનું હતું સાડા ૭ વાગ્યે અને ચાલ્યા ચાલ્યા સાડા સાત વાગ્યે આવ્યા ? એક કલાક મોડા ? જમવાનું પણ બધું ટાઢું ઠીકરા જેવું થઇ ગયું ! મારે આજે લીલામમાં એકાદ સસ્તી જાકિટ મળે તો લેવા જવું હતું. આજે લીલામનો છેલ્લો દહાડો છે. "

આમ, સ્વામીની અભ્યર્થના કરીને પત્નીએ તેનું સ્વાગત કર્યું. તે બન્નેનાં લગન થયે આજ ચાર વર્ષ વીતી ગયાં છે. યુવક પેરિસની મ્યુનિસિપાલિટીનો સભાસદ છે. એક વખત એવો પણ હતો કે જ્યારે યુવકની પાસે અઢળક ધન હતું; પરંતુ આજે ભાગ્યની ક્રૂરતાથી એ દિવસ નથી રહ્યો. આજે તે પેરિસની નજીક એક નાના સરખા ગામમાં એક કાતરિયામાં વાર્ષિક દસ પૌંડ ભાડું ભરીને રહે છે. ઘરમાં સરસામાન પણ બહુજ થોડો છે અને જે છે તે પણ સાધારણ છે. એક લખવાનું ટેબલ, એક ભોજનનું નાનું ટેબલ અને બે ભાંગેલી ખુરશીઓ, એટલું ફરનીચર પડ્યું છે.

એક ખૂણામાં પાર્લામેન્ટને લગતી બહુ બુકો—ચોપડીઓનો ઢગલો પડયો છે. ખાણાના ટેબલપર પાથરેલી ચાદરમાં પણ બે ત્રણ કાણાં નજરે પડે છે. દીવાલપર એક છબી અને એક ભાંગેલો અરીસો ટાંગેલો છે. આખા ઘરપર એક નજર ફેંકતાંજ રહેનારની ગરીબાઇનો ખ્યાલ આવી શકે છે; યુવકનો પોષાક પણ મૂલ્યવાન નથી જણાતો.

ચાર વર્ષની ગરીબાઈ અને સખત મહેનત છતાં પણ યુવતીના સૌન્દર્યમાં રજમાત્ર ખામી નથી આવી. તેણે જે વસ્ત્ર પહેર્યાં હતાં તે હલકી કિંમતનાં છતાં સ્વચ્છ હતાં. માથાના વાળ પણ સુઘડતાથી ઓળેલા હતા. મ્હોં પ્રફુલ્લ હતું. નાની ટેબલપર ભોજન મૂકતી મૂકતી સ્વામી તરફ જોઈ મ્હોં મલકાવી તે બોલીઃ " પધારો, મેમ્બર સાહેબ ! પેરિસ નગરીની મહાસભાના સભાસદને યોગ્ય ભોજન તૈયાર છે ! " યુવક પણ હસતો હસતો આવીને ટેબલ આગળ બેઠો. તેણે પૂછયુંઃ " આજે શું રાંધ્યું છે મેરી ? "

યુવતી બોલીઃ " કંઈ કંઈ ચીજો છે—રોટલી, દાળ, શાક વગેરે છે. એકાદ ચટણી પણ છે. " આટલું કહીને તેણે એક લુખો નિઃશ્વાસ નાખ્યો. યુવક તે નિઃશ્વાસનો અર્થ સમજ્યો. તે બોલ્યોઃ " પ્રિયતમે ! એક તારે કારણે જ જીવતો રહ્યો છું. આજદિન લગી મહાસભાના બજેટના કરોડો રૂપિયાના વિચાર કર્યા છે અને હિસાબ ગણ્યા છે; જ્યારે મારે ઘરમાં તો—"

યુવતી તેને આગળ બોલતો અટકાવીને વચમાંજ બોલી ઉઠીઃ " રહેવા દો; નકામો જીવ શા માટે બાળો છો ? એવી વાતો વિચારવાથી શો ફાયદો ? એક દહાડો પ્રભુ એવો પણ આપશે કે આપણી આ હાલત ફરી જશે અને રૂડા દહાડા જોઇશું. કહો જોઇએ ભોજન કેવું થયું છે ? " દાળની રકાબી ખલાસ કરતો કરતો યુવક બોલ્યો

" ઘણુંજ સરસ ! થોડીક બીજી દાળ આપ, ખરૂં કહું છું મેરી, કે આખા પેરીસ શહેરમાં તારા કરતાં વધારે સારૂં રાંધનારી કોઇ પણ નહિ હોય." પછી એક નિઃશ્વાસ નાખી તે ફરીથી બોલ્યો: " મેં નહોતું ધાર્યું કે આટલી રાત્રે તારે સસ્તી જાકિટ ખરીદવા લીલામમાં જવું પડશે ! "

" વળી પાછી એજ વાત ? " યુવતીએ વધુને વધુ વીનવણી કરવા માંડી. સ્વામી જમી ઉઠયો. યુવતી એક નાની પ્યાલી કૉફી અને એક હલકી કિંમતની ચિરૂટ તેના આગળ મૂકીને લીલામમાં જાકિટ લેવા જવાને તૈયાર થઇ. યુવકે પૂછ્યું: " હું સાથે આવું ?" યુવતીએ જવાબ આપ્યો: " ના, હું હમણાં જ આવતી રહીશ. તમે અત્યારે મારી સાથે આવશો તો પછી પેલો લેખ ક્યારે પૂરો કરશો ? એ લેખ કાલે તો તૈયાર જોઇએ. "

( ૨ )

આટલું દુઃખ સહન કરવા છતાં પણ આ આપણા મેમ્બર સાહેબ સુખી છે. ફકત જ્યારે તેમને પોતાની પત્નીને સહન કરવા પડતા કષ્ટનો ખ્યાલ આવે છે ત્યારે તો જ્ઞાન-શૂન્ય બની જાય છે અને તેમનું હૃદય ભરાઈ આવે છે. તેઓ સભાસદ તરીકે હજી એક વરસ સુધી રહેશે. ત્યાર પછી નવી ચુંટણી થશે.; પરંતુ એ નવી ચુંટણીમાં આ યુવકનો ચુંટાવાનો જરા પણ સંભવ નથી. તે પોતે સારો વ્યાખ્યાનકર્તા પણ નથી; વળી તે ગરીબ છે. તેને કોણ મદદ કરે ? અથવા તેની ચુંટણી કરવાની ભલામણ પણ કોણ કરે ? એટલું ખરૂં કે તે એક અચ્છો લેખક છે; પરંતુ ચોપાનિયાંવાળા પોતાનો સ્વાર્થ જોવા જેટલા ઉદાર ભાગ્યેજ હોય છે. ઉંડો વિચાર કર્યા પછી દુઃખી હૃદયે તે યુવક લેખ લખવા માટે ટેબલ આગળ ગયો. એટલામાં અચાનક કોઇએ બારણું ઠોકયું. બારણું

ઉઘાડતાં જ રાત્રીના પોશાકમાં સજ્જ થયેલા એક અજાણ્યા માણસે શેકહેન્ડ માટે હાથ લાંબો કરીને કહ્યું: "માફ કરજો; આપજ આ મહોલ્લા તરફના પ્રતિનિધિ હો એમ જણાય છે."

યુવકે કહ્યું: "હાજી, હું જ. આવો બેસો."

આવનારે કહ્યું: "બહુજ ક વખતે હું આપને તસ્દી આપવા આવ્યો છું. આપના ઘરમાં બીજા કોઇ સાહેબ છે કે ?

યુવક બોલ્યો: "નાજી; મારી સ્ત્રી છે પણ એ હમણાં જ બહાર ગઇ છે."

તે અપરિચિત માણસે ખુરશીપર બેસીને એક વખત ચારે તરફ નજર નાખી. પછી તે બોલ્યો: "મારૂં નામ જોન લૅંગ છે. એક ખાસ મતલબ માટેજ હું આપને અત્યારે તસ્દી આપવા આવ્યો છું. ફ્રેંચ મિડ લૅન્ડ લાઇન રેલ્વે બનવાના ઠરાવપર વિચાર કરવા માટે મ્યુનિસિપલ સભાએ જે કમિટી નીમી છે તેમાં આપ પણ છો. આ રેલ્વે બનવાથી ફ્રેંચ જાતિને મનમાન્યો આર્થિક લાભ થવાનો છે. આપને આ વાત કહેવા અને આ પ્રસ્તાવની બાબતમાં આપનો મત જાણવાને માટે હું આવ્યો છું. તેના સઘળા કાગળ પત્ર મારી પાસે છે. મારી ખાતરી છે કે આ કાગળિયાં વાંચી જોઇને આપ અવશ્ય આ લાઇન બનાવવાના પક્ષમાં જ આપનો અભિપ્રાય આપશો."

યુવકે ઉત્તર આપ્યો: "ક્ષમા કરજો. પણ આ બાબતમાં જે કંઇ હકીકત મારા જાણવામાં આવી છે તે પરથી હું કહી શકું છું કે આ રેલ્વે બનવાથી ફ્રેંચ જાતિને અતિઘણી હાનિ થશે. આ કારણથી હું તો એ રેલ્વે બંધાવવાની વિરુદ્ધમાંજ મત આપવાનો છું."

તે અપરિચિત મનુષ્ય બોલ્યો: "મારી ફક્ત એટલીજ વિનતિ છે કે હું જે આ કાગળિયાં લાવ્યો છું તે આપ એકવાર વાંચી જુઓ."

યુવક—લાવો, હું જોઈ જાઉં. તેમાં કંઈજ વાંધો નથી.

તે અપરિચિત માણસે કાગળિયાંનો થોકડો આગળ ધર્યો. યુવક તેને આમતેમ ઉલટાવીને તપાસવા લાગ્યો. એટલામાં ફરીથી કોઈએ બારણું ઠોક્યું. યુવકે બારણું ઉઘાડી જોયું તો ઘરધણી ભાડાની ઉઘરાણી કરવા આવ્યો હતો. ગયા ત્રણ મહિનાનું ભાડું બાકી હતું. યુવકે ઉત્તર આપ્યો, " આવતી કાલે આપીશ. " પેલા ઉઘરાણી કરનારે કહ્યું: " તમે લોકો મ્યુનિસિપાલિટીવાળાઓ કાયદા કાનૂન બનાવો છો અને તમેજ પાછા તેને માન નથી આપતા ! "

મહા મહેનતે તેને સમજાવી વિદાય કરીને યુવકે પાછા આવી પેલાં કાગળિયાં આમતેમ ફેરવવા માંડયાં. અચાનક તે બોલી ઉઠયો: " આ શું ? આ ૫૦૦૦૦ ફ્રૅન્કનો ચેક આ કાગળિયાંમાં કોણે મૂક્યો છે ? "

જોન લેંગે હસીને કહ્યું: " આપના મતની અમારે બહુજ જરૂર છે. કમીટીમાંના ત્રણ મેમ્બરો તો અમારા પક્ષમાં છે જ. બાકીના ત્રણ અમારી વિરુદ્ધ છે અને અમારી ખાતરી છે કે તેઓ અવશ્ય વિરુદ્ધમાંજ મત આપવાના. આપ કોઇપણ પક્ષમાં નથી અને વળી આમાં આપને પોતાને કોઇપણ પ્રકારનો હાનિ–લાભ પણ નથી. આપ જો કૃપા કરીને અમારા પક્ષમાં મત આપશો તો અમારી જીત થશે. "

યુવક ચૂપ હતો. તેનું મ્હોં સૂકાઇ ગયું. કપાળપર પરસેવાનાં ટીપાં વળ્યાં. તે થરથર કંપવા લાગ્યો. ચેક તેના હાથમાંજ હતો. જોન લેંગે આગળ ચલાવ્યું: " રાજનીતિ અને પ્રમાણિકપણાએ જ તમને આ ભિખારી દશામાં મૂકયા છે. આપ કેવી સ્થિતિમાં દિવસો વીતાવો છો તે તો જરા વિચારો. આપની વહાલી પત્નીની હાલતપર તો જરા નજર કરો. આ સ્થિતિને લીધેજ તેને આટલા રાત્રે

સીલામમાંથી સસ્તી જાકિટ ખરીદી લાવવા જવું પડશે છે." આટલું કહીને જોન લેંગ ઉત્તર મેળવવાની આશામાં યુવકના મ્હોં સામે તાકીને જોઈ રહ્યો. યુવક હજી પણ ચૂપજ હતો.

જોન લેંગે ફરીથી આગળ ચલાવ્યું: "એ પચાસ હજાર ફ્રેંક છે! એ રકમ વડે આપ સપાટામાં આપની આ કફોડી સ્થિતિ બદલી નાખી શકશો. વળી નવી ચુંટણી વખતે લોકોને પાનસોપારી આપવામાં પણ આ રકમનો થોડોક ભાગ તમારે ખપ આવશે અને તેથી આપ ફરીથી પણ મહાસભાના સભ્ય તરીકે ચૂંટાઇ શકશો. વળી આપ આપની સ્ત્રીને પણ સર્વ પ્રકારે સંતોષ આપી શકશો—સારાં કપડાં અને ઉત્તમ ઘરેણાં ખરીદી શકશો. આપ જેવાની પત્નીની આંગળીમાં એકાદ સારી જેવી સોનાની વીંટી ન હોય, અથવા તેના શરીરપર સારાં કપડાં ન હોય એ ખ્યાલ આપને શરમ નથી ઉપજાવતો? મહેનત કરી કરીને એ બિચારીનું શરીર કેવું દુબળું થઇ ગયું છે! એની આ હાલત શું આપ ઠંડે પેટે સહન કરી શકો છો?"

યુવક પણ આ સમયે પોતાના મનમાં આજ વિચાર કરી રહ્યો હતો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો: "શું હતું ને શું થઈ ગયું! એ બિચારીને કેટલું દુઃખ છે! આહ! મારી દશા કેવી દરિદ્રી છે! હજુ હમણાંજ ઘરવાળો આવીને કેટલી વાતો સંભળાવી ગયો! દૂધવાળો પણ દૂધ બંધ કરવાની ધમકી દે છે; મોદીની ઉઘરાણી અને અપમાન રોજ સહન કરવાં પડે છે! આર્થિક કષ્ટ, માનસિક કષ્ટ, શારીરિક કષ્ટ અને ભૂખમરાનું કષ્ટ, સઘળાં કષ્ટ એક બાજુએ છે; જ્યારે બીજી બાજુએ ભલમનસાઈ, ઇમાનદારી, પ્રમાણિકપણું અને નેકનામી છે! હવે શું કરૂં?"

તે આ વિચાર કરતો હતો એટલામાં વચમાંજ લેંગ સાહેબે તેને ફરીથી સ્મરણ કરાવ્યું: "આપ શું મૅડમ બૂનો (મેરી)ને સુખી બનાવવાને નથી ઇચ્છતા?"

એટલામાં અચાનક કોઈનો અવાજ સંભળાયો: "એ કોણ મૅડમ બ્રૂનોનું નામ લઈ રહ્યું છે?"

મેરીએ અકસ્માત અંદર આવીને તે અપરિચિત મનુષ્યને મ્હોડે પોતાનું નામ સાંભળીને તથા પોતાના સ્વામીનું વિષાદપૂર્ણ મુખ જોઇને પૂછ્યું: "એ કોણ મૅડમ બ્રૂનોનું નામ લઈ રહ્યું છે!"

યુવકના હૃદયમાં જાણે નવું બળ આવ્યું હોય એમ લાગ્યું. તે બોલી ઉઠયો: "મેરી, મને બચાવ!" આટલું કહીને તેણે પોતાની હકીકત મેરીને કહી સંભળાવી. તે બોલતી વખતે જાણે કે યુવકના કંઠમાં સરસ્વતી દેવીનો આવિર્ભાવ થયો હોય એમ લાગતું હતું. તેની આવી વક્તૃત્વશક્તિ જોઇને મિ. લૅંગ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, "જે સભાસદ આટલી સફાઇથી બોલી શકે છે તેને પછી શી ખામી રહે!"

સઘળી હકીકત કહી સંભળાવ્યા બાદ પેલો ચેક મેરીના હાથમાં મૂકતાં મૂકતાં યુવક બોલ્યો: "મેરી! હવે તો તું આ વાતનો ફેંસલો કર કે હું ધર્મ વેચીને ધન લઉં કે ધન જવા દઇને ધર્મ બચાવું?"

મેરી કંઇ પણ સંકોચ વિના પેલો ચેક લૅંગ સાહેબના હાથમાં આપતાં આપતાં બોલી: "મહાશય, અમારે ત્યાં આત્મસન્માન કે ધર્મ વેચાતાં નથી મળતાં! કૃપા કરીને આપને રસ્તે પડો." આટલું કહીને મેરીએ તેને વિદાય કર્યો.

ડેપ્યુટી મેરીના કોમળ કપોલપર આ ઉદાત્તકાર્યના પુરસ્કારરૂપ એક મૃદુ પ્રેમચુંબન કરીને બોલ્યો: "તારા આ બે કોમળ હાથ અમૂલ્ય રત્ન સમાન છે. તેની આગળ પચાસ હજાર ફ્રૅન્ક કંઇજ વિસાતમાં નથી."

મેરી હસીને બોલી: "હાજી, એ રત્ન છે અને કંઇપણ ડાધ-કલંક વિનાનાં છે."

ધન્ય છે એવા નિશ્કલંક હાથોને ! ધન્ય છે એવા હાથ ધરાવનાર પવિત્ર ઉન્નત હૃદયવાળાં મનુષ્યોને ! આવાં જોડાંઓના ગૃહસ્થાશ્રમનેજ આર્ય મુનિઓએ "**धन्योगृहस्थाश्रम**" આ ઉદ્ગાર કહાડયા છે. આવાં ઉચ્ચહૃદય મનુષ્યોજ સભા સમિતીઓમાં ચુંટાવા યોગ્ય છે. લાગવગ અને ધંધો વધારી ધનના ઢગ મેળવવા માગનારા લાખો અને કરોડો મનુષ્યોને દુઃખ દારિદ્રમાં ડુબી રહી મરતાં જોવા જાણવા છતાં પોતાના ધન સંગ્રહને સર્પની પેઠે સાચવી રહેવાવાળા, અથવા તો લોકોના મોટા ભાગની ના છતાં પણ લોકોના પ્રતિનીધિ તરીકે રાજસભાઓમાં ઘુસી બેસવાવાળા લોકોને, કોઇપણ સામાજીક કે સરકારી સંસ્થા માટે ભૂલેચૂકે પણ મત આપનારા ખરેખર પાપજ કરે છે !

દેશોન્નતિ થવામાં ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષોનાં ચારિત્ર્ય અને સેવાજ કારણભૂત ગણાય છે, પરંતુ પુરુષોમાં તેવા ગુણો રોપવામાં તેમજ ટકાવી રાખવામાં બ્હેન, સ્ત્રી કે માતા તરીકે મેરી જેવી પવિત્ર, પ્રેમાળ અને દૈવી ગુણવાળી સ્ત્રીઓનો જ હાથ રહેલો હોય છે.

# એક મહાન હિંદીને

" જવાબદારી સમજનારા,
આત્મભોગ આપનારા તથા સિદ્ધાંતે
સંકટ સહન કરવાને તત્પર, એવા હ
ત્યાંથી ? ઉત્પન્ન કરી શકે છે. "

× × ×

" જ્યાં સુધી જીવન અને અ
સંસ્થાઓના સંચાલક ન હોય ત્યાં
અને ઉત્સાહ પ્રેરવાનું કામ બજાવી

× × ×

" તમારી સંસ્થાઓને ભલે
તમામ વસ્તુઓને ભોગે સંસ્થાને જાળ
સમુદ્રમાં તમારી ઉચ્ચતર વૃત્તિઓને

× × ×

" કામચલાઉ ઉપાયો નહિ
કાંઇ જો અમે સિદ્ધાંતને વળગી રહેવા
જોઇએ છે. "